## દ્વિતીયાવૃત્તિની ભૂમિકા

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ વેચાઈ ગએલી હોવાથી તેની માગણી સજ્જનો-તરફથી ચાલુ હોવાથી તેની બીજી આવૃત્તિ મૂળપ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

દ્વિતીયભાદ્રપદ-૧૯૯૨

વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળ
શ્રીઆનંદાશ્રમ—બીલખા



ૐ

# ભૂમિકા

સાંખ્યપ્રવચનની ( સાંખ્યશાસ્ત્રની ) ભરતખંડમાં પ્રવૃત્તિ કરનારા સમર્થ આચાર્યો શ્રીકપિલભગવાન્, શ્રીઆસુરિ, શ્રીપંચશિખાચાર્ય, શ્રીસનંદનાચાર્ય, શ્રીવાપગણ્ય ને શ્રીઈશ્વરકૃષ્ણાદિ થયા છે.

આ સાંખ્યશાસ્ત્ર આપણા વેદાનુકૂલ ષડ્દર્શનોમાંનું એક દર્શન છે. આપણાં વેદાનુકૂલ દર્શનોમા તત્ત્વજ્ઞાનનો વિષય બહુ ઉત્તમ-પદ્ધતિથી સમજાવેલો હોય છે, તેથી તે દર્શનો વિચારશીલ સજ્જનો-ને મનન કરવામાં બહુ ઉપયોગી થાય છે. પ્રકૃતિ આદિ જડ તત્ત્વોની ને પુરુષરૂપ ચેતનની સમ્યક્ પ્રકારે ગણના કરી, તેમના સ્વરૂપાદિને સમજાવનારું શાસ્ત્ર સાંખ્યશાસ્ત્ર કહેવાય છે. આ દર્શનના વા પ્રવચનના પ્રણેતા મહામુનિ કપિલભગવાન્ મનાય છે. તેમની ઉત્પત્તિ શ્રીકર્દમઋષિથી અને તેમનાં ધર્મપત્ની દેવહુતિથી થયેલી પુરાણાદિમા પ્રસિદ્ધ છે. શુદ્ધ સાત્ત્વિકી બુદ્ધિમાં સ્થિરભાવે રહેનારાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્ય એ ચારે તેમનામાં જન્મથી-

જ હતાં એમ શ્વેતાશ્વરશ્રુતિ[1] ને પુરાણો[2] કહે છે. આ લોકપ્રસિદ્ધ ભયંકર ભવાટવીમાં આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના તાપોથી નિરંતર તપતા લોકસમૂહને જોઇને તેમણે પરમકારુણ્યથી, તેમના આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના તાપોની અવશ્યંભાવિ ને આત્યંતિક નિવૃત્તિ કરવાના ઉપાયરૂપ આ શાસ્ત્ર રચી, તેની પોતાના શિષ્યાદિદ્વારા આ સંસારમાં પ્રવૃત્તિ કરાવી છે.

સત્ત્વાદિ ત્રણ ગુણો જેનું સ્વરૂપ છે એવી પ્રકૃતિજ આ દશ્ય ને અદશ્ય વિશ્વને પરિણામ પામીને ઉપજાવનારી છે, પુરુષનું ભોગમોક્ષરૂપ પ્રયોજન તેની જગદાકાર થવારૂપ પ્રવૃત્તિનો હેતુ છે, પુરુષના ભોગની તથા મોક્ષની સિદ્ધિ કરવી એ પ્રકૃતિનું કર્તવ્ય છે, પુરુષ વસ્તુતાએ ઉદાસીન છતા પણ પ્રકૃતિની સાથે અભેદ માની ભોક્તાપણાના અભિમાનવડે બંધાય છે, અને તે પુરુષ પ્રકૃતિના ને પોતાના ભિન્નપણાના સાક્ષાત્કારવડે તથા પોતાના અસંગપણાના અનુભવવડે દુઃખરૂપ બંધમાંથી મુક્ત થાય છે, આ સંક્ષેપમાં સાંખ્યશાસ્ત્રનો વિષય છે.

આ ગ્રંથપર ૧ શ્રીઅનિરુદ્ધભટ્ટકૃત, ૨ શ્રીમહાદેવવેદાંતિકૃત, ૩ શ્રીનાગેશભટ્ટકૃત ને ૪ શ્રીમાધવપરિવ્રાજકકૃત એમ ચાર સંસ્કૃતટીકાઓ છે, અને શ્રીવિજ્ઞાનભિક્ષુકૃત ભાષ્ય છે. તેમાંની પહેલી બે ને છેલ્લી એ ત્રણ ટીકાઓ તથા ભાષ્ય કલકત્તા તથા કાશીમાં મુદ્રાંકિત થયાં છે, ને ત્રીજી ટીકા અદ્યપર્યંત મુદ્રાંકિત થયેલી જોવામાં આવી નથી. આ ગ્રંથમાં એ ચાર ટીકાઓમાંની પહેલી પ્રાચીન ટીકા આપવામાં આવી છે. એ ટીકામાં જે ઉત્થા-

---

૧ " ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति ॥ "
( જે પ્રથમ ઉપજેલા તે કપિલઋષિને જ્ઞાનોવડે શોભાવે છે. )

૨ શ્રીમદ્ભાગવતાદિમાં તેમને જ્ઞાનવૈરાગ્યાદિથી ભરેલા વર્ણવ્યા છે.

નિકાનો ભાગ છે તે માત્ર સૂત્રાર્થ વિચારનારને ઉપયોગી ન હોવાથી મૂકી દેવામાં આવ્યો છે.

જેમ વૈદકશાસ્ત્રમાં રોગ, રોગની નિવૃત્તિ, રોગનું કારણ ને રોગની નિવૃત્તિના ઉપાયો એ ચાર પદાર્થોનું પ્રધાનપણે પ્રતિપાદન કરવામાં આવે છે તેમ આ સાંખ્યશાસ્ત્રમાં પણ હેય, હાન, હેયનું કારણ, ને હાનના ઉપાયો એ ચાર પદાર્થો પ્રધાનપણે પ્રતિપાદન કરવામાં આવ્યા છે. ત્યાગ કરવાયોગ્ય જે આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખો છે તે હેય કહેવાય છે, તે ત્રણ પ્રકારનાં દુઃખોની જે અત્યંત-નિવૃત્તિ તે હાન કહેવાય છે પ્રકૃતિપુરુષના કલ્પિત સંયોગદ્વારા તે બન્નેનો અવિવેક એ હેયનું કારણ છે, અને વિવેકખ્યાતિ એ હાનનો (દુઃખનિવૃત્તિનો) મુખ્ય ઉપાય છે. એ પ્રત્યેક પદાર્થનું સ્પષ્ટ સ્વરૂપ આ ગ્રંથ વાચવાથી આ વિષયમાં પ્રથમ પ્રવેશ કરનાર વાંચનારને સમજાશે.

આ શાસ્ત્રમાં કેટલાક સૂત્રોવડે નિત્યજ્ઞાનવાળા તથા અખંડૈ-શ્વર્યવાળા ઈશ્વરનો નિષેધ કરેલો જોવામાં આવે છે તે નિષેધ, નિત્ય-જ્ઞાનવાળા તટસ્થ ઈશ્વર જે નૈયાયિકોએ માન્યા છે તેનો, પ્રૌઢિવાદથી છે એમ જાણવું. જો નિત્યજ્ઞાનવાળા તટસ્થ ઈશ્વરને માનીએ તો નિરંતર સૃષ્ટિ આદિ થવાં જોઇએ, પણ તેમ થતું નથી; માટે આ શાસ્ત્રમાં તેનું ખંડન જોવામાં આવે છે. વળી જો આ શાસ્ત્રમાં નિત્યૈશ્વર્યવાળા ઈશ્વરનો નિષેધ ન કરત તો તે ઈશ્વરનું ઐશ્વર્ય પરિપૂર્ણ, નિત્ય ને નિર્દોષ છે એવું શ્રવણ કર્યા પછી તેવા ઐશ્વર્યની પ્રાપ્તિ કરવાનો મોહ મુમુક્ષુ શિષ્યોના ચિત્તમાં ઉપજત; માટે નિત્યૈશ્વર્યવાળા ઈશ્વરના ખંડનનું તાત્પર્ય ઐશ્વર્યથી વૈરાગ્યના પ્રતિપાદનમાત્રમાં છે; કેમકે ઈશ્વરના અસ્તિત્વનું ખંડન કરવું એ આ શાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ નથી, પણ જિજ્ઞાસુને વિવેકજ્ઞાન સંપાદન કરાવવું એજ આ શાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ છે. વળી સર્વ પ્રાણીઓને પ્રેરણા કરનાર નિત્યનિરતિ-શયૈશ્વર્યવાન્ ઈશ્વર છે એવું શ્રવણ કરીને મુમુક્ષુ શિષ્યોને એવી પ્રતીતિ

પણ થઇ જાત કે ઇશ્વરજ અમારા પ્રેરક છે, તેઓ અમને જેવી પ્રેરણા કરે છે તેવીજ રીતે અમે સર્વ કાર્યોમા પ્રવૃત્ત થઇએ છીએ તે ઇશ્વર જ્યારે અમને વિવેકજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોમા પ્રેરણા કરશે ત્યારે અમારી તેમાં પ્રવૃત્તિ થશે અમારા પુરુષાર્થથી કાંઇ થવાનુ નથી આમ પુરુષાર્થને નિર્બલ કરનારી સમજ પ્રાપ્ત થવાને લીધે કોઇ પણ પુરુષ વિવેકજ્ઞાનનાં સાધનોમાં પ્રવૃત્ત થઇ શકત નહિ માટે પરમાર્થમા પુરુષાર્થનુ અધિકપણુ જણાવવા માટે પણ ગૌણપણે ઇશ્વરનુ ખડન આ ગ્રંથમાં કર્યું છે માયાવિશિષ્ટ ચેતનરૂપ ઇશ્વરનુ અસ્તિત્વ અનુમાન, આગમ અને યોગીઓના અનુભવથી સિદ્ધ હોવાથી શ્રીપાતજલયોગદર્શનમા તેનુ અસ્તિત્વ નીચેના આશયોવડે સાખ્યશાસ્ત્રનાજ ધોરણથી સિદ્ધ કર્યું છે—

અવિદ્યાદિ કલેશોવડે નિરતર પીડાતા અને અવિવેકરૂપ અધકારમા સતત ભટકતા પુરુષોને સન્માર્ગે ચઢાવી કૈવલ્યની પ્રાપ્તિ કરાવનાર ને પ્રકૃતિનો પ્રેરક જે ભાવિપુરુષાર્થ તેની વ્યવસ્થા કરનાર તથા પ્રકૃતિને પ્રવર્તાવનાર કોઇ પુરુષવિશેષ હોવા જોઇએ, જેની ભક્તિથી નિર્વિઘ્ને વિવેકજ્ઞાનની પ્રાપ્તિ કરી, અવિદ્યાદિ સર્વકલેશોને નિર્મૂલ કરી મુમુક્ષુપુરુષથી કૈવલ્ય મેળવી શકાય વળી કેવલ જડ દ્રવ્ય પોતાની મેળે વ્યવસ્થાપૂર્વક પ્રવૃત્ત થઈ શકતુ નથી, પણ તેની પ્રવૃત્તિ ચેતનને અધીન જોવામાં આવે છે આમ છે, માટે જડ પ્રકૃતિના પણ કોઇ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ નિયામક હોવા જોઇએ અસર્વજ્ઞ ને અસમર્થ બદ્ધ પુરુષ બધી પ્રકૃતિનો અધિષ્ઠાતા કે પ્રેરક સભવી શકે નહિ આ કલ્પમાં જન્મથીજ સિદ્ધ હોય એવા પુરુષને પ્રેરક માનવા તે પણ યોગ્ય નથી, કેમકે અનાદિ ને અનત જે પ્રકૃતિ છે તેના પ્રેરક પણ તેવાજ એટલે અનાદિ ને અનત મુક્તપુરુષ જોઇએ બદ્ધની પેઠે વિદેહ કે પ્રકૃતિલીન પુરુષો પણ અસર્વજ્ઞ ને અસમર્થ હોવાથી પ્રકૃતિના પ્રેરક સભવતા નથી પરિશેષથી નિત્યમુક્ત ઇશ્વરજ એ પ્રકૃતિના પ્રેરક છે એમ સિદ્ધ થાય છે જોકે ચિન્માત્રમાં ઐશ્વર્યકૃત

કોઈ તારતમ્ય નથી, છતા તેમના ચિત્તના ત્રણે કાળમાં ક્લેશ, કર્મ વિપાક ને આશયથી રહિતપણાને લીધે તે ઐશ્વર્યયુક્ત પુરુષવિશેષ ઈશ્વર કહેવાય છે. કર્મ જડ છે, માટે તેનાથી યથાયોગ્ય ફળ આપવાનું કામ થઇ શકે નહિ, તેથી તેના કોઈ પણ ચેતનરૂપ નિયન્તા હોવો જોઈએ. જીવોનાં કર્મોનાં ફળોની યથાયોગ્ય વ્યવસ્થા સર્વજ્ઞ ઈશ્વર વિના બીજા કોઇ અસર્વજ્ઞ જીવથી થઇ શકે નહિ, માટેજ કર્મફલપ્રદાતા ઈશ્વર છે એમ માનવામાં આવે છે. આના વિશેષ સ્પષ્ટીકરણમાટે " तत्र निरतिशयं सर्वज्ञबीजम् " એ શ્રીપાતંજલયોગદર્શનના સૂત્રની રહસ્યદીપિકાનામની ગુજરાતીટીકા જુઓ. ત્યાં અનુમાનની નૂતન યુક્તિથી તેમનુ અસ્તિત્વ સિદ્ધ કરવામા આવ્યુ છે.

આ સાંખ્યશાસ્ત્રને સાંખ્યપ્રવચન, સાંખ્યદર્શન, કપિલસૂત્રો કે સાંખ્યસૂત્રો પણ કહેવામાં આવે છે.

આ સાંખ્યશાસ્ત્રમાં કહેલો વિષય પ્રાચીન છે, પણ વર્તમાનમાં પ્રાપ્ત થતું આ સાંખ્યશાસ્ત્ર વા સાંખ્યપ્રવચન કેટલું પ્રાચીન હશે તે નક્કી કહી શકાય એમ નથી. આ સાંખ્યશાસ્ત્રમા આપેલાં સર્વ સૂત્રો શ્રીકપિલભગવાનનાં હો, વા તેમાંનાં અમુક સૂત્રો શ્રીકપિલભગવાનનાં હો, અને બીજાં સૂત્રો કોઈ સાંખ્યાનુયાયી પંડિતોનાં હો, તેનો નિર્ણય કરવાનું કામ વિવેકી મુમુક્ષુનું નથી, ને તેમ કરવાથી તેને કશો લાભ થવાનો સંભવ પણ નથી. શ્રીકપિલભગવાનનાં આ સૂત્રો, શ્રીપંચશિખાચાર્યનાં કેટલાક વચનો, અને શ્રીઈશ્વરકૃષ્ણની ૭૨ શ્લોકની શ્રીસાંખ્યકારિકા એ સાંખ્યશાસ્ત્રનો વિષય સમજાવનારાં પ્રાચીન વચનો હમણાં પ્રાપ્ત થાય છે. તેમાં શ્રીસાંખ્યકારિકા વિદ્વાનોમાં વધારે આદર પામેલી છે, તેથી તેના ઉપર સર્વતંત્રસ્વતંત્ર શ્રીવાચસ્પતિમિશ્રે સાંખ્યતત્ત્વકૌમુદીનામની સુંદર સંસ્કૃત ટીકા લખી છે. આ ગ્રંથમાં તે સાંખ્યકારિકાના સર્વ વિષયો આવી જાય છે.

આ સાંખ્યશાસ્ત્રમાં પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, ( બુદ્ધિ ), અહં-

કાર, સત્ત્વાદિ ત્રણ ગુણો, તન્માત્રાઓ, ઇન્દ્રિયો, ભૂતો, પાંચ વિપર્યયો, નવ તુષ્ટિઓ, અઠ્ઠાવીશ પ્રકારનુ કરણોનુ અસામર્થ્ય, ને આઠ સિદ્ધિઓ મળીને કુલ સાઠ પદાર્થોનું નિરૂપણ હોવાથી આ સાંખ્યશાસ્ત્રને ષષ્ટિતંત્ર પણ કહી શકાય. શ્રીપંચશિખાચાર્યનો ષષ્ટિતંત્રનામનો નિબંધ પૂર્વે પ્રચલિત હતો, પણ હમણાં તે મળી શકતો નથી એ ષષ્ટિતંત્રમાંથી આખ્યાયિકાઓ અને પરપક્ષનિર્ણય (પરવાદનું ખંડન) એ બે વિષયો મૂકી દઇને બાકીના સર્વ વિષયોનું નિરૂપણ મેં આ સાંખ્યકારિકામાં કર્યું છે એમ સાંખ્યાચાર્ય શ્રીઇશ્વરકૃષ્ણ પોતાની શ્રીસાંખ્યકારિકાની ૭૨ મી કારિકામાં કહે છે, તેથી જણાય છે કે આ સાંખ્યશાસ્ત્રમાં જે વિષયો હમણાં છે તેજ વિષયો ષષ્ટિતંત્રનામના ગ્રંથમાં હશે

પૂજ્યચરણ શ્રીશંકરભગવાનના લેખોમાં ને શ્રીવાચસ્પતિમિશ્રના લેખોમાં આ દર્શનમાંનુ કોઇ સૂત્ર આવતું નથી, તેથી કેટલાક વિદ્વાનો ધારે છે કે આ સાંખ્યદર્શનમાં જે વિષયો છે તે વિષયોનો ઉપદેશ પ્રથમ ભગવાન્ કપિલે શ્રીઆસુરિને મોઢેથી કરેલો હશે. શ્રીઆસુરિએ પણ તે ઉપદેશ શ્રીપંચશિખને મોઢેથી કરેલો હશે પછી શ્રીપંચશિખે ષષ્ટિતંત્રનામનો ગ્રંથ રચી પોતાના તે ગ્રંથમાં તે સર્વ વિષયોનો સંગ્રહ કર્યો હશે, અને પરંપરાવડે તે સર્વ વિષયોનો ઉપદેશ શ્રીઇશ્વરકૃષ્ણને પ્રાપ્ત થયો હશે, તેમણે પોતાની સાંખ્યકારિકામાંની ૭૦ આર્યાઓમાં મૂળમાંથી આખ્યાયિકાઓનો અને પરમતખંડનનો ભાગ મૂકી દઇ, બાકીનો સર્વ ભાગ ગ્રહણ કર્યો હશે પછી સમય જતાં ષષ્ટિતંત્રમાંના સર્વ વિષયોનો આ સૂત્રોમાં લોકોપકારમાટે કોઇ વિદ્વાને કપિલજીના નામથી સંગ્રહ કર્યો હશે તે વિદ્વાનોના અભિપ્રાયને આપણે સર્વાંશે સત્ય માનીએ તોપણ તેથી આ ગ્રંથનું મહત્ત્વ ઘટતું નથી. લેખના પ્રાચીનપણાથી કે તેના અર્વાચીનપણાથી તે લેખનુ વાસ્તવિક શ્રેષ્ઠપણું કે ઊતરતાપણુ સિદ્ધ થતાં નથી, પણ તે લેખમાંના વિષયથી તે લેખનું શ્રેષ્ઠપણું કે

ઊતરતાપણું સિદ્ધ થાય છે. આ લેખમાં સાંખ્યશાસ્ત્રના સર્વ વિષયો સુસ્પષ્ટરીતે વર્ણવેલા હોવાથી મુમુક્ષુને સાંખ્યસિદ્ધાંતનું સ્વરૂપ સમજવું સુલભ થઇ શકે એમ છે, તેથી મુમુક્ષુએ આ ગ્રંથ આદરપૂર્વક વિચારવાયોગ્ય છે એમ કહેવામાં કોઇ પ્રકારનું અનુચિતપણું થતું હોય એમ જણાતું નથી.

સાંખ્યશાસ્ત્રના અભ્યાસવડે મુમુક્ષુએ પોતાના ચેતનસ્વરૂપને પ્રકૃતિથી ને તેના કાર્ય બુદ્ધિ આદિથી પૃથક્ સમજવું જોઇએ, અને અનુભવવું જોઇએ. જે પુરુષ પ્રકૃતિથી તથા બુદ્ધિથી ને તેમના ધર્મોથી પોતાના વ્યાપકસ્વરૂપને ભિન્ન અનુભવવા ભાગ્યશાલી થાય છે તે પુરુષ ત્રિવિધતાપની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરી કૈવલ્યને પ્રાપ્ત થાય છે.

૭ વેદાનુકૂલ દર્શનો જે હમણાં પ્રસિદ્ધિમાં છે તે દર્શનોનો પ્રાદુર્ભાવ આ ભરતખંડમાં કેવા ક્રમથી ક્યારે થયો હશે તે સંદેહરહિતપણે નક્કી નહિ થઇ શકે એવો વિષય હોવાથી તેના સંબંધનો વિચાર કરવાની પ્રવૃત્તિ અહીં યોગ્ય ગણી નથી.

ક્ષણિકવિજ્ઞાનવાદનું ને શૂન્યવાદનું ખંડન કરનારાં જે સૂત્રો આ ગ્રંથમાં જોવામાં આવે છે તે પાછળથી કોઇ સાંખ્યાનુયાયી વિદ્વાને વધાર્યાં હશે, કે જ્યારે અન્ય સૂત્રોની રચના થઇ હશે ત્યારેજ તે સૂત્રો રચાયાં હશે, તે પણ સંતોષકારકરીતે નક્કી ન થઇ શકે એવો વિષય છે.

જે સૂત્રોપર શ્રીમદ્ અનિરુદ્ધભટ્ટની સંસ્કૃતટીકા નથી તેમાંના જે સૂત્રપર ટીકા લખવાની અગત્ય જણાઇ છે ત્યાં તે ટીકા આવા [ ] કૌંસમાં લખવામાં આવી છે.

આ પુસ્તકમાં આપેલી સંસ્કૃતટીકામાં ને ગુજરાતી વિવેચનમાં કોઈ સ્થલે મળતાપણું ન જણાય ત્યાં તે ગુજરાતી વિવેચન અન્ય યોગ્ય સંસ્કૃતટીકાઓને અવલંબીને પ્રસંગને વધારે અનુસરતું જાણી લખાયું છે એમ સમજવું. ઇતિ શમ્

ॐ

# સાંખ્યવિચાર

## દોહરા

સ્થૂલ દેહ સ્થૂલ દશ્ય સૌ, એ ભૌતિક ગણાય;
પાચ ભૂતથી ભિન્ન નહિ, ભૂતરૂપ લેખાય. ૧

કારણ તે ભૂતોતણું, તન્માત્રાજ મનાય;
કાર્ય ભિન્ન ગણાય નહિ, કારણરૂપ ગણાય. ૨

ભૂતો તન્માત્રા થતા, રહ્યુ ન ભૂતો નામ;
તન્માત્રરૂપ તે થયાં, ગણી ભૂતાદિ તમામ. ૩

તન્માત્રાઓ પાંચ ને, ઇંદ્રિયગણ અગિયાર;
અહંકારનાં કાર્ય તે, રે' અભિમાન–મોઝાર. ૪

એ સોળે લય પામતાં, રહે એક અહંકાર;
અહંકારરૂપ કાર્ય પણ, મહત્તત્ત્વે શમનાર. ૫

અહંકારરૂપ દૂર થઇ, મહત્તત્ત્વ રે' એક;
મહત્તત્ત્વ એ બુદ્ધિ છે, એવો કરો વિવેક. ૬

ચિત્તનામ પણ તે તણું, પ્રકૃતિ કારણરૂપ.
પ્રકૃતિથી તે ઉપજે, થઇને કારજરૂપ. ૭

એ વિધ જડ પ્રપચ સૌ, પ્રકૃતિમાંહી શમાય;
પ્રકૃતિ કારણ સર્વનું, અન્ય સૌ કાર્ય ગણાય. ૮

પ્રકૃતિ પ્રકૃતિકાર્યથી, પુરુષ ભિન્ન ગણાય;
અસંગી સચ્ચિદ્રૂપ તે, સુખદુઃખરહિત મનાય. ૯

એવો વિવેક દઢ થતાં, થાય બંધનો નાશ;
એ કૈવલ્ય એ મોક્ષ છે, એજ સ્થિતિ અવિનાશ. ૧૦

# શ્રીસાંખ્યપ્રવચન

## વિષયાનુક્રમણિકા

## ૨ પ્રધાનકાર્યાધ્યાય પૃષ્ઠ ૧૩૨ થી ૧૬૩

## ૩ વૈરાગ્યાધ્યાય પૃષ્ઠ ૧૬૪ થી ૨૨૭

## ૪ આખ્યાયિકાધ્યાય પૃષ્ઠ ૨૧૮ થી ૨૭૫

### ૫ પરપક્ષનિર્જયાધ્યાય પૃષ્ઠ ૨૪૧ થી ૩૩૩

## ૬ તંત્રાર્થસક્ષેપાધ્યાય પૃષ્ઠ ૩૩૪ થી ૪૩૨.

# अगत्यनुं शुद्धिपत्र

| પૃષ્ઠ. | પંક્ત્યંક. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧૯ | ૪ | क्त्विवेकाद्धन्धः | कित्वविवेकाद्धन्धः |
| ૯૨ | ૫ | तत्सिद्वेः | तत्सिद्धे. |
| ૧૦૨ | ૧૭ | વર્તમાનાસ્થા | વર્તમાનાવસ્થા |
| ૧૧૫ | ૮ | શરીરાદ | શરીરાદિ |
| ૧૨૫ | ૨ | भिक्षाचर्य | भिक्षाचर्यं |
| ૨૨૩ | ૧૨ | त्वंमिति | त्वमिति |
| ૨૩૪ | ૧૦ | ત્કારે | ત્યારે |
| ૨૩૯ | ૧૦ | दोपदर्शनादुभयोः | दोपदर्शनादुभयोः |
| ૨૩૯ | ૨૨ | अजर्नाग्नि | अजनाग्नि |
| ૨૪૧ | ૨૦ | चतुथः | चतुर्थः |
| ૨૬૮ | ૧૪ | અલાકિક | અલૌકિક |
| ૨૬૯ | ૧૬ | महापातकिभिः | महापातकिभिः |
| ૨૯૯ | ૪ | विशेषः | विशेषा |
| ૩૦૩ | ૧૬ | प्रतिभाध | प्रतिबधि |
| ૩૧૮ | ૮ | સ્વર્ગાદ | સ્વર્ગાદિ |
| ૩૨૪ | ૧ | द्वयोः | द्वयोः |
| ૩૩૭ | ૭ | सुखोत्कर्पस्य | सुखोत्कर्षस्य |

## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા-કૃત પુસ્તકો

( સઘળાં પુસ્તકો છાપેલી કિંમતથી પોણી કિંમતે વેચાય છે. )

ઉપનિષદો રૂ. ૬-૪-૦ વેદાંતદર્શન પાકા પુંઠાનું રૂ. ૩-૮-૦ કાચા પુંઠાનું. રૂ. ૩-૦-૦ સાંખ્યપ્રવચન સંસ્કૃત તથા ગુજરાતી ટીકા સાથે. ૧-૨-૦ યોગકૌસ્તુભ. રૂ. ૧-૦-૦ પાતંજલયોગદર્શન. રૂ. ૨-૧૦-૦ પરમપદબોધિની રૂ. ૦-૧૪-૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦-૧-૦ નાથરત્નોદય રૂ. ૦-૩-૦ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦-૧-૬ મનુષ્યમિત્ર. રૂ. ૦-૫-૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦-૩-૦ સુબોધકલ્પલતા. રૂ. ૦-૭-૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. રૂ. ૦-૯-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ રૂ. ૦-૧૦-૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ ૦-૧૨-૦ સદુપદેશ દિવાકર ચતુર્થ કિરણ રૂ. ૧-૨-૦ પંચમ કિરણ રૂ.૦-૧૩-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦ રૂ. ૦-૭-૬ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫ રૂ. ૦-૯-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૩૬ થી ૫૮ રૂ.૧-૨-૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૫૯ થી ૭૩ રૂ ૦-૮-૦ યોગપ્રભાકર રૂ. ૦-૪-૦ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ રૂ.૦-૫-૬ ગીતાદિ પંચરત્ન સટીક રૂ. ૧-૦-૦ રાસ પંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ ૦-૫-૬ પ્રણવપટ્ટ રૂ ૦-૨-૦ પ્રણવવિસ્તારપટ્ટ રૂ ૦-૧-૦ નાથકાવ્ય. ભાગ ૧ લો. રૂ ૦-૫-૦ નાથકાવ્ય ભાગ ૨ જો રૂ. ૦-૧૪-૦ સદુપદેશ માલા પ્રથમ ભાગ રૂ. ૦-૩-૬ પત્રકલ્પમંજરી રૂ ૦-૪-૦ વિનોદમાલા રૂ. ૦-૬-૦ દુરાચારગિરિવજ્ર રૂ ૦-૪-૬ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઇશાવાસ્યાદિ સટીક રૂ. ૦-૪-૬ શ્રીસૂક્ત સટીક. રૂ ૦-૦-૯ વૈરાગ્ય-સુધાકર. રૂ. ૦-૧-૬ ભક્તિસુધા. રૂ ૦-૦-૪ શ્રીયજુર્વેદીય આહ્નિક પ્રકાશ રૂ. ૦-૮-૦ શ્રીસનાતનધર્મનું નિરૂપણ રૂ ૦-૨-૬ સુવિચાર-ચંદ્રિકા. રૂ. ૦-૫-૦ મહામંત્રમાલિકા. રૂ. ૦-૪-૦ શ્રીશંકરાચાર્યના અષ્ટાદશરત્નો સટીક રૂ. ૧-૮-૦ વિવેકભાસ્કર પ્રથમરશ્મિ રૂ. ૦-૯-૦ દ્વિ. રૂ. ૦-૮-૦ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાવીશ સાધનો. રૂ. ૦-૯-૦ આશૌચ-વિવેક રૂ. ૦-૧-૦ નૈમિત્તિકકર્મપ્રકાશ રૂ. ૧-૧૨-૦ ત્રીજી આવૃત્તિ

ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-ત્રિભુવન વિઠ્ઠલજી દવે
વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા

## શ્રીઆનંદાશ્રમતરફથી પ્રસિદ્ધ થતું ધાર્મિક માસિક પત્ર.

# ॥ आनंदाश्रम ॥

આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યચરણ સદ્ગુરુદેવ આચાર્યવર શ્રીમન્નથુરામશર્મા-આચાર્યજીનું પરમપુનીત લીલાતનુ આ પૃથ્વીને પાવન કરતુ હતુ ત્યાંસુધીમાં તો તેઓશ્રીના દર્શનનો, સમાગમનો ને દિવ્ય ઉપદેશશ્રવણનો લાભ કાઠિયાવાડ, કચ્છ, ગુજરાત, મુંબઈ ને કરાચી આદિ સ્થળોનાં જનોને અવારનવાર મળ્યા કરતો હતો એ લાભ જે જે સુભાગી જનોએ મેળવ્યો હશે તેમના હૃદયમા તેના સંસ્કારો અદ્યાપિપર્યંત તાજાજ હશે. એ પરમપૂજનીય મહાત્માશ્રીનો ઉપદેશ-સમૂહ પુષ્કળ છે તેનો તેમજ અન્ય શાસ્ત્રીય વિષયનો લાભ વર્તમાનમા પણ જિજ્ઞાસુઓને મળ્યા કરે એ હેતુ ધ્યાનમા લઇ આનંદાશ્રમતરફથી આ "આનંદાશ્રમ" માસિક બહાર પાડવામા આવે છે અત્યારે તેનું છઠ્ઠું વર્ષ ચાલે છે.

સનાતનધર્મનો પ્રચાર કરતા આ રોયલ અષ્ટપત્રી ચોવીશ પૃષ્ઠના માસિકનુ પોસ્ટેજ સહિત વાર્ષિક લવાજમ પડત મૂલ્યથી પણ ઓછુ રૂા ૧-૦-૦ પરદેશમાટે શિલિંગ ૨ ને

ગ્રાહક થવા ઇચ્છનારે નીચેના શિરનામે લખવુ:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ,
બીલખા (કાઠિયાવાડ)

---

### શ્રીઆનંદાશ્રમ બીલખાનાં પુસ્તકો તથા મોટું સૂચીપત્ર મળવાનાં સ્થળો:—

૧ શ્રી વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા-કાઠિયાવાડ
૨ બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા-અમદાવાદ
૩ પંડિત નારાયણ મૂળજી. કાલબાદેવી રોડ, ઝવેરબાગ-મુંબઇ ૨
૪ શ્રી. રમણિકલાલ એન્ડ ઉત્તમરામની કંપની મોડર્ન સીઝન સ્ટોર્સ ધર્મેદ્રરોડ શાકમારકીટ સામે-રાજકોટ-કાઠિયાવાડ
૫ કરુણાશંકર કામેશ્વર બુકસેલર અમરેલી-(કાઠિયાવાડ)



पूज्यपाद ब्रह्मनिष्ठ महाराजश्री श्री १०८
श्रीमन्नृगमशर्मा आचार्यजी

પ્રાકટ્ય સંવત્ ૧૯૧૪
આશ્વિન સુદિ ૪

સ્વરૂપાવસ્થાન સંવત
૮૭ ના આશ્વિન વદિ ૧૧

॥ श्रीकपिलभगवत्प्रणीत

# श्रीसांख्यप्रवचन ॥

શ્રીમદ્ અનિરુદ્ધભટ્ટકૃત સાંખ્યપ્રવચનસૂત્રવૃત્તિનામની
સંસ્કૃતટીકા તથા બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામ-
શર્મકૃત સાંખ્યતાત્પર્યબોધનીનામની
ગુજરાતીભાષાની ટીકાસહિત

## ॥ १ विषयाध्याय ॥

અવિદ્યાદિ ક્લેશોથી, શુભાશુભકર્મોથી, શુભાશુભ-કર્મોના વિપાકથી, ને વાસનારૂપ આશયથી ત્રણે કાલમાં રહિત, સર્વવિદ્યાઓના નિધિ, પરમપવિત્ર, સર્વજ્ઞ, સર્વેશ્વર, પૂજ્યપાદ શ્રી ૧૦૦૮ શ્રીદક્ષિણામૂર્તિભગવાનના ચરણાર-વિંદમાં પરમભક્તિપૂર્વક નમન કરી, ભગવાન્ કપિલમુનિને, શ્રીઆસુરિમુનિને ને શ્રીપંચશિખાચાર્યને વંદન કરી, અને સર્વ અસંગસ્વભાવવાળા પુરુષોનું તથા પુરુષોના મોક્ષમાં પોતાની પ્રવૃત્તિવડે સાહાય્ય કરનારી પ્રકૃતિનું

સ્મરણ કરી, પરમકારુણિક મહામુનિ કપિલભગવત્પ્રણીત **શ્રીસાંખ્યપ્રવચનનામના** મોક્ષશાસ્ત્રની **સાંખ્યતાત્પર્યબોધિની**-નામની ગુજરાતીભાષાની ટીકા લખવાનો આરંભ કરાય છે.

મુમુક્ષુઓનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા **શ્રીકપિલ**-ભગવાન્ ફલના સુંદરપણાના જ્ઞાનનું ફલેચ્છાદ્વારા સાધનની પ્રવૃત્તિમા કારણપણું જોતા છતા આ શાસ્ત્રના ફલના સુંદરપણાને નીચેના સૂત્રથી કહે છે—

## अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥१॥

अथेत्ययं मङ्गलार्थो, न तु कर्मानन्तर्यार्थः, "यदहरेव" इत्यादिश्रुतेरानन्तर्यस्याप्रयोजनत्वात् । कर्मारम्भे च मङ्गलकरणं न्याय्यं, अथशब्दश्च मङ्गलवाचको दृश्यते "ओंकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा । कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ" इति ॥ 'त्रिविधदुःखे' ति शारीरमानसिकयोराध्यात्मिकत्वेन संग्रहणादेकत्वम् । आधिभौतिकं पशुपक्ष्यादिजनितं, आधिदैविकं ग्रहभूतादिजनितं । नन्वेवं तेषां निवृत्तिः स्वत एव, दुःखानां द्वित्रक्षणावस्थायित्वात्, अत आह ' अत्यन्ते ' ति । न दुःखविशेषाणां निवृत्तिरभिमता, किंतु दुःखजातीयानाम् । भविष्यतामपि हि निवृत्तिरत्यन्तशब्दार्थः ॥ धर्मार्थकाममोक्षाणां पुरुषार्थत्वं, न तु त्रयाणामत्यन्तत्वम्, क्षयित्वात्क्षिप्यत्सुखत्वात् । मोक्षस्य च न तथा, नित्यत्वात्प्रकाशरूपत्वात् । अत उक्तं ' अत्यंतपुरुषार्थ ' इति ॥ १ ॥

**સૂત્રાર્થ:**—અથ ત્રિવિધદુઃખની [જે] અત્યંતનિવૃત્તિ [તે] અત્યંતપુરુષાર્થ [છે.] ૧

**વિવેચન:**—સૂત્રમાંનો અથ શબ્દ મંગલનો વાચક છે, અનંતરપણા આદિ અન્ય અર્થનો વાચક નથી ત્રણ પ્રકારના દુઃખોની ઐકાંતિક એટલે અવશ્યંભાવિ ને આત્યંતિક એટલે અવિનાશી નિવૃત્તિનું નામ આત્યંતિક પુરુષાર્થ છે આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ પ્રતિકૂલ મનાતા દુઃખના પ્રકાર છે જ્વરાદિ સ્થૂલશરીરના રોગોથી અને કામાદિ મનના રોગોથી પ્રાપ્ત થતુ દુઃખ આધ્યાત્મિક દુઃખ કહેવાય છે પ્રતિકૂલ મનુષ્ય, પશુ ને પક્ષી આદિથી ઉત્પન્ન થતુ દુઃખ આધિભૌતિક દુઃખ કહેવાય છે; અને પ્રતિકૂલ દેવ, અગ્નિ, વાયુ, ગ્રહ અને ભૂતાદિથી પ્રાપ્ત થતુ દુઃખ આધિદૈવિક દુઃખ કહેવાય છે પ્રતિકૂલ જણાનારું દુઃખ એક પ્રકારનુ છતાં અહીં તેના જે ત્રણ પ્રકાર કહ્યા તે દુઃખના નિમિત્તના ભેદથી કહ્યા છે એમ જાણવું પુરુષની ઈચ્છાનો વિષય પુરુષાર્થ કહેવાય છે. ભાવિ દુઃખની નિવૃત્તિ કરવાની પ્રાણિમાત્રને ન્યૂનાધિક ઇચ્છા છે, ને તે ઇચ્છારૂપ પુરુષાર્થ પાર પાડવા માટે તેઓ જે જે પ્રયત્ન કરે છે તે સર્વ પણ પુરુષાર્થ કહેવાય છે ભૂતકાલનુ દુઃખ ભોગદ્વારા નાશ પામી ગયેલું છે એટલે તે ત્યજવાયોગ્ય રહ્યુ નથી, વર્તમાનકાલનું દુઃખ બીજી ક્ષણમા પોતાની મેળેજ નાશ પામશે એટલે તે પણ ત્યજવાયોગ્ય રહેતું નથી, માત્ર આગામિ એટલે ભવિષ્યનું દુઃખ તેજ નાશ કરવાયોગ્ય રહે છે. પુરુષોની ઇચ્છાના વિષય હોવાથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થ કહેવાય છે તેમા ધર્મ, અર્થ અને કામ એ સામાન્ય પુરુષાર્થ ગણાય છે, કારણ કે તેદ્વારા દુઃખની અત્યંત (નિઃશેષ) નિવૃત્તિ થતી નથી દુઃખની અત્યંત નિવૃત્તિ મોક્ષદ્વારા (કૈવલ્યદ્વારા) થાય છે, માટે તે અત્યંત (પરમ) પુરુષાર્થ કહેવાય છે જ્યાંસુધી ચિત્ત રહે ત્યાંસુધી પુરુષને અનાગત (ભવિ-

ષ્યત્) દુઃખ પણ રહે, અને તેના (ચિત્તના) નાશથી પુરુષના અનાગત દુઃખનો પણ નાશ થાય. આ શાસ્ત્રમાં કહેલી રીતે પ્રયત્ન કરી વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવાવડે પુરુષને કૈવલ્ય થવાથી તેનું ચિત્ત પોતાના કારણમાં (પ્રકૃતિમાં) લય પામી જાય છે, તેથી પુરુષમાં પ્રતિબિંબિત થનારા અનાગત દુઃખની અત્યંત નિવૃત્તિ થઇ જાય છે.

મંગલરૂપ પ્રશસ્તનું ઉચ્ચારણ મંગલ કહેવાય છે, પણ અમંગલરૂપ અપ્રશસ્તનું ઉચ્ચારણ મંગલ કહેવાતું નથી; છતાં આ ગ્રંથના આરંભમાં એટલે પ્રથમ સૂત્રમાં अथ શબ્દપછી त्रिविधदुःख એવો અમંગલ શબ્દ શામાટે મૂક્યો હશે ? એમ શંકા થાય તો તેનું સમાધાન એવું છે કે તે શબ્દ તેની અત્યંત નિવૃત્તિ જણાવવા માટે કહેલો હોવાથી, ને તેની અત્યંત નિવૃત્તિ મંગલરૂપ હોવાથી, તે શબ્દ મંગલના એટલે પ્રશસ્તના ઉચ્ચારણતુલ્ય છે. ૧

સ્થૂલશરીરનાં દુઃખોની નિવૃત્તિ આયુર્વેદમાં કહેલાં ઔષધાદિના સેવનથી થાય છે, કામક્ષુધાદિ માનસિક દુઃખોની નિવૃત્તિ સુંદર સ્ત્રીના અને મિષ્ટાન્નાદિના સેવનથી થાય છે, આધિભૌતિક દુઃખોની નિવૃત્તિના ઉપાયો નીતિશાસ્ત્રનો ઉપદેશ કરનારાઓએ નાનાપ્રકારના બતાવ્યા છે, તેના અનુષ્ઠાનથી આધિભૌતિક દુઃખો દૂર થઈ શકે છે, અને આધિદૈવિક દુઃખોનો નાશ મણિ, મંત્ર અને મહૌષધાદિથી થઇ શકે છે; તો પછી એવા સહેલા ઉપાયોને પડતા મૂકી અનેકજન્મપરંપરાવડે અત્યંત પ્રયત્નથી સિદ્ધ થનાર આ શાસ્ત્રમાં કહેલા વિવેકજ્ઞાનની પ્રાપ્તિમાટે કોણ પ્રવૃત્ત થશે ? એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

**न दृष्टात्तत्सिद्धिर्निवृत्तेरप्यनुवृत्तिदर्शनात् ॥ २ ॥**

न वयं निवृत्तिमात्रं पुरुषार्थ इति ब्रूमः, किंतूत्पत्तिनिवृत्तिः। औषधादिना च नावश्यं दुःखं निवर्तते, यदि वा कथंचिन्निवर्तेत पुनरन्येन न भवितव्यमिति नास्ति नियमः ॥ २ ॥

સૂ૦:—દૃષ્ટ [ ઉપાય ]થી તેની સિદ્ધિ [ થતી ] નથી, નિવૃત્તિ થયા છતાં પણ [તેની] અનુવૃત્તિના દેખવાથી. ૨

વિ૦:—કહેલા ઔષધાદિરૂપ ઉપાયોથી ત્રિવિધ દુઃખોના અત્યંત નિવૃત્તિ થઇ શકતી નથી, કારણ કે કોઇ ઉપાયવડે કોઇ એક દુ ખની નિવૃત્તિ થયા પછી પણ પુન તે કે અન્ય દુઃખની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે. વળી અમુક ઔષધાદિદ્વારા અમુક દુ ખની અવશ્ય નિવૃત્તિ થાય છે એમ પણ કહી શકાતું નથી. કદાપિ કોઈ યોગ્ય ઉપાયવડે પુરુષના કોઇ દુ ખની નિવૃત્તિ થઇ તો પુન તે દુ ખ તેને હવે નહિજ પ્રાપ્ત થાય એવો નિયમ કરી શકાતો નથી, માટે વિવેકી મનુષ્યે સ્વીકાર કરવો જોઇએ કે કોઈ પણ યોગ્ય લૌકિક ઉપાયદ્વારા બહુધા અલ્પકાલ દુ ખની નિવૃત્તિ થાય છે, પણ ફરીથી નજ ઉપજે એવી દુઃખની નિવૃત્તિ થતી નથી પ્રકૃતિથી ભિન્ન આત્માના યથાર્થ જ્ઞાનવિના દુ ખની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ થઇ શકેજ નહિ ૨

જ્યારે ઔષધાદિદ્વારા દુઃખની નક્કી ને ફરીથી ન ઉપજે એવી નિવૃત્તિ નથી થતી ત્યારે તેમાં લોકોની પ્રવૃત્તિ કેમ થાય છે ? એમ આશંકા થાય તો તેના ઉત્તરમાં ભગવાન્ સૂત્રકાર કહે છે:—

प्रात्यहिकक्षुत्प्रतीकारवत्तत्प्रतीकारचेष्टनात्पुरुषार्थत्वम् ॥ ३ ॥

यथा प्रत्यहं क्षुत्प्रतीकाराय वरान्नभक्षणादिना तृप्तस्य पुरुषार्थता, तथा दुःखनिवृत्तये औषधादिना पुनः पुनः प्रतीकारात्पुरुषार्थतेति ॥ ३ ॥

સૂ० —પ્રતિદિનની ભૂખના ઉપાયની પેઠે તેના ઉપાય ના યત્નથી [ તેનુ ] પુરુષાર્થપણું [ છે ] ૩

વિ० —મનુષ્યને પ્રત્યેક દિવસે લાગતી ભૂખના નિવારણમાટે જેમ સુંદર અન્નાદિના ભોજનવડે તૃપ્ત થતા મનુષ્યની લૌકિક પુરુષાર્થતા ( ઇચ્છાનુ સફલપણુ ) માનવામા આવે છે તેમ પુરુષને પ્રાપ્ત થયેલા દુ ખની નિવૃત્તિમા ઔષધાદિવડે તેના પુન પુન નિવારણથી તેમા ક્ષુદ્ર પુરુષાર્થતા માનવામા આવે છે આમ હોવાથી લોકોની પોતાને પ્રાપ્ત થયેના દુ ખની નિવૃત્તિમાટે ઔષધાદિમા પ્રવૃત્તિ થાય છે તે દૃષ્ટ સાધનોથી મનુષ્યના દુ ખની અત્યત નિવૃત્તિ થતી નથી માટે તેમા અત્યત પુરુષાર્થતા માનવામા આવતી નથી ૩

એ દૃષ્ટસાધનવાળો મદ પુરુષાર્થ પુરુષને વાસ્તવિક ઉપયોગી ન હોવાથી સમજુઓએ તે ત્યજવાયોગ્ય છે એમ કહે છે —

## सर्वासंभवात्संभवेऽपि सत्त्वासंभवाद्धेयं प्रमाणकुशलैः ॥ ४ ॥

न हि सर्वदेशे सर्वकाले वा वैद्यादयः संभवन्ति । संभवेऽपि नात्यन्तनिषिद्दुःखनिवृत्तिः स्यात् । अवश्य हि देहनिबन्धनाद्रोगादीना संभवः, देही सुखीति न दृष्टमिति । तस्मादेष पुरुषार्थः प्रामाणिकैर्हेयः, शास्त्रगम्यश्चोपादेयः ॥ ४ ॥

**સૂ૦:—સર્વના અસંભવથી, સંભવમાં પણ અત્યંતના અસંભવથી, [તે] પ્રમાણમાં કુશલોવડે હેય [છે.] ૪**

વિ૦:—બધા દેશમાં અને બધા કાલમા સર્વ દુ ખી મનુષ્યને દુ ખનિવારક લૌકિક ઉપાય પ્રાપ્ત થવો સંભવતો નથી, એટલે સર્વ દુ ખોના નિવારણમાટે દૃષ્ટસાધનનો ઉપયોગ થવાનો અસંભવ છે. કદાપિ તેની પ્રાપ્તિ અને ઉપયોગ થવાનો આપણે સંભવ માનીએ તોપણ તેદ્વારા દુ ખીના પ્રાપ્ત દુ ખની અત્યંતનિવૃત્તિ થતી નથી, માટે પ્રમાણને વિષે કુશલ એવા-શાસ્ત્રનું રહસ્ય જાણનારા—મનુષ્યો તે દુ ખનિવારક લૌકિક ઉપાયોને હેય એટલે તુચ્છ સમજે છે. પરિણામ, તાપ અને સંસ્કાર એ વિષયોના દુ ખોથી, તથા અંત કરણની ગુણોની ન્યૂનાધિકતાથી થનારી પ્રધાન ને ગૌણ એ વૃત્તિનાજ વિરોધથી અંત કરણ પણ રજોગુણવડે ન્યૂનાધિક દુ ખયુક્ત રહે તેથી વિવેકીને સર્વ દૃશ્ય વિષયો ને દુ ખનિવૃત્તિના લૌકિક ઉપાયો દુ ખરૂપજ પ્રતીત થાય છે. ૪

વળી એ વિષયમાં બીજી યુક્તિ કહે છે:—

## उत्कर्षादपि मोक्षस्य सर्वोत्कर्षश्रुतेः ॥ ५ ॥

अथवा दुःखत्रयनिवृत्तेरन्योऽन्यमुत्कर्षौ दृष्टो, मोक्षस्य सर्वोत्कृष्टो, नित्यत्वादेकत्वात्सर्वदुःखोच्छेदरूपत्वात् ॥ ५ ॥

**સૂ૦:—મોક્ષના સર્વોત્કર્ષની શ્રુતિથી [તે] ઉત્કર્ષથી પણ [ઉત્કર્ષરૂપ છે.] ૫**

વિ૦:—લૌકિક ઉપાયોવડે જે દુ ખનિવૃત્તિ થાય છે તેનું તારતમ્ય એટલે ઉત્કર્ષ (અધિકપણુ) તથા અપકર્ષ (ન્યૂનપણું) દેખવામાં આવે છે, પરંતુ ત્રણે પ્રકારનાં દુ ખોની અત્યંતનિવૃત્તિરૂપ

મોક્ષમાં (કૈવલ્યમાં) તેના નિત્યપણાથી, એકપણાથી ને સર્વદુઃખના ઉચ્છેદરૂપપણાથી તે તારતમ્ય નથી; માટે મુક્તિજ સર્વોત્કૃષ્ટ છે. મોક્ષની સર્વોત્કૃષ્ટતા "सा काष्ठा सा परा गतिः।" (તે અવધિ છે, તે પરમ ગતિ છે,) ને "अशरीरं वाव सन्तं प्रियाप्रिये न स्पृशतः॥" (શરીરરહિત પુરુષને સુખ-દુઃખ સ્પર્શ કરતા નથી,) ઇત્યાદિ શ્રુતિઓમાં કહી છે ૫

ભલે ધનાદિ દૃષ્ટસાધનોથી ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ ન થાય, પણ અદૃષ્ટ એટલે વૈદિકકર્મોથી તો તેની અત્યંતનિવૃત્તિ અવશ્ય થશે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે—

## अविशेषश्चोभयोः ॥ ६ ॥

स्वपक्षसिद्ध्या परपक्ष उपालभ्यते, न त्वन्यथा। उक्तं च "यत्रोभयोः समो दोषः परिहारोऽपि तादृशः। नैकः पर्यनुयोक्तव्यस्तादृगर्थविचारणे" ॥ ६ ॥

સૂ૦:—બંનેનું સમાનપણુંજ [છે.] ૬

વિ૦:—ધનાદિ દૃષ્ટસાધન ને તેનો ઉપભોગ તથા વૈદિકક્રિયાઓ અને તજ્જનિત પુણ્યવડે થનારો ઉપભોગ એ બંને સમાનજ છે. ધનાદિ ને તેનો ઉપભોગ જેમ નાશવાન્ છે તેમ વૈદિકકર્મ અને તેના પુણ્યથી થતો સુખોપભોગ પણ નાશવાન્ છે, એટલે તે બંનેથી ત્રિવિધદુઃખોની અત્યંત નિવૃત્તિ થઈ શકતી નથી; માટે તે બંને અવિશેષ એટલે સમાનજ છે. ૬

આત્મા સ્વભાવથી બદ્ધ નથી, માટેજ તેના કલ્પિત દુઃખની અત્યંત નિવૃત્તિનો ઉપદેશ થાય છે એમ નીચેનાં બે સૂત્રોથી કહે છે:—

## न स्वभावतो बद्धस्य मोक्षसाधनोपदेशविधिः ॥७॥

स्वभावनाशात्स्वरूपनाशप्रसङ्गात् । उक्तं च " वस्तुस्थित्या न बन्धोऽस्ति तदभावान्न मुक्तता । विकल्पघटिताविताबुभावपि न किंचन " ॥ ७ ॥

સૂ૦:—સ્વભાવથી બદ્ધને મોક્ષસાધનના ઉપદેશને વિધિ [ સંભવતો ] નથી. ૭

વિ૦:—ત્રણ પ્રકારનાં દુ ખોની અત્યંત નિવૃત્તિ એ આત્માનો મોક્ષ, અને તેને ત્રણ પ્રકારનાં દુ ખાનો સંબંધ એ બંધ કહેવાય છે. એ બંધ આત્માને સ્વાભાવિક નથી. જો આત્મા સ્વાભાવિક બદ્ધ હોય તો પછી સ્વભાવના અનિવાર્યપણાથી તેને મોક્ષસાધનોનો ઉપદેશ સંભવી શકતો નથી. જો દુ ખના સંબંધરૂપ બંધ આત્માનો સ્વાભાવિક ધર્મ હોય તો તે દુ ખની તેને સર્વદા પ્રતીતિ થવી જોઇએ, પણ તેમ જેવામાં આવતુ નથી. સ્વાભાવિક ધર્મનું ભાન ધર્મીના સમાનકાલમાં સર્વને થાય છે; જેમ અગ્નિની ઉષ્ણતા. અગ્નિના ભાનના સમાનકાલમાં સર્વને પ્રતીત થાય છે. આત્માના પ્રતીતિકાલમાં આત્મામાં દુ:ખ અવશ્ય પ્રતીત થાય એવો નિયમ નથી, માટે દુ ખના સંબંધરૂપ બંધ એ આત્માનો સ્વાભાવિક ધર્મ નથી, પણ અવિવેકવડે આત્મામાં તે બંધનો આરોપ થયો છે. ૭

## स्वभावस्यानपायित्वादननुष्ठानलक्षणमप्रामाण्यम्

नित्यस्वभावस्य बन्धस्याप्रच्यवात्तन्नाशार्थमनुष्ठानमशक्यमिति ॥ ८ ॥

સૂ૦:—સ્વભાવના અવિનાશીપણાથી અનનુષ્ઠાનલક્ષણરૂપ અપ્રમાણપણું [ થશે. ] ૮

વિ૦:—વળી ધર્મીના નાશવિના તેના સ્વાભાવિક ધર્મનો નાશ થાય નહિ એવો નિયમ છે, માટે બધ જો આત્માનો સ્વાભાવિક ધર્મ હોય તો આત્માના નાશવિના તેનો નાશ નહિ થાય, અને જો આત્માનો નાશ માનીએ તો મોક્ષના સાધનોનુ અનુષ્ઠાન નિરર્થક થશે, ને તેથી મોક્ષસાધનોનુ વિધાન કરનારી શ્રુતિઓને તથા સ્મૃતિઓ આદિને અપ્રમાણપણુ પ્રાપ્ત થશે જે વાક્યના અર્થનુ પુરુષથી અનુષ્ઠાન ન થઇ શકે તે વાક્યને અનનુષ્ઠાનરૂપ અપ્રમાણપણુ પ્રાપ્ત થાય છે એ વાત સ્પષ્ટજ છે ૮

શ્રુતિના પ્રમાણપણાના બલવડેજ પુરુષ મોક્ષસાધનોનુ અનુષ્ઠાન કરશે એમ જો શકા થાય તો તેને નીચેના સૂત્રદ્વારા દૂર કરે છે –

## नाशक्योपदेशविधिरुपदिष्टेऽप्यनुपदेशः ॥९॥

स्पष्ट [अशक्यस्योपदेशविधिः न सभवति। उपदिष्टे अपि स उपदेशः अनुपदेशतुल्यो निरर्थको भवति] ॥ ९ ॥

સૂ૦—અશક્યનો ઉપદેશવિધિ [ સભવે ] નહિ, [ તે ] ઉપદિષ્ટમા પણ અનુપદેશરૂપ [ છે ] ૯

વિ૦—જે ફલ પ્રાપ્ત થવુ અશક્ય હોય તેના સાધનોના અનુષ્ઠાનનો ઉપદેશ સભવતો નથી જો કદાચ તેવો ઉપદેશ કરવામા આવે તોપણ તે ઉપદેશ નહિ, કિંતુ ઉપદેશાભાસ કહેવાય છે અન્ય પ્રમાણવડે બાધિત અર્થનો વેદ પણ બોધ ન કરે, તેથી અશક્યના ઉપદેશના અસભવરૂપ ઉપર કહેલો અર્થ સુસ્થિરજ રહે છે ૯

ધર્મીના સ્વાભાવિક ધર્મનો ધર્મીના નાશવિના પણ નાશ થાય છે એવી પૂર્વપક્ષી શકા કરે છે —

## शुक्लपटवद्वीजवच्चेत् ॥ १० ॥

स्वभावस्यापि नाशो दृश्यते, यथा पटे शुक्लत्वस्य रागादिभिः, बीजस्य चाङ्कुरजननात् ॥ १० ॥

સૂ૦:—શંકાઃ-શ્વેતવસ્ત્રની પેઠે [ને] બીજની પેઠે [સ્વભાવનો નાશ થઈ શકે છે.] ૧૦

વિ૦:—જેવી રીતે ધોળા લુગડાનો ધોળાપણું એ સ્વાભાવિક ધર્મ છે, તે ધોળાપણારૂપ ધર્મ ધર્મી જે લુગડું તેના નાશવિના પણ માત્ર તે પર કોઇ પણ પ્રકારનો રંગ લગાડવાથી નાશ પામે છે, અને જેમ બીજમા અંકુરજનકતાશક્તિ એ તેનો સ્વાભાવિક ધર્મ છે તેનો બીજના નાશવિના અગ્નિના સંબંધવડે ભુંજાઈને નાશ થાય છે તેવી રીતે જો બંધને આત્માનો સ્વાભાવિક ધર્મ માનીએ તો તેનો પણ આત્માના નાશ વિનાજ કોઇ સાધનથી નાશ સંભવી શકે છે ૧૦

ભગવાન્ સૂત્રકાર એ શંકાનુ સમાધાન નીચેના સૂત્રમાં કરે છેઃ—

## शक्त्युद्भवानुद्भवाभ्यां नाशक्योपदेशः ॥११॥

सत्कार्यसिद्धेर्न पटस्य शौक्ल्यं नष्टं, किंतु रागादिनाऽभिभूतं, क्षालनात्पुनरुद्भूतम्। अङ्कुरजननादपि बीजं न नष्टं, किंत्वाभिभूतं, तस्य च पुनरुद्भवो न दृश्यते वस्तुवैचित्र्यात् ॥ ११ ॥

સૂ૦:—શક્તિના ઉદ્‌ભવથી ને અનુદ્‌ભવથી અશક્યનો ઉપદેશ [સંભવતો] નથી. ૧૧

વિ૦:—તમે ( પૂર્વપક્ષીએ ) કહેલા અને દૃષ્ટાંતોમા વસ્ત્રના શુક્લતારૂપ ધર્મનો અને બીજના અકુરજનકતાશક્તિરૂપ ધર્મનો નાશ થતો નથી પરતુ રગના સબધથી વસ્ત્રના શુક્લતારૂપ ધર્મનુ તિરોધાન થાય છે, ને અગ્નિના સબધથી બીજમા રહેલા અકુરજનકતાશક્તિરૂપ ધર્મનુ પણ તિરોધાન થાય છે જો કદી વસ્ત્રના શુક્લતારૂપ ધર્મનો અને બીજમા રહેલા તેના અકુરજનકતાશક્તિરૂપ ધર્મનો નાશ માનો તો ધોબીના ધોવાથી તે વસ્ત્રમા ફરીથી શુક્લતા ન આવવી જોઇએ, ને સિદ્ધ યોગીના સકલ્પથી દગ્ધબીજમાંથી અકુર પણ ન ઉત્પન્ન થવુ જોઇએ તેથી રગના સબધથી વસ્ત્રની શુક્લતાનુ માત્ર તિરોધાનજ થાય છે ને ધોબીના ધોવાથી પુન તે વસ્ત્રની શુક્લતાનો આવિર્ભાવ થાય છે અને અગ્નિના સબધથી બીજમા રહેલી અકુર ઉપજાવનારી શક્તિનો તિરોધાન થાય છે, ને સિદ્ધ યોગીના સકલ્પથી પુન તે અકુર ઉપજાવવાની શક્તિનો આવિર્ભાવ થાય છે એવી રીતે માનવુ એજ યોગ્ય છે જ્યારે સ્વાભાવિક ધર્મનુ તિરોધાન થઈ શકે છે ત્યારે પુરુષમા દુ ખના તિરોધાનનેજ જો મોક્ષ માનવામાં આવે તો તેમા કાઇ દોષ નથી એમ કોઇ શકા કરે તો તેનુ સમાધાન આ રીતે જાણવુ અમારા દુ ખોની અત્યત નિવૃત્તિ થાઓ, પુન અમને કદાપિ કોઇ પણ પ્રકારના દુ ખો નજ થાઓ, એવી દુ ખોની અત્યત નિવૃત્તિનીજ લોકોને ઇચ્છા થાય છે, અને શ્રુતિસ્મૃતિમા પણ સર્વ દુ ખોની અત્યત નિવૃત્તિનીજ મોક્ષરૂપતા નિરૂપણ કરી છે જો દુ ખોના તિરોધાનમાત્રનેજ મોક્ષ કહેવામા આવે તો બીજના દૃષ્ટાતની પેઠે કદાચિત્ સિદ્ધ યોગીના સકલ્પથી મુક્ત પુરુષોને પણ દુ ખસબધરૂપ બધની પ્રાપ્તિ થવી જોઇએ ને જો એમ થાય તો ભાવી દુ ખની શકાથી કોઇ પણ પુરુષ મોક્ષસાધનોમાં પ્રવૃત્ત નહિ થાય તેથી પુરુષમા બધના તિરોધાનને મોક્ષસ્વરૂપતા માનવી અયોગ્ય છે ૧૧

**સ્વભાવથીજ પુરુષને બધ છે એ મતનું ખડન**

ફરીને હવે કાલાદિ કોઈ નિમિત્તથી પુરુષને બંધ થાય છે એ મતનું નીચેનાં સૂત્રોદ્વારા ખંડન કરે છે. તેમાં પ્રથમ પુરુષને કાલથી બંધની પ્રાપ્તિ થાય છે એમ માનનારાના મતનું ખંડન કરે છેઃ—

**न कालयोगतो व्यापिनो नित्यस्य सर्वसंबंधात्।१२।**

भवत्वयं, यदि तस्य कदापि कालयोगः स्यात् न स्याद् वा नित्यस्य व्यापिनः सर्वकालसंबन्धोपाधित्वात्। नित्यस्येति सर्वकालसंबन्धे प्राप्ते, व्यापिन इत्युत्तरसूत्रपर्यालोचनया संपातायातम् ॥ १२ ॥

સૂ૦.—વ્યાપકનો [ ને ] નિત્યનો સર્વની [ સાથે ] સબંધ [ હોવા ]થી [એવા] કાલના સંબંધથી [પુરુષને બંધ સભવતો ] નથી. ૧૨

વિ૦ —કાલના સબંધથી જો પુરુષને બંધની પ્રાપ્તિ થતી હોય તો તે કાલ વ્યાપક છે, નિત્ય છે અને મુક્ત તથા બદ્ધ સર્વની સાથે સર્વદા સબંધવાળો છે મુક્ત પુરુષને પણ કાલનો સંબંધ છે એ કાલના સબંધરૂપ નિમિત્ત હોવાથી તે મુક્ત પુરુષોને પણ પુન બંધની પ્રાપ્તિ થશે, એ અનિષ્ટ છે. માટે કાલવડે પુરષને બંધની પ્રાપ્તિ સભવતી નથી. ૧૨

હવે દેશના સંબંધથી પણ પુરુષને બંધ સંભવે નહિ એમ કહે છે.-

**न देशयोगतोऽप्यस्मात् ॥ १३ ॥**

व्यापिनो नित्यस्य सर्वदेशसंबन्धादिति ॥ १३ ॥

સૂ૦'—આ[ કારણ ]થી દેશના સબધથી પણ [ પુરુષને બધ સભવતો ] નથી ૧૩

વિ૦'—દેશ પણ વ્યાપક, નિત્ય ને સર્વની સાથે સબધવાળો છે આ દેશના સબધરૂપ નિમિત્તથી પણ પુરુષને બધ સભવે નહિ કારણ મુક્તને પણ દેશનો સબધ છે તેથી તેમને પણ પુન બધની પ્રાપ્તિ થાય એ અનિષ્ટ છે ૧૩

શરીરની અવસ્થાથી પણ પુરુષને બધની પ્રાપ્તિ ન સભવે એમ કહે છે –

## नावस्थातो देहधर्मत्वात्तस्याः ॥ १४ ॥

तस्याः अवस्थायाः । देहधर्मत्वादित्युपलक्षणं, अपरिणामित्वादिति परमार्थः ॥ १४ ॥

સૂ૦ —અવસ્થાથી [ પુરુષને બધ સભવતો ] નથી, તે [ અવસ્થા ]ના દેહધર્મપણાથી ૧૪

વિ૦:—શરીરના અવયવોની અધિકતાન્યૂનતારૂપ અવસ્થાથી પણ પુરુષને બધ થાય નહિ કારણ કે અવસ્થા એ જડદેહનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી અન્યના ધર્મથી અન્યને બધ થાય નહિ જો કદી અન્યના ધર્મથી અન્યને બધ માનીએ તો બદ્ધ પુરુષના અવિવેકથી મુક્તને પણ બધ થવો જોઇએ, જે સભવે નહિ ૧૪

પુરુષનોજ ધર્મ અવસ્થા છે એમ માનવામા શો દોષ છે ? એમ શકા થાય તો તેનો ઉત્તર કહે છે –

## असंगोऽयं पुरुष इति ॥ १५ ॥

## असंगोऽयं पुरुष इति श्रुतिरस्ति, सा बाधिता स्यात् ॥१५॥

સૂ૦ઃ—આ પુરુષ અસંગ [ છે ] એવી [ શ્રુતિ છે. ] ૧૫

વિ૦ઃ—પુરુષ અસંગ હોવાથી તેનો ધર્મ અવસ્થા સંભવે નાહ. જો અવસ્થાને પુરુષનો ધર્મ માનીએ તો પુરુષને શ્રુતિમાં જે અસંગ કહ્યો છે તેનો અસંભવ થશે. જો પુરુષમાં અવસ્થારૂપ વિકાર માનવામાં આવે તો તેનો હેતુ શરીરની સાથેનો સંયોગ પણ માનવો પડશે. જ્યારે અવસ્થારૂપ વિકારનો હેતુ સંયોગ પુરુષમાં માનશો ત્યારે પુરુષની અસંગતા નહિ સંભવે, ને તેથી "स यदत्र यत्किंचित्पश्यत्यनन्वागतस्तेन भवति असंगो ह्ययं पुरुषः ॥" ( તે અહીં જે કાંઇ જુએ છે તેની સાથે તે સંબંધ પામતો નથી, કારણ કે આ આત્મા અસંગ છે ) એ શ્રુતિની સાથે વિરોધ આવશે. વિકારના હેતુરૂપ સંયોગના ન હોવાથીજ પુરુષને અસંગતા છે. દેશાદિનો સંયોગમાત્ર તો પુરુષમાં છે, પણ તે વિકારના હેતુવાળો નથી. પુરુષને વ્યાપક દેશ-કાલનો સંબંધ ભગવાન્ સૂત્રકારે આગળ કહ્યો, છે શ્રુતિસ્મૃતિમાં કમલપત્રનું પુરુષની અસંગતામાટે દૃષ્ટાંત આપેલું છે, તે દૃષ્ટાંતમાં જલનો સંયોગ તો કમલપત્રમા થાય છે, પણ તે વિકારનો હેતુ નથી, એ દૃષ્ટાંતપ્રમાણે પુરુષમા પણ વિકારનો હેતુ સયોગ નથી, માત્ર અવિકારી વા કલ્પિત સંયોગ તેમાં છે ૧૫

કર્મથી પણ પુરુષને બંધ થતો નથી એમ જણાવે છેઃ—

## न कर्मणाऽन्यधर्मत्वादतिप्रसक्तेश्च ॥ १६ ॥

निर्गुणत्वादात्मनः कर्मणोऽनात्मधर्मत्वम् । किंत्वन्यधर्मेणापि कर्मणा बद्धो भविष्यति । तदयुक्तं, नह्यन्यधर्मेणान्यत्र

किंचिदाधीयते, विश्वस्य वैचित्र्यानुपपत्तेः, अतिप्रसक्तेश्चेति । मुक्तात्मनामपि बन्धप्रसंगोऽन्यत्वाविशेषादिति ॥ १६ ॥

સૂ૦:—કર્મવડે [પુરુષને બંધ] નથી; બીજાના ધર્મપણાથી અને અતિપ્રસક્તિથી. (મુક્તને બંધની પ્રાપ્તિથી) ૧૬

વિ૦:—વિહિત અને નિષિદ્ધ કર્મથી પણ પુરુષને બંધ સભવે નાહ, કારણ કર્મ એ આત્માનો ધર્મ નથી, પરંતુ તે દેહેંદ્રિયાદિનો ધર્મ છે જો અન્યના ધર્મથી અન્યને બંધન માનવામા આવે તો બદ્ધપુરુષના બંધરૂપ ધર્મથી મુક્તને પણ બંધની પ્રાપ્તિ થશે, જે અયોગ્ય છે

શકા:—જો પોતપોતાના અત કરણરૂપ ઉપાધિમા રહેલા કર્મના સંસ્કારોથી પુરુષને બધ માનવામા આવે તો મુક્તને બધની પ્રાપ્તિ નહિ થાય મુક્તપુરુષનો અંત કરણરૂપ ઉપાધિ નષ્ટ થઇ ગયેલો છે, તેથી તેમને ઉપાધિ ને સંસ્કારો નથી, અને બદ્ધપુરુષનો અત કરણરૂપ ઉપાધિ ને સસ્કારો વિદ્યમાન છે એ કારણવડે બદ્ધપુરુષને બધ સભવે છે, ને મુક્તપુરુષમા તે બંધ સભવતો નથી આવી રીતે કર્મના સસ્કારોથી બધ માનવામા આવે તો તેમા કાઇ દોષ આવતો નથી

સમાધાન:—એ શકાના નિવારણમાટેજ સૂત્રમા अतिप्रसक्तेश्च એ શબ્દ મૂક્યો છે પોતપોતાના અંત કરણરૂપ ઉપાધિમા રહેલા કર્મના સસ્કારોથી જો પુરુષને બંધ માનવામા આવે તો પ્રલયકાલમાં પણ સર્વ પુરુષોનો અંત કરણરૂપ ઉપાધિ પોતપોતામા રહેલા કર્મના સંસ્કારોસહિત પ્રકૃતિમાં લીન થયેલ છે, એથી સર્વ પુરુષોને પ્રલયકાલમા પણ દુ ખના સબંધરૂપ બંધ થશે, જે અસંભવિત છે એ કારણથી કર્મના સંસ્કારોરૂપ નિમિત્તથી પણ પુરુષને બંધ સંભવે નહિ. ૧૬

કર્મના સંસ્કારો ચિત્તનો ધર્મ છે. ને તે બંધનું કારણ છે. જે ચિત્તમાં કર્મના સંસ્કારો રહે છે તેમાંજ બંધ માનીશું, પુરુષમાં બંધ માનવો વ્યર્થ છે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

## विचित्रभोगानुपपत्तिरन्यधर्मत्वे ॥ १७ ॥

दृश्यते केचित्सुखिनः केचिद्दुःखिनः। न चानादौ संसारे केनापि सुखहेतु कर्म दुःखहेतु कर्म वा न कृतं, अन्यधर्मेणान्यत्र कार्यजनने सर्वे सुखिनो दुःखिनो वा स्युः ॥ १७ ॥

સૂ૦ઃ—અન્યના ધર્મપણામાં વિચિત્ર ભોગનો અસંભવ [ થશે ]. ૧૭

વિ૦.—દુઃખના સંબધરૂપ બંધને કદી ચિત્તનોજ ધર્મ માનવામાં આવે તો પુરુષને વિચિત્ર સુખદુઃખાદિના સાક્ષાત્કારરૂપ ભોગ નહિ સંભવે. જો અન્યના સુખ-દુઃખનો અન્યને ભોગ માનવામા આવે તો સર્વ પુરુષોના સુખદુઃખનો સર્વ પુરુષોને ભોગ થવો જોઇએ, ને એમ થાય તો આ પુરુષ દુઃખનો ભોક્તા છે અને આ પુરુષ સુખનો ભોક્તા છે ઇત્યાદિ વ્યવસ્થા નહિ સંભવે, એ માટે ( ભોગની વિચિત્રતાની સિદ્ધિમાટે ) પુરુષમાં બંધ માનવો જોઇએ. તે દુઃખના સંબંધરૂપ બંધ પુરુષમાં પ્રતિબિંબરૂપ છે, વાસ્તવિક નથી, એ વાત આગળ નિરૂપણ કરવામાં આવશે. એ પ્રતિબિંબ પોતપોતાના ચિત્તરૂપ ઉપાધિમાં રહેલા સુખદુઃખનુજ પુરુષમાં પડે છે, તેથી સર્વ પુરુષોના સુખ-દુઃખનો સર્વ પુરુષોને ભોગ થતો નથી. ૧૭

એકલી પ્રકૃતિથી પણ પુરુષને બંધ થતો નથી એમ નિરૂપણ કરે છેઃ—

## प्रकृतिनिबन्धनाच्चेन्न तस्या अपि पारतंत्र्यम् ॥१८॥

प्रकृतेरपि व्यापित्वात्सर्वपुरुषसंबन्धाविशेषात्कर्मणा विना न नियम इति तस्या अपि कर्मपारतंत्र्यम् । तत्र चोक्तो दोषः ॥ १८ ॥

સૂ૦ઃ—પ્રકૃતિનાં નિમિત્તથી [ પુરુષને બંધ થાય છે એમ જો કહો ] તો નહિ, તેનું પણ પરતંત્રપણું [ છે. ] ૧૮

વિ૦ઃ—પ્રકૃતિથી પણ પુરુષને સાક્ષાત્ બંધ થાય નહિ, કારણ કે પ્રકૃતિ પણ સ્વસંયોગદ્વારા પુરુષના બંધનો હેતુ થાય છે, સ્વસંયોગની અપેક્ષાવિના તે પુરુષના બંધનો હેતુ થતી નથી. એ કારણથી પ્રકૃતિ પણ પુરુષમાં બંધની ઉત્પત્તિ કરવામાં સ્વતંત્ર નથી. જો કેવલ પ્રકૃતિથીજ પુરુષમા બંધ માનવામાં આવે, અને તેના સંયોગની અપેક્ષા ન કરવામાં આવે, તો પ્રલયમા પણ પુરુષોને દુઃખના સંબંધરૂપ બંધનું ભાન થવું જોઈએ, અને મુક્તને પણ બંધ થવો જોઈએ આ કારણથી પ્રકૃતિ પણ પુરુષના બંધમાં સ્વતંત્ર હેતુ નથી. ૧૮

હવે જેમ અગ્નિના સંબંધથી જલમાં ઉષ્ણતા પ્રતીત થાય છે, સ્વતઃ જલમાં ઉષ્ણતા પ્રતીત થતી નથી, તેમ પ્રકૃતિનો સંયોગ થવાથી પુરુષમાં બંધ પ્રતીત થાય છે, તેમાં સ્વતઃ બંધ નથી એમ દર્શાવે છેઃ—

## न नित्यशुद्धबुद्धमुक्तस्वभावस्य तद्योगस्तद्योगादृते

शुद्धेति गुणासङ्गी । बुद्धेति स्वच्छः । तद्योगः बन्धयोगः । तद्योगादृते प्रकृतियोगादृते । अविवेकं विना नात्मनः कदापि बन्धः, किन्त्वविवेकाद्बन्ध इत्यभिमानः । स च शास्त्रोपदेशान्नामापुनदितव्यः ॥ १९ ॥

સૂ૦:—નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવવાળાને તેનો(બંધનો) સંબંધ તેના ( પ્રકૃતિના ) સંબંધવિના નથી. ૧૯

વિ૦:—નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ ને નિત્યમુક્તસ્વરૂપવાળા પુરુષમાં પ્રકૃતિના સંયોગવિના બીજો કોઇ બંધનો હેતુ નથી; અર્થાત્ પ્રકૃતિનો સંયોગજ પુરુષના બંધનો હેતુ છે. બંધ પુરુષમાં ઔપાધિક ( ઉપાધિએ પ્રતીત કરાવેલો ) છે, સ્વાભાવિક અથવા નૈમિત્તિક નથી. આ વાત જણાવવા માટે આ સૂત્રમા ન તથા ઋતે એ બંને નિષેધનો બોધ કરનારા પદો મૂકેલા છે ઉપાધિથીજ જેની પ્રતીતિ થાય તેને ઔપાધિક કહેવામા આવે છે. જેમ પાકજ ( અગ્નિના સંયોગથી ઉપજેલું ) રૂપ અગ્નિના સંયોગરૂપ નિમિત્તથી ઉપજેલું છે તેમ બંધને પ્રકૃતિના સંયોગરૂપ નિમિત્તથી ઉપજેલો માનશો તો જેમ અગ્નિના સંયોગની નિવૃત્તિ થયા પછી પણ પાકજ રૂપ ઘટાદિ પૃથ્વીમાં રહે છે તેમ પ્રકૃતિના સંયોગની નિવૃત્તિ થયા પછી પણ પુરુષમાં બંધ રહેવો જોઇએ, એટલે મુક્તિ કોઇને પણ નહિ થાય, તેથી મોક્ષનાં સાધનોનો ઉપદેશ કરનારાં શાસ્ત્રાદિની પણ વ્યર્થતા થશે. આ કારણથી પુરુષમાં બંધ ઔપાધિક છે, સ્વાભાવિક કે કોઈ નિમિત્તથી થયેલો નથી. જેવી રીતે નૈયાયિકાદિના મતમાં બીજી ક્ષણને દુઃખસુખની વિનાશક માનેલી છે તેવી રીતે સાંખ્યમતમાં બીજી ક્ષણને દુઃખસુખની વિનાશક માનેલી નથી, કિંતુ જેમ કારણ-

નો વિનાશ થવાથી કાર્યનો વિનાશ થાય છે એ સર્વ સ્થલમાં અસિદ્ધ છે તેમ અહીં પણ દુઃખાદિકના અનુભવનું ઉપાદાનકારણ ચિત્તની વૃત્તિ છે, તે દીવાની શિખાની પેઠે ક્ષણવિનાશી છે, તે ચિત્તવૃત્તિના નાશથીજ દુઃખાદિકના અનુભવનો પણ નાશ થાય છે, એમ માનેલું છે આ કારણથી વિવેકવડે પ્રાપ્ત કરેલા પ્રકૃતિના વિયોગકાલમાં પુરુષને બંધ સંભવે નહિ, તેથીજ પુરુષમાં બંધ ઔપાધિક માનવો જોઇએ આ દર્શનપ્રમાણે પ્રકૃતિના સંયોગથી પુરુષને બંધ થાય છે, અને પ્રકૃતિના અત્યંત વિયોગથી પુરુષને મોક્ષ થાય છે

કાલવડે જે પદાર્થ પરિચ્છિન્ન થાય છે તે પદાર્થ અનિત્ય કહેવાય છે ઘટપટાદિક પદાર્થો અનિત્ય છે એ ઘટપટાદિક પદાર્થો કાલવડે પરિચ્છિન્ન છે એ સ્પષ્ટજ છે જે પદાર્થ પોતાની ઉત્પત્તિથી પહેલાના કાલમાં ન હોય, અને પોતાના નાશની પછીના કાલમાં પણ ન હોય, તે પદાર્થ કાલવડે પરિચ્છિન્ન કહેવાય છે પુરુષ સર્વકાલમાં વિદ્યમાન છે, માટે તે કાલવડે અપરિચ્છિન્ન છે એ કારણથી તે નિત્ય છે. જેને કોઇ પણ કાલમાં પાપ સ્પર્શ ન કરે તે નિત્યશુદ્ધ કહેવાય છે, ને જેના જ્ઞાનનો (જ્ઞાનસ્વભાવનો) કદીપણ નાશ ન થાય તે નિત્યબુદ્ધ કહેવાય છે જેમાં કદીપણ કોઇ પણ પ્રકારનું સત્ય દુઃખ ન હોય તે નિત્યમુક્ત કહેવાય છે એવો પુરુષજ છે પ્રતિબિંબરૂપ દુઃખ પુરુષમાં અવિવેકદશામાં છે, માટે નિત્યમુક્તના લક્ષણમાં દુઃખનું સત્ય એવું વિશેષણ આપેલું છે પ્રતિબિંબરૂપ દુઃખ સત્ય નથી, કિંતુ પ્રકૃતિના સંયોગરૂપ ઉપાધિવડે કલ્પાયેલું છે આત્માનું નિત્ય શુદ્ધ નિત્યબુદ્ધ ને નિત્યમુક્તસ્વભાવવાળાપણું આ શ્રુતિમાં પણ કહ્યું છે—"अयमात्मा सन्मात्रो नित्य शुद्धो बुद्ध सत्यो मुक्तो निरंजनो विभु ॥" (આ આત્મા સન્માત્ર નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન ને વ્યાપક છે.) આત્માનું નિત્યપણું અને

વિભુપણુ ન્યાયશાસ્ત્રમા અનેક યુક્તિઓથી સિદ્ધ કરેલું છે, તેથી તેનુ અહીં નિરૂપણુ કર્યું નથી. તે નિત્ય તથા વિભુ આત્મામાં પ્રકૃતિના કાર્ય ચિત્તના સંયોગવિના દુ ખાદિ વિકાર સંભવે નહિ, માટેજ ચિત્તના સંબંધથી પુરુષને દુ ખરૂપ બધ થાય છે એમ કહ્યુ છે. દુ ખાદિકના અનુભવનુ ચિત્તજ ઉપાદાનકારણુ છે. પુરુષ દુ ખાદિના અનુભવનું ઉપાદાનકારણુ છે, ને મન-ચિત્ત-તેનુ નિમિત્તકારણુ છે, એ નૈયાયિકનો મત ગૌરવયુક્ત છે, માટે ચિત્તનાજ ધર્મો દુ ખાદિ છે, એવો સાંખ્યમતજ લાઘવયુક્ત હોવાથી સમીચીન છે ચિત્તના સુખદુ ખરૂપ ધર્મનુ પુરુષમા પ્રતિબિમ્બ માનવાથી " હુ સુખી છુ, " " હુ દુ ખી છુ, " એવી પ્રતીતિઓ સભવી શકે છે. એવી પ્રતીતિઓના બલથી પુરુષમા વાસ્તવિક સુખદુ ખની સિદ્ધિ સભવી શકતી નથી " द्रष्टृदृश्ययो: सयोगो हेयहेतु:॥ " ( દ્રષ્ટા જે પુરુષ અને દશ્ય જે પ્રકૃતિ એ બનેનો સયોગ હેય-ત્યજવાયોગ્ય-જે દુ ખ તેમા કારણુ છે, ) આ યોગસૂત્રમા પણુ પ્રકૃતિપુરુષના સયોગનેજ બધનુ હેતુપણુ બતાવ્યુ છે પ્રકૃતિનો સયોગવિશેષજ પુરુષના બંધનો હેતુ છે, સામાન્યસયોગ પુરુષના બંધનો હેતુ નથી મુક્તને એ સંયોગવિશેષ નથી, તેથી મુક્તને બધની પ્રાપ્તિ થાય નહિ ૧૯

ક્ષણિકવિજ્ઞાનવાદી કહે છે કે પ્રકૃતિ આદિ કોઈ બાહ્યવસ્તુ નથી, કિંતુ જે બાહ્યવસ્તુઓ પ્રતીત થાય છે તે બધી બાહ્યવસ્તુઓ ક્ષણિકવિજ્ઞાનના સતાનરૂપજ છે. એક ક્ષણુમા ઉત્પન્ન થાય, અને બીજી ક્ષણુમાં નાશ પામે, એવુ જે વૃત્તિજ્ઞાન તેના વિજ્ઞાનને ક્ષણિકવિજ્ઞાનનુ સંતાન કહે છે. તે ક્ષણિકવિજ્ઞાનના સતાનથી અતિરિક્ત ( ભિન્ન ) સર્વ વસ્તુ મિથ્યાજ્ઞાનરૂપ સવૃત્તિનુજ સ્વરૂપ છે. એ મિથ્યાજ્ઞાનરૂપ સંવૃત્તિને અવિદ્યા પણુ કહે છે તે અવિદ્યા-

થીજ પુરુષને બધ થાય છે એ મતનુ નીચેના સૂત્રોવડે ખડન કરે છે —

## नाविद्यातोऽप्यवस्तुना बन्धायोगात् ॥ २० ॥

अविद्या हि विद्याप्रागभावः प्रध्वंसाभावो वा । उभयथाप्यवस्तु । न चावस्तुना वस्तुनः आत्मनः संभवति बन्धः । तस्मादविद्यया बन्ध इति व्यपदेशमात्रं, न तत्त्वम् ॥ २० ॥

સૂ૦ —અવિદ્યાથી પણ [ બધ ] નથી, અવસ્તુવડે બધના અસભવથી ૨૦

વિ૦:—ક્ષણિકવિજ્ઞાનવાદી ક્ષણિકવિજ્ઞાનથી ભિન્ન સર્વ પદાર્થોને મિથ્યા માને છે તેના મતમા અવિદ્યા મિથ્યાવસ્તુ છે, તે મિથ્યાવસ્તુરૂપ અવિદ્યાથી પુરુષને સત્ય બધ સભવે નહિ જો કદી મિથ્યા વસ્તુથી પણ સત્ય બધ થાય તો સ્વપ્નકાલમા પ્રતીત થયેલી દોરડીથી પણ પુરુષને જાગ્રદવસ્થામા બધન થવુ જોઇએ ૨૦

## वस्तुत्वे सिद्धान्तहानिः ॥ २१ ॥

अस्माकं तावदविद्यायाः सद्रूपत्वे नाशाभावादनिर्मोक्षः । अद्वैतिना त्वविद्या न तात्त्विकी । द्वैतवादिनां त्वनादेर्वस्तुभूतस्य नाशाभावादुपदेशानर्थक्यम् ॥ २१ ॥

સૂ૦ —[ અવિદ્યાના ] સત્યપણામા સિદ્ધાતની હાનિ [ થાય ] ૨૧

વિ૦:—જો કદી બધની સિદ્ધિમાટે અવિદ્યાને તેઓ સત્ય માને તો તેઓને પોતાના સિદ્ધાંતની સાથે વિરોધ આવવાથી તેમના

સિદ્ધાંતની હાનિ થશે, કેમકે તેઓ અવિદ્યાને સત્ય નહિ પણ મિથ્યા માને છે. ૨૧

## विजातीयद्वैतापत्तिश्च ॥ २२ ॥

यद्यविद्या वस्तुभूतानादिस्तदा नित्यात्मतुल्या । अनात्मत्वे विजातीयद्वैतत्वम् ॥ २२ ॥

સૂ૦ઃ—વળી વિજાતીય દ્વૈતની પ્રાપ્તિ [ થાય. ] ૨૨

વિ૦ઃ—વળી ક્ષણિકવિજ્ઞાનવાદીના મતમા ક્ષણિકવિજ્ઞાન અનેક માનેલ છે, તેથી તેમને સજાતીયદ્વૈત ઇષ્ટ છે, પરતુ અવિદ્યાને સત્ય માનવાથી તેમના મતમા વિજાતીયદ્વૈતની પણ પ્રાપ્તિ થશે, તે તેમને અનિષ્ટ છે. જોકે વિપર્યયજ્ઞાનરૂપ આવદ્યા ક્ષણિકવિજ્ઞાનની સજાતીય છે, તેથી અવિદ્યાને સત્ય માનવામાં પણ તેમને વિજાતીયદ્વૈતની પ્રાપ્તિ થાય નહિ, તથાપિ પદાર્થના જ્ઞાનસ્વરૂપ અવિદ્યા બંધથી ઉત્તરકાલમા હોય છે, તેથી વાસનારૂપ અવિદ્યાનેજ તેઓ બધનો હેતુ માને છે તે વાસનારૂપ અવિદ્યાને સત્ય માનવાથી તેમના મતમાં વિજાતીયદ્વૈતની પ્રાપ્તિ થાય છે. સાંખ્યમતમા અવિદ્યાને કૂટસ્થનિત્ય માનવામાં આવતી નથી, પરતુ ઘટપટની પેઠે વ્યાવહારિક સત્ય માનવામા આવે છે, માટે સાંખ્યમતમા એ દોષ સંભવતો નથી ૨૨

હવે ક્ષણિકવિજ્ઞાનવાદી શકા કરે છે—

## विरुद्धोभयरूपा चेत् ॥ २३ ॥

अन्योऽन्यविरुद्धरूपा अनादिरपि नाशात्प्रागभावरूपा ॥२३॥

સૂ૦ઃ—શંકા—[તે] વિરુદ્ધ ઉભયરૂપવાળી [છે.] ૨૩

છે જો તમે યુક્તિથી સિદ્ધ નહિ થનારી વસ્તુને પણ સત્ય માનશો તો બાળક અને ગાંડા આદિએ માનેલા આકાશપુષ્પાદિ પણ તમારે 'સત્ય માનવા પડશે જેમ આકાશમાં પુષ્પાદિના હોવામાં કોઈ પ્રમાણ નથી તેમ તમારી માનેલી વિરુદ્ધરૂપવાળી અવિદ્યાના હોવામાં પણ કોઇ પ્રમાણ નથી વળી કોઇ શ્રુતિ પણ એવી અવિદ્યાના સદ્ભાવનું નિરૂપણ કરતી નથી

માયાનું સ્વરૂપ પુરાણમાં આવું કહ્યું છે —

" नासद्रूपा न सद्रूपा, माया नैवोभयात्मिका ।
सदसद्भ्यामनिर्वाच्या, मिथ्याभूता सनातनी ॥ "

**ભાવાર્થઃ**—માયા જે પ્રકૃતિ તે પરિણામી ને જ્ઞાનકાલે બાધ પામનારી હોવાથી વસ્તુતાએ તે સત્ નથી, મહત્તત્ત્વાદિકનું કારણ હોવાથી તે સસતાના શિંગડાજેવી અસત્ પણ નથી અને સત્ તથા અસત્‌ને પરસ્પર વિરોધ હોવાથી તે ઉભયરૂપ પણ નથી પણ તે વ્યાવહારિક સત્ છે સર્વ કાર્યનો લય થવાથી પ્રલયકાલમાં તેનો વ્યવહાર નથી થતો, તેથી તે મિથ્યા છે, અર્થાત્ લય પામનારી છે, ને અવિવેકી પુરુષોપ્રતિ તે પરિણામીનિત્ય છે તેથી તે વ્યાવહારિક સત્ પણ છે ૨૬

બીજા કેટલાક વાદીઓનો એવો મત છે કે બાહ્ય પદાર્થ તો છે, પરંતુ તે સર્વે ક્ષણિક છે, ને તેની વાસનાથી પુરુષને બંધ થાય છે, તે મતનું ખંડન નીચેના સૂત્રવડે કરે છે —

## नानादिविषयोपरागनिमित्तकोऽप्यस्य ॥ २७ ॥

अस्यात्मनोऽनादिविषयवासनानिमित्तो ( निमित्तको ) बन्धो भविष्यतीति न । अस्माकं तावद्वासनया सहात्मनः

संबन्धाभावाद्बन्धाभावः । बौद्धनये स्थिरस्यात्मनोऽसत्त्वाद्वासनाया अपि तावत्कालं स्थित्यभावात्को बद्ध इति ॥ २७ ॥

સૂ૦:—આને અનાદિ વિષયવાસનાના નિમિત્તથી પણ [ બંધ ] નથી. ૨૭

વિ૦:—પ્રવાહરૂપે અનાદિ જે વિષયવાસના છે તે વિષયવાસનાથી પણ પુરુષને હવે પછીના સૂત્રમાં કહેવાશે તે હેતુથી બંધ થાય નહિ. ૨૭

ઉપરના સૂત્રમાં કરેલી પ્રતિજ્ઞામાં હેતુ કહે છેઃ—

## न बाह्याभ्यन्तरयोरुपरंज्योपरंजकभावोऽपि देशव्यवधानात्स्रुघ्नस्थपाटलिपुत्रस्थयोरिव ॥ २८ ॥

यद्युच्येत रविजलभाजनयोरपि दृष्ट उपरंज्योपरंजकभावः, तत्र रश्मिसंबंधादुपरागः, अत्र तत्संबंधो नास्ति । वासनाद्वारेण चेत्, न, तावत्कालासत्त्वात् कथं संबन्धः । संतानस्य चेत्, यदि संतानी व्यतिरिक्तः सिद्धान्तहानिः । अथाव्यतिरिक्तस्तथापि तेन किंचिदाधेयम् । आधानं त्वशक्यं क्षणिकत्वात् । अनाधाने किं तेनासत्कल्पेनेति ॥ २८ ॥

સૂ૦:—બાહ્યાભ્યંતરનો ઉપરંજ્યોપરંજકભાવ પણ દેશના અંતરાયથી નથી, સ્રુઘ્નસ્થ અને પાટલિપુત્રસ્થની પેઠે. ૨૮

વિ૦:—તમારા (વાદીના) મતમાં દેહની અંતરજ આત્મા માનેલો

**વિ૦:**—અમે અવિદ્યાને સત્અસત્રૂપ ઉભયરૂપવાળી માનીશુ, અથવા અમે તેને સત્અસત્થી વિલક્ષણરૂપવાળી માનીશુ, એવી શંકા ક્ષણિકવિજ્ઞાનવાદીએ આ સૂત્રમાં કરી છે. **સાંખ્યમતમાં** પ્રપંચને સદસદ્રૂપ માનેલ છે. ત્યાં સત્પદનો અર્થ વ્યક્ત (પ્રકટ) છે, અને અસત્પદનો અર્થ અવ્યક્ત (અપ્રકટ) છે. આ કારણથી **સાંખ્યમતમાં** સદસત્ ઉભયરૂપ વિરુદ્ધ નથી એવું બતાવવા માટે આ સૂત્રમાં વિરુદ્ધ એવું પદ મૂકેલું છે ૨૩

એ શંકાનું નિવારણ કરે છે—

## न तादृक्पदार्थाप्रतीतेः ॥ २४ ॥

**न कुत्रापि केनापि कदापि तादृक् पदार्थः प्रतीतः ॥ २४ ॥**

**સૂ૦**—તેવા પદાર્થની અપ્રતીતિથી [ એમ ] નહિ [ મનાય. ] ૨૪

**વિ૦:**—જેમ પ્રકાશનુ અને અંધારાનુ એક વેલા એક સ્થાનમાં એકસાથે રહેવું સંભવતુ નથી તેમ સત્ત્વાસત્ત્વરૂપ (હોવાપણારૂપ ને નહિ-હોવાપણારૂપ) વિરુદ્ધ ધર્મોનો એક અવિદ્યારૂપ ધર્મીમા એક કાળે સમાવેશ સંભવે નહિ વિરુદ્ધધર્મવાળો કોઇ પણ પદાર્થ આ લોકમા પ્રતીત થતો નથી, તેથી અવિદ્યાને સદસદ્રૂપ માનવી યોગ્ય નથી અવિદ્યાને કદી સાક્ષાત્ દુઃખના સંબંધરૂપ બંધનો હેતુ માનશો તો જ્ઞાનથી અવિદ્યાનો નાશ થયા પછી કારણરૂપ અવિદ્યાનો નાશ થવાથી કાર્યરૂપ પ્રારબ્ધકર્મનો ભોગ જ્ઞાનીને ન થવો જોઇએ એ પણ તેમના મતમા દોષ આવે છે. સાંખ્યમતમાં તો જન્મરૂપ સંયોગવિશેષજ બંધનો હેતુ છે. તે જન્મરૂપ સંયોગનો પ્રારબ્ધના ભોગવિના નાશ થાય નહિ, એ કારણથી સાંખ્યમતમા એ દોષ પ્રાપ્ત થતો નથી. ૨૪

પુનઃ તે વાદી શંકા કરે છેઃ—

## न वयं षट्पदार्थवादिनो वैशेषिकादिवत् ॥ २५ ॥

स्पष्टं ॥ २५ ॥

સૂ૦:—વૈશેષિકાદિની પેઠે અમે છ પદાર્થવાદી નથી. ૨૫

વિ૦:—જેવી રીતે વૈશેષિકમતમાં ભાવરૂપ છ પદાર્થોજ માનેલા છે, ને નૈયાયિકમતમાં સોળ પદાર્થોજ માનેલા છે; વધારે માનેલા નથી. તેવી રીતે અમારા મતમાં પદાર્થોની સંખ્યાનો નિયમ નથી, તેથી સદસદ્રૂપ અથવા સદસતથી વિલક્ષણરૂપ અવિદ્યાને અમે માનીએ તો અમારા મતમાં દોષની પ્રાપ્તિ થતી નથી. ૨૫

એ શંકાનું સમાધાન કરે છેઃ—

## अनियतत्वेऽपि नायौक्तिकस्य संग्रहोऽन्यथा बालोन्मत्तादिसमत्वम् ॥ २६ ॥

षडेव पदार्था इति न ब्रूमो, न तु युक्तिसिद्धमपि नाङ्गीकुर्मः । अन्यथा बालोन्मत्ततुल्यत्वम् । तथा च " न ह्याप्तवादा-न्नभसो, निपतन्ति महासुराः । युक्तिमद्वचनं ग्राह्यं, मयान्यैश्च भवद्विधैः " ॥ २६ ॥

સૂ૦:—અનિયતપણામાં પણ યુક્તિરહિતનું ગ્રાહ્યપણું નથી, અન્યથા બાળક [ અને ] ઉન્મત્તાદિથી સમપણું [ થાય. ] ૨૬

વિ૦:—તમારા મતમાં કદાચ પદાર્થોની સંખ્યાનો નિયમ ન હોય તોપણ તમારે યુક્તિથી સિદ્ધ થનારો પદાર્થજ માનવો યોગ્ય

છે. જો તમે યુક્તિથી સિદ્ધ નહિ થનારી વસ્તુને પણ સત્ય માનશો તો બાળક અને ગાંડા આદિએ માનેલાં આકાશપુષ્પાદિ પણ તમારે સત્ય માનવાં પડશે. જેમ આકાશમાં પુષ્પાદિના હોવામાં કોઈ પ્રમાણ નથી તેમ તમારી માનેલી વિરુદ્ધરૂપવાળી અવિદ્યાના હોવામાં પણ કોઇ પ્રમાણ નથી. વળી કોઇ શ્રુતિ પણ એવી અવિદ્યાના સદ્‌ભાવનું નિરૂપણ કરતી નથી.

માયાનું સ્વરૂપ પુરાણમાં આવું કહ્યું છેઃ—

" नासद्रूपा न सद्रूपा, माया नैवोभयात्मिका ।
सदसद्भ्यामनिर्वाच्या, मिथ्याभूता सनातनी ॥ "

**ભાવાર્થઃ**—માયા જે પ્રકૃતિ તે પરિણામી ને જ્ઞાનકાલે બાધ પામનારી હોવાથી વસ્તુતાએ તે સત્ નથી, મહત્તત્ત્વાદિકનું કારણ હોવાથી તે સસલાના શિંગડાજેવી અસત્ પણ નથી, અને સત્ તથા અસત્‌ને પરસ્પર વિરોધ હોવાથી તે ઉભયરૂપ પણ નથી; પણ તે વ્યાવહારિક સત્ છે. સર્વ કાર્યનો લય થવાથી પ્રલયકાલમાં તેનો વ્યવહાર નથી થતો, તેથી તે મિથ્યા છે, અર્થાત્ લય પામનારી છે, ને અવિવેકી પુરુષોપ્રતિ તે પરિણામીનિત્ય છે, તેથી તે વ્યાવહારિક સત્ પણ છે. ૨૬

બીજા કેટલાક વાદીઓનો એવો મત છે કે બાહ્યપદાર્થ તો છે, પરંતુ તે સર્વે ક્ષણિક છે, ને તેની વાસનાથી પુરુષને બંધ થાય છે, તે મતનું ખંડન નીચેના સૂત્રવડે કરે છેઃ—

## नानादिविषयोपरागनिमित्तकोऽप्यस्य ॥ २७ ॥

अस्यात्मनोऽनादिविषयवासनानिमित्तो ( निमित्तको ) बन्धो भविष्यतीति न । अस्माकं तावद्वासनया सहात्मनः

संबन्धाभावाद्बन्धाभावः । बौद्धनये स्थिरस्यात्मनोऽसत्त्वाद्वासनाया अपि तावत्कालं स्थित्यभावात्को बद्ध इति ॥ २७ ॥

સૂ૦:—આને અનાદિ વિષયવાસનાના નિમિત્તથી પણ [ બંધ ] નથી. ૨૭

વિ૦:—પ્રવાહરૂપે અનાદિ જે વિષયવાસના છે તે વિષયવાસનાથી પણ પુરુષને હવે પછીના સૂત્રમાં કહેવાશે તે હેતુથી બંધ થાય નહિ. ૨૭

ઉપરના સૂત્રમાં કરેલી પ્રતિજ્ઞામાં હેતુ કહે છેઃ—

**न बाह्याभ्यन्तरयोरुपरंज्योपरंजकभावोऽपि देशव्यवधानात्स्रुघ्नस्थपाटलिपुत्रस्थयोरिव ॥ २८ ॥**

यद्युच्येत रविजलभाजनयोरपि दृष्ट उपरंज्योपरंजकभावः, तत्र रश्मिसंबंधादुपरागः, अत्र तत्संबंधो नास्ति । वासनाद्वारेण चेत्, न, तावत्कालासत्त्वात् कथं संबन्धः । संतानस्य चेत्, यदि संतानी व्यतिरिक्तः सिद्धान्तहानिः । अथाव्यतिरिक्तस्तथापि तेन किंचिदाधेयम् । आधानं त्वशक्यं क्षणिकत्वात् । अनाधाने किं तेनासत्कल्पेनेति ॥ २८ ॥

સૂ૦:—બાહ્યાભ્યંતરનો ઉપરંજ્યોપરંજકભાવ પણ દેશના અંતરાયથી નથી, સુઘ્નસ્થ અને પાટલિપુત્રસ્થની પેઠે. ૨૮

વિ૦:—તમારા (વાદીના) મતમાં દેહની અંતરજ આત્મા માનેલો

છે, આત્માની બાહ્યસ્થિતિ માનેલી નથી, તેથી આત્માની દેહની અંતર સ્થિતિ છે, અને ઘટાદિ વિષયોની બહાર એટલે ગૃહાદિમા સ્થિતિ છે, માટે ભિન્ન દેશમા રહેલા આત્માનો અને ઘટાદિનો કાંઈ પણ સંબંધ સંભવતો નથી જેમ ભિન્ન ભિન્ન સ્થાનમાં એટલે સુધ્નમાં (પટણાથી દૂરના સુધ્નનામના નગરમાં) અને પટણામાં રહેલા પુરુષોનો કાંઇ પણ સંબંધ સંભવતો નથી તેમ ભિન્ન ભિન્ન સ્થાનમાં રહેલા આત્માનો ને વિષયોનો કાંઇ પણ સંબંધ સંભવતો નથી. એ કારણથી ભિન્ન દેશમા સ્થિત ને સંબંધવિનાના ઘટાદિની વાસના આત્મામા સંભવતી નથી ૨૮

આત્મા વ્યાપક છે, તેથી તેના શરીરની બહારના એકદેશથી વસ્તુનો સબંધ થવાથી આત્મામાં વિષયની વાસના સભવી શકે છે એવી શંકા વાદી કરે તો તેનુ નિવારણ નીચેના સૂત્રદ્વારા કરે છે'—

## द्वयोरेकदेशलब्धोपरागान्न व्यवस्था ॥ २९ ॥

एकात्मवादिनां सर्वदा लब्धोपरागादनिर्मोक्ष इति नास्ति व्यवस्था । नानात्मवादिनां तु सर्वेषां सर्वार्थैः सम्बन्धादेकदा तुल्यज्ञानोत्पादान्न व्यवस्था ॥ २९ ॥

સૂ૦'—બંનેના ( બદ્ધના ને મુક્તના ) એક દેશમા થયેલા સબધથી [જ્ઞાનાદિની] વ્યવસ્થા નહિ [રહે ] ૨૯

વિ૦:—જો એક આત્માને માનનાર વાદી કહે કે આત્મા સર્વવ્યાપક છે, તેથી બહારની વસ્તુઓની સાથે તેનો સંબંધ થયેલો છે, તે સંબંધદ્વારાજ તે વાસનાવાળો થાય છે, તો તેનો ઉત્તર એ છે જે આત્માને વ્યાપક કહી તેની સાથે બહારના વિષયોનો સંબંધ

છે એમ જો સ્વીકારશો તો તેમ થવાથી બંધમોક્ષની વ્યવસ્થા રહેશે નહિ–જે હમણા મુક્ત છે તે ભવિષ્યમાં વિષયના સંબંધથી બદ્ધ થઇ જશે, અને વ્યાપક ઘણા આત્મા માનનાર વાદીને મતે પણ કહેલા કારણથી બંધમોક્ષની તથા લૌકિકજ્ઞાનોત્પત્તિની વ્યવસ્થા રહેશે નહિ,–અર્થાત્ સર્વ આત્માઓને વિષયોનો સંબંધ રહેવાથી અમુક આત્મા બદ્ધ ને અમુક આત્મા મુક્ત એવી વ્યવસ્થા રહેશે નહિ, તથા બધા આત્માઓનો બધા વિષયોની સાથે સંબંધ રહેવાથી બધા આત્માઓને બધા વિષયોનું સાથે જ્ઞાન ઉપજવાથી વિષયોના ભિન્ન ભિન્ન જ્ઞાનની વ્યવસ્થા પણ રહેશે નહિ ૨૯

તેમાં વાદી શંકા કરે છે:—

## अदृष्टवशाच्चेत् ॥ ३० ॥

यद्यपि सर्वदा संबन्धात्सर्वत्र ज्ञानं प्रसज्येत, तथापि यस्यादृष्टेन यज्ज्ञानं जन्यते तदेव तस्य कारणमिति न सर्वत्र ज्ञानं ॥ ३० ॥

સૂ૦:—શંકા:–અદૃષ્ટને લીધે [વ્યવસ્થા થઈ શકે છે.]૩૦

વિ૦:—આત્માનુ અદૃષ્ટજ વિષયવાસનાની તથા ભિન્ન ભિન્ન પદાર્થોના જ્ઞાનની વ્યવસ્થા કરે છે, અર્થાત્ જે અદૃષ્ટ જે પદાર્થના જ્ઞાનનું ઉત્પાદક હોય તે અદૃષ્ટજ તે પદાર્થના જ્ઞાનનું કારણ થાય છે અદૃષ્ટના અભાવથી મુક્ત આત્માને વિષયવાસના રહેતી નથી અને સંસારી આત્માને અદૃષ્ટ રહે છે, તેથી તે વિષયવાસનાવડે બંધન પામે છે. આત્માઓને પોતપોતાના ભિન્ન ભિન્ન અદૃષ્ટથી ભિન્ન ભિન્ન વિષયોનું ભિન્ન ભિન્ન જ્ઞાન પણ સંભવી શકે છે ૩૦

એ શંકામાં નીચેના સૂત્રવડે સૂત્રકારશ્રી દૂષણ બતાવે છે:–

न द्वयोरेककालायोगादुपकार्योपकारकभावः॥ ३१ ॥

व्यक्तम् ॥ ३१ ।

સૂ૦ —એકકાલના અસયોગથી બન્નેનો ઉપકાર્યોપકારકભાવ ( ઉપકાર કરવાયોગ્યનો ને ઉપકાર કરનારનો ભાવ ) [ સભવતો ] નથી ૩૧

વિ૦ —આત્માને પોતાના અદૃષ્ટથી વિષયોનો ભોગ થાય છે એવો નિયમ આત્માને ક્ષણિક માનનારાના મતમા સભવતો નથી કેમકે તેમને મતે આત્મા અને વિષયવાસના એકકાલમા હોતા નથી જે કાલે જે આત્મા છે તે કાલે તે આત્માને વિષયવાસના ઉપજે નહિ અને બીજી ક્ષણમા બીજો આત્મા ઉપજે છે તેને અન્યના અદૃષ્ટથી ભોગ માનવો એ ઉચિત ગણાય નહિ બન્ને એકકાલમા રહેનાર ન હોવાથી કોઇ રીતથી કહેતા બન્નેનો અર્થાત્ આત્માનો તથા વિષયવાસનાનો પરસ્પર ઉપકાર્યોપકારકભાવ સભવી શકતો નથી

વળી વાદી શકા કરે છે —

पुत्रकर्मवदिति चेत् ॥ ३२ ॥

यथा पुत्रेष्ट्यादिनाऽविद्यमानस्य पुत्रस्य संस्कारद्वारोपकारः क्रियते, तथाऽत्रापि भविष्यति ॥ ३२ ॥

સૂ૦ —પુત્રકર્મની પેઠે આ [ સભવી ] શકે ૩૨

વિ૦ —જેવી રીતે પિતાએ કરેલા ગર્ભાધાનાદિકર્મવડે તે વેળા અવિદ્યમાન પુત્રને તે કર્મના સસ્કારદ્વારા ઉપકાર થાય છે તેવી રીતે એક આત્માના કર્મથી બીજા આત્માને પણ ભોગ સભવી શકે છે ૩૨

તમારા મતમા એ દૃષ્ટાંત સંભવતું નથી એમ સૂત્ર-કારશ્રી નીચેના સૂત્રવડે પ્રતિપાદન કરે છેઃ—

## नास्ति हि तत्र स्थिर एक आत्मा यो गर्भाधानादिना संस्क्रियते ॥ ३३ ॥

आत्मानादिर्नित्यशुद्धबुद्धः तदुद्देशेन हविस्त्यागादयो युज्यन्त इति ॥ ३३ ॥

સૂ૦:—તેમાં ( તમારા મતમા ) સ્થિર એક આત્માજ નથી, જે ગર્ભાધાનાદિવડે સસ્કારવાળો કરાય છે. ૩૩

વિ૦—ગર્ભાધાનાદિકર્મવડે સસ્કાર પામી શકે એવો સ્થાયી એક આત્મા તમારે મતે નથી, તેથી તમારા મતમા પિતાના કર્મદ્વારા પુત્રને ભોગ થવાનુ દૃષ્ટાત સભવતુ નથી, અને **સાંખ્યમતમા** તો આત્માને અવિનાશી માનેલો છે, તથા આત્માના ઉપાધિ ચિત્તને પણ મોક્ષપર્યંત સ્થિર માનેલુ છે, તેથી પિતાના ગર્ભાધાનાદિ કર્મથી પુત્રના ચિત્તરૂપ ઉપાધિમા નવુ અદષ્ટ ઉત્પન્ન થાય છે, ને તે ઉપાધમા રહેલા અદષ્ટદ્વારા પુત્રને ભોગ થાય છે. એ કારણથી **સાંખ્ય** મતમા આ દૃષ્ટાતનો વિરોધ આવતો નથી ૩૩

દુઃખના સબધરૂપ બધ ક્ષણિક છે, તેથી બંધને કારણની કાંઈ અપેક્ષા નથી, અથવા અભાવનેજ અમે બધનુ કારણ માનીશું, એમ વાદી શકા કરે છે:—

## स्थिरकार्यासिद्धेः क्षणिकत्वम् ॥ ३४ ॥

सत्त्वमर्थक्रियाकारित्वं, तच्च क्रमाक्रमाभ्यां व्याप्तं, तौ

चाक्षणिके न संभवतः । अतस्तौ क्षणिकत्वमापादयतः ॥३४॥

સૂ૦.—સ્થિર કાર્યની અસિદ્ધિથી [ આત્માનુ પણ ] ક્ષણિકપણુ [ છે. ] ૩૪

વિ૦:—ઉપજેલા સર્વ પદાર્થો ક્ષણવિનાશી છે એક ક્ષણપછી જેનો નાશ થાય તે ક્ષણિક અથવા ક્ષણવિનાશી કહેવાય છે અહીં કોઇ પણ વસ્તુના સ્થિરપણાની સિદ્ધિ નથી, એટલે આત્માના સ્થિરપણાની પણ સિદ્ધિ નથી આત્મા જેમ ક્ષણિક છે તેમ તેને થયેલો બધ પણ ક્ષણિકજ છે, તેથી બધને કોઇ નિયતકારણની અપેક્ષા નથી, એટલે અમારા મતમા દોષનો અભાવ છે ૩૪

એ શંકાનું સમાધાન કરે છે –

## न प्रत्यभिज्ञाबाधात् ॥ ३५ ॥

यद्यपि सहकारिसद्भावासद्भावाभ्यां करणाकरणन्यायैः स्थिरसिद्धिः समाधेया, तथापि सर्वबाधविनादसिद्धत्वात् 'स एवायम्' इत्यबाधितप्रत्यभिज्ञाबाध उक्तः । एतदन्यत्र प्रपंचितमिति नेह प्रतन्यते ॥ ३५ ॥

સૂ૦:—પ્રત્યભિજ્ઞાના બાધથી [આત્માનું ક્ષણિકપણું] નથી. ૩૫

વિ૦:—મનુષ્યોને પ્રત્યભિજ્ઞાનામનુ એક પ્રકારનુ સત્યજ્ઞાન થાય છે તે સત્યજ્ઞાન એવી રીતના સિદ્ધાંતનું ( આત્માના ક્ષણિકપણાના કથનનુ ) મિથ્યાપણુ બતાવે છે પ્રત્યક્ષાદિ પ્રમાણથી પ્રથમ ઉપજેલા યથાર્થજ્ઞાનનું નામ અભિજ્ઞા છે પ્રથમ જાણેલી વસ્તુઓ કાલાંતરે બીજીવાર જાણવામાં આવે તેને શાસ્ત્રીયભાષામા પ્રત્યભિજ્ઞા

કહે છે. તે પ્રત્યભિજ્ઞાજ્ઞાન અબાધિત એટલે સત્ય છે, તેથીજ "અમે જેણે કાલે પર્વત જોયો હતો તે અમે આજ નદી જોઈએ છીએ," તથા "કાલે જે માણસની સાથે અમે વાતો કરી હતી તે માણસ આજ મારી પાસે આવ્યો છે;" ઇત્યાદિ રીતનો યથાર્થ અથવા અબાધિત અનુભવ આપણને થાય છે આત્માના સ્થાયીપણાવિના કોઇ પણ પ્રકારે એવી એવી રીતનુ પ્રત્યભિજ્ઞાજ્ઞાન ઉપજી શકે નહિ એવી રીતે આત્માને ક્ષણિક માનનારાનો વાદ ખોટો છે એમ પ્રત્યભિજ્ઞાજ્ઞાનથી સિદ્ધ થાય છે. ૩૫

શ્રુતિથી તથા યુક્તિથી પણ આ વાદ મિથ્યા છે એમ નક્કી થાય છે એમ જણાવે છે –

## श्रुतिन्यायविरोधाच्च ॥ ३६ ॥

श्रुतिराह 'अस्ति जन्मान्तरोपभोग्यभोक्ता पुरुषः',न्यायश्च 'को नामानुपभोग्ये कर्मणि तत्साधने प्रवर्तते ।' कारुणिकानां विरागात्प्रवृत्तिर्दृश्यते । न, तत्रापि तदुपकारेण स्वधर्मलाभात्, धर्मानभिसंधानेऽपि मोक्षसाधनत्वात् ॥ ३६ ॥

સૂ૦:—અને શ્રુતિ તથા ન્યાયના વિરોધથી [ પણ પદાર્થોનું ક્ષણિકપણું નથી. ] ૩૬

વિ૦.—" सदेव सौम्येदमग्र आसीत् " ( હે સૌમ્ય ! ઉત્પત્તિની પહેલાં આ જગત્ સદ્રૂપજ હતુ, ) ઇત્યાદિ શ્રુતિની સાથે, અને " कथमसतः सज्जायेत " ( અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ કેમ થાય ? નજ થાય, ) એ શ્રુતિમાં કહેલી યુક્તિની સાથે વિરોધ હોવાથી બધા પદાર્થોમાં ક્ષણિકપણાનુ અનુમાન સભવી શકતુ નથી, તેથી આત્માને ક્ષણિક માનનારાનો વાદ મિથ્યા છે. ૩૬

વળી એ વાદમા દ્દષ્ટાતની અસિદ્ધિનો દોષ આવે છે એમ કહે છે —

## दृष्टांतासिद्धेश्च ॥ ३७ ॥

सर्वस्यैव पक्षप्रवेशान्नास्ति दृष्टातः । अप्रवेशे स एव स्थिरः । अथ तस्यापि क्षणिकत्वमन्यहेतुना प्रसिद्ध्यताम् । तत्रापि दृष्टान्तासिद्धिरिति ॥ ३७ ॥

સૂ૦ —વળી દૃષ્ટાતની અસિદ્ધિથી [ પણ પદાર્થોનુ ક્ષણિકપણુ નથી ] ૩૭

વિ૦ :—વસ્તુનુ ક્ષણિકપણુ પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ થતુ નથી તેથી અનુમાનપ્રમાણવડે તે સિદ્ધ થાય છે એમ કહીને તેમ પ્રતિપાદન કરવાનો જો તમે પ્રયત્ન કરશો, તો તમારો તે પ્રયત્ન પણ મિથ્યા થશે, કારણકે અનુમાનદ્વારા પદાર્થોનુ ક્ષણિકપણુ નિર્ણય કરવા માટે દૃષ્ટાત બતાવવાની અગત્ય પડશે પણ બધા પદાર્થોનો પક્ષમા પ્રવેશ થઇ જવાથી તે દૃષ્ટાત અન્ય પદાર્થને અભાવે તમને મળશે નહિ ૩૭

ક્ષણિકપક્ષમા પદાર્થનો કારણકાર્યભાવ પણ સભવતો નથી એમ નીચેના બે સૂત્રોવડે સિદ્ધ કરે છે —

## युगपज्जायमानयोर्न कार्यकारणभावः ॥ ३८ ॥

सव्येतरविषाणयोरिव युगपज्जायमानयोः स्वलक्षणार्थक्रिययो [न कार्यकारणभावः] । एतच्चामकृदुक्तम् ॥ ३८ ॥

સૂ૦ —સાથે ઉપજેલાનો કાર્યકારણભાવ [સભવતો] નથી ૩૮

વિ૦:—અમુક કારણનું અમુક કાર્ય, અને અમુક કાર્યનું અમુક કારણ, એ આ જગતમાં એક નક્કી થયેલો વ્યવહાર છે. જો બધી વસ્તુઓ ક્ષણિક હોય તો આ કાર્યકારણની વ્યવસ્થા કદીપણ સંભવી શકે નહિ, કારણકે જે બે પદાર્થને લઈને કાર્યકારણભાવનો વ્યવહાર થાય છે; અર્થાત્ અમુક પદાર્થ અમુક પદાર્થનું કારણ તથા અમુક પદાર્થ અમુક પદાર્થનું કાર્ય એવી રીતનો જે નિશ્ચય કરવામાં આવે છે તે બંને વસ્તુઓ તમારે મતે ક્ષણિક છે,–તે પહેલી ક્ષણે ઉપજે છે અને બીજી ક્ષણે નાશ પામે છે. આમ માનતાં કારણ ને કાર્ય બંને સાથે ઉપજે છે અને સાથે નાશ પામે છે, એમ સિદ્ધ થયું. જો બંનેનો જન્મ ઘેટાનાં બે શિંગડાંની પેઠે યુગપત્ એટલે એકકાલે થાય છે એમ માનીએ તો તે બંનેનો કોઇ પણ રીતે કાર્યકારણભાવસંબંધ સંભવી શકશે નહિ. જેઓ એક સમયે ઉત્પન્ન થાય, જેઓમાં પૂર્વાપરભાવ ન હોય, તેઓમાં કોણ કોનું કારણ ને કોણ કોનું કાર્ય એ નક્કી કરી શકાય નહિ. ૩૮

## पूर्वापाये उत्तरायोगात् ॥ ३९ ॥

भवेदेवं, यद्यतिशयाधायकत्वं स्यात् । तदेव त्वशक्यं क्षणिकत्वादिति ॥ ३९ ॥

સૂ૦:—પૂર્વના નાશમાં ઉત્તરના અસંબંધથી [ પણ વસ્તુઓનો કાર્યકારણભાવ સંભવતો નથી. ] ૩૯

વિ૦:—જો પૂર્વાપરભાવનું રક્ષણ કરવામાટે કારણ તથા કાર્યની ક્રમપૂર્વક ઉત્પત્તિ કહેવામાં આવે તોપણ તમારે મતે તેમનો કારણકાર્યભાવ રહેતો નથી, કેમકે ઉપજેલુ કારણદ્રવ્ય જો બીજા ક્ષણસુધી રહેતું નથી, પણ બીજા ક્ષણમાં નાશ પામી જાય છે, તો પછી તેનો કાર્યદ્રવ્યની સાથે સંબંધ થાય છે એ વાત કહી શકાય

નહિ, અર્થાત્ કારણદ્રવ્ય વિદ્યમાન ન રહેવાથી તેનડે કાર્યદ્રવ્યની ઉત્પત્તિ સભવી શકતી નથી ૩૯

એ વાતને વિશેષરીતે સમજાવે છે —

## तद्भावे तदयोगादुभयव्यभिचारादपि न ।४०।

हेतुहेतुमद्भावकाले कार्याभावादुभयव्यभिचारादपि न कार्यकारणभावः । आस्तां तावदर्थक्रियाकारित्वं, अयं हेतुरिदं कार्यमिति व्यवहारोऽपि न स्यात् ॥ ४० ॥

**સૂ૦ઃ**—તેના ( કારણના ) ભાવમા તેના ( કાર્યના ) અસબધથી [ અને ] ઉભયના વ્યભિચારથી પણ [ કાર્ય કારણભાવ સભવે ] નહિ ૪૦

**વિ૦ઃ**—જો ક્ષણિકવાદ સાચો માનીએ તો કારણની સાથે કાર્યનો અસયોગ સિદ્ધ થાય તે અસયોગ સિદ્ધ થયે તથા કાર્ય ઉપજાવવાની પહેલા કારણદ્રવ્યનો વિનાશ થયાનુ સિદ્ધ થયે અવશ્ય તેઓમા કારણકાર્યભાવ રહેતો નથી કારણવિના અથવા કારણની સાથે કાર્યના કોઇપણ પ્રકારના સયોગવિના કાર્ય ઉત્પન્ન થાય છે એવી વાત કહેવી તે કેવળ યુક્તિબહાર છે કાર્યની ઉત્પત્તિ અકસ્માત્ થાય છે એમ કહેવુ તે પણ કોઇ રીતે સપ્રમાણ ગણાય નહિ આમ હોવાથી કહેવુ જોઇએ કે ક્ષણિકમત " કારણના રહેવાથી કાર્ય ઉપજે " એ અન્વયનામની યુક્તિથી તથા " કારણના ન રહેવાથી કાર્ય ન ઉપજે " એ વ્યતિરેકનામની યુક્તિથી બહાર છે, અર્થાત્ યુક્તિરહિત છે વળી જે બે વસ્તુ સાથે ઉપજે ને સાથે નાશ પામે તેમા કારણકાર્ય ભાવનો નિયમ રહે નહિ, અર્થાત્ કારણને કાર્ય અને કાર્યને કારણ પણ કહી શકાય એવો વ્યભિચારરૂપ દોષ પણ તેમા આવે છે ૪૦

જેમ નિમિત્તકારણુની કાર્યના પૂર્વક્ષણુમાં સ્થિતિમાત્રથી કારણુતા થાય છે તેમ ઉપાદાનકારણુમાં પણુ અમે માનીશું એમ વાદી શંકા કરે તો તેનું નિવારણુ કરે છેઃ—

## पूर्वभावमात्रे न नियमः ॥ ४१ ॥

किं भिन्नसंतानस्य, एकसंतानस्य वा। भिन्नसंतानस्य चेदतिप्रसक्तिः। एकसंतानस्य चेन्निरन्वयध्वंसः। तस्य हि भिन्नसंतानेन तुल्यत्वान्न नियमः। अन्वयश्च नास्तीत्युक्तम्॥ अथाविद्यमानस्यापि हेतुता दृश्यते, यथेषुक्षेपकस्य क्षेपानन्तरं महिष्यादिमरणं, पश्चादिषुविद्धस्य मरणकर्तृत्वम्। न तत्रापि मरणे व्यापारद्वारेणान्वयात् ॥ ४१ ॥

સૂ૦ઃ—પૂર્વભાવમાત્રમાં [ઉપાદાનકારણુનો ને નિમિત્તકારણુનો] નિયમ [રહેતો] નથી. ૪૧

વિ૦ઃ—કાર્યની પહેલાં રહે તેને જો તમે ઉપાદાનકારણુ કહેશો તો નિમિત્તકારણુને પણુ ઉપાદાનકારણુતા પ્રાપ્ત થશે, માટે માત્ર કાર્યના પૂર્વકાલમાં જેની સ્થિતિ હોય તે નિમિત્તકારણુ કહેવાય છે, અને કાર્યના પૂર્વકાલમાં તથા કાર્યકાલમાં પણુ અવશ્ય કરીને જે રહે છે તે ઉપાદાનકારણુ કહેવાય છે, આવી રીતનો નિશ્ચયાત્મક વ્યવહાર ક્ષણિકવાદીના મતમાં ન હોવાથી કોણુ કોનું નિમિત્તકારણુ છે, અને કોણુ કોનું ઉપાદાનકારણુ છે, તે જાણી શકાતું નથી. ૪૧

જગતમાં વિજ્ઞાનથી ભિન્ન કોઈ પણુ પદાર્થ નથી, બધ પણુ વિજ્ઞાનરૂપ હોવાથી સ્વપ્નના પદાર્થની પેઠે મિથ્યા છે, તેથી બધનું કોઇ કારણુ નથી, એવી વિજ્ઞાનવાદી શંકા કરે તો તેનું નિવારણુ કરે છે—

## न विज्ञानमात्रं बाह्यप्रतीतेः ॥ ४२ ॥

न विज्ञानमात्रं जगत्। तथा सत्यहं घट इति प्रत्ययः स्यात्, न त्वयं घट इति। वासनाविशेषादिति चेन्न, बाह्याभावे घटवासनाया एवासत्त्वात्कथं विशेषः। किं च वासनाया अपि कारणं वासनैव, उत बाह्यवासनाऽपि। बाह्यवासनाऽपीति पक्षेऽन्यस्यापि सत्त्वात्स एव बाह्योऽर्थः। ननु नास्त्येव बाह्योऽर्थः, अवयवातिरिक्तस्यावयविनोऽभावात्, तथा ह्यवयवावयविनोरेकत्वात् एकत्वप्रतीतेः। चलत्यवयवेऽवयवी चलति, अल्पावयवे न चलत्यवयवी। न चलतीति विरुद्धधर्माध्यासेन भेदान्नैकत्वम्। एवं रक्तारक्तावृतानावृतवद्देशातद्देशत्वादि दोषा उदाहार्याः॥ माभूदवयवी, तथापि न बाह्यार्थापलापः, परमाणुपुंजस्यैव स्थूलत्वेन ग्रहणात्। न, अवयविना हि कार्येण परमाणुरनुमातव्यः। तदभावे केनानुमातव्यः। परमाणूनामतीन्द्रियत्वात्पुञ्जेऽपि किंचिदतिशयानाधानात् स्थूलोऽयमिति प्रत्ययो भ्रान्त इति विज्ञानमात्रं जगदिति। अत्रोच्यते। अवयवावयविनोर्भेदात्। अपि च द्वयोरन्यत्वान्नावयवकम्पेऽवयवी कम्पते, यत्र तु बहुतरावयवकम्पस्तत्रावयवी कम्पत एव। एवं रक्तारक्तादिविरोधेऽपि सिद्धान्ता वक्तव्याः। तस्मात्सिद्धो बाह्योऽर्थः। वासनैवेति पक्षे सर्वदा ज्ञानोत्पत्तिरिति ॥ ४२ ॥

सू० —बाह्यनी प्रतीति [ होवा ] थी विज्ञानमात्र नथी ४२

વિ૦:—અહીં કેવલ વિજ્ઞાનજ સત્ય છે, બહાર પ્રતીત થતી બીજી કોઇ પણ બાહ્ય વસ્તુ સત્ય નથી, એવી રીતનો વિજ્ઞાનવાદ અસત્ય છે, કેમકે અંતરના વિજ્ઞાનનો ત્યાગ કરીને પણ બહાર વિજ્ઞેય પદાર્થો રહ્યાનો અનુભવ સર્વ મનુષ્યોને થાય છે. બહારની બધી વસ્તુઓ અંતરના વિજ્ઞાનનો વિષય છે, વિજ્ઞાન (બુદ્ધિ) અને વિજ્ઞેય (બુદ્ધિવડે જણાતા પદાર્થો) એક અથવા અભિન્ન નથી. ઘટ, પટ, ગૃહ એ બધુ વિજ્ઞાન, અને એ વિજ્ઞાનજ આત્મા, એવું તેમનું કથન જો સત્ય હોય તો જોનારને "આ ઘટ" એવી રીતની પ્રતીતિ ન થતાં "હું ઘટ" એવી રીતની પ્રતીતિ થવી જોઇએ. જ્યારે કોઇ પણ જોનારને એવી રીતની પ્રતીતિ થતી નથી ત્યારે વિજ્ઞાનવિના અન્ય કોઈ બાહ્ય પદાર્થ નથી એવી રીતનો તેમનો નિર્ણય બુદ્ધિથી વિરુદ્ધ છે એમાં કાંઇ પણ સંદેહ રહેતો નથી ૪૨

સ્વપ્નાદિના દૃષ્ટાંતથી જાગ્રત્માં પ્રતીત થતા જે દૃશ્ય પદાર્થો છે તે સર્વ મિથ્યા છે એવુ અનુમાન કરીને બહારની સર્વ વસ્તુઓનો અભાવ સિદ્ધ કરશુ, એવી વિજ્ઞાનવાદી શંકા કરે તો તેનું છેદન કરવા માટે એ વાદમાં બીજું દૂષણ કહે છેઃ—

## तदभावे तदभावाच्छून्यं तर्हि ॥ ४३ ॥

विषयाभावे ज्ञानाभावाच्छून्यं । स्वविषयत्वे कर्तृकर्मविरोध इति ॥ ४३ ॥

સૂ૦:—તો તેના (બાહ્યપદાર્થોના) અભાવમાં તેના (વિજ્ઞાનના) અભાવથી શૂન્ય [ સિદ્ધ થશે. ] ૪૩

વિ૦:—જો તમે બાહ્યવસ્તુ નહિ માનો તો જેમ બાહ્યવિષયની

પ્રતીતિ મિથ્યા છે તેમ વિજ્ઞાનની પ્રતીતિનું પણ વિજ્ઞેયને અભાવે મિથ્યાપણું સિદ્ધ થવાથી તમારા માનેલા વિજ્ઞાનની સિદ્ધિ નહિ થાય, તેથી તમારો શૂન્યવાદમાં પ્રવેશ થશે વિજ્ઞાનનું સત્યપણુ સિદ્ધ કરવા-માટે તમે જે પ્રમાણ આપશો તે પ્રમાણુ વિજ્ઞાનની બહાર હોવાથી મિથ્યા થશે, એટલે મિથ્યાપ્રમાણથી વિજ્ઞાનનુ સત્યપણુ સિદ્ધ નહિ થાય. જોકે અનુભવમાં કોઇપણ વાદીનો વિવાદ સંભવતો નથી, તેથી પ્રમાણુ-વિનાજ વિજ્ઞાનની સત્યતા તેમણે સિદ્ધ કરી છે તોપણ શૂન્યવાદીનોજ તેમના સામો વિવાદ છે, માટે પ્રમાણવિના વિજ્ઞાનની સત્યતા તે શૂન્યવાદી માને નહિ જો કદી અસતપ્રમાણથી પણ વસ્તુની સિદ્ધિ માનવામા આવે તો સર્વ વસ્તુઓમા અસતપ્રમાણ મળી શકે છે, તેથી સર્વ વસ્તુઓની સિદ્ધિ થવી જોઇએ, પણ તેમ થતુ નથી, માટે પ્રમાણ-ને વ્યાવહારિકસત્ય માનીને વસ્તુનો નિર્ણય થવો જોઇએ. ૪૩

સર્વ શૂન્યજ છે, તેથી બંધના કારણનો નિયમ કરવો અયોગ્ય છે, એવી શૂન્યવાદી શકા કરે છે--

## शून्यं तत्त्वं भावो विनश्यति वस्तु-धर्मत्वाद्विनाशस्य ॥ ४४ ॥

यदि भावरूपं तत्त्वं स्याद्भावस्य नाशात्तन्नाशेऽनिर्मोक्षः, वस्तुधर्मत्वाद्विनाशस्य वस्तुनोऽवश्यं विनाशात् ॥ ४४ ॥

સૂ૦:—શૂન્ય સત્ય [ છે. ] વસ્તુ નાશ પામે છે; વિનાશના વસ્તુધર્મપણાથી. ૪૪

વિ૦:—કોઈ વાદી શૂન્યને આ જગતનુ યથાર્થ સ્વરૂપ માને છે. જે વસ્તુ ઉપજે છે, ને જે વસ્તુ અનુભવમાં આવે છે, તેનો અંતે અભાવ અથવા વિનાશ થાય છે. તે વિનાશ બધી વસ્તુઓનો સ્વભાવ

હોય એમ જણાય છે ઉત્પત્તિની પહેલા સર્વે વસ્તુઓ શૂન્યરૂપ હોય છે, છેવટમા પણ તેઓ શૂન્યરૂપ થાય છે, ને મધ્યમા તેમનુ જે થોડુ વા ઘણુ સ્થાયીપણુ જોવામા આવે છે તે પણ તેમના આદિ ને અતના સ્વરૂપનો વિચાર કરીને જોવાથી શૂન્યરૂપજ જણાય છે પ્રતીત થતા સર્વે પદાર્થો પ્રાતિભાસિક છે, પારમાર્થિક ( સત્ય ) નથી બધી વસ્તુઓ વિનાશ પામવાના સ્વભાવવાળી છે, તેથી સર્વે વસ્તુઓ શૂન્યરૂપ છે, કોઇ બધ, બધક કે બદ્ધ સત્ય નથી ૪૪

ઉપરની શકાનુ સિદ્ધાતી નિવારણુ કરે છે—

## अपवादमात्रमबुद्धानाम् ॥ ४५ ॥

अभावो न नश्यतीति वाङ्मात्रं, न तु तत्त्वम् । अबुद्धानां अज्ञातशास्त्राणां । प्रागभावस्य विनाशदर्शनात्, सत्कार्यसिद्धौ भावस्याविनाशात् । तिरोभावे नाशशब्दप्रयोगेऽपि प्रकृतिपुरुषयोरनाशात् ॥ नन्वभाव एव नास्ति कुतस्तस्य नाशानाशचिन्ता । कथं तर्ह्यघटम् भूतलमिति ज्ञानम् भूतलालम्बनं चेत्, घटवत्यपि भूतले तदभावज्ञानप्रसंगः, भूतलस्य तादवस्थ्यात् । केवलभूतलालम्बनमभावज्ञानम्, घटे सति कैवल्यं नास्तीति चेत्, किं भूतलस्वरूपमात्रं कैवल्यं तदतिरिक्तं वा । यदि स्वरूपमात्रं, घटे सत्यपि तस्य सद्भावादभावज्ञानं स्यात् । अतिरिक्तपक्षे स एवाभावः अथ भूतलस्यैकाकित्वेऽभावव्यवहारः, घटे सत्येकाकित्वं नास्तीति क्वाभावव्यवहारहेतुः । तत्र एकाकित्वमेकत्वसंख्या वान्यद्वा । एकत्वसंख्या च घटवत्यपि भूतलेऽस्ति । अन्य-

दिति पक्षे स एवामानः । विषयवैलक्षण्ये विज्ञानवैलक्षण्याभावात् । ननु भावाभावयोः संबन्धाभावात्कथमभावज्ञानमिति । यथा घटोऽयमितीन्द्रियान्वयव्यतिरेकात् ज्ञानं, तथाऽभावज्ञानमपि सकारणम् । कार्यदर्शनाद्धि कारणं परिकल्प्यते, न तु दृष्टकार्यापलापः शक्यते वक्तुम् । किं चानियतपदार्थवादित्वादस्माकं यथोपपन्नः संबन्धोऽपि कश्चिद्भविष्यतीति का नो हानिः । तस्मात्सिद्धोऽभाव इति ॥ ४५ ॥

સૂ૦—[ તે ] શૂન્યનો માત્ર મિથ્યાવાદ [ છે ] ૪૫

વિ૦—આત્માદિ નિરવયવ પદાર્થોના નાશનુ કારણ કોઇ પણ સભવી શક્તુ નથી, અને ઘટાદિ સાવયવ પદાર્થોનો પણ આવિર્ભાવ તિરોભાવજ થાય છે એ કારણથી સર્વ પદાર્થોમા શૂન્યતાનુ અનુમાન સભવતુ નથી, માટે સર્વ શૂન્ય છે, એવુ તેમનુ કથન મિથ્યા છે વળી પ્રપચના નાશને જો તેઓ યથાર્થ માને તો બધનો નાશ પણ યથાર્થ હોવાથી તે પુરુષાર્થ છે એમ માનવુ યોગ્ય ? વળી તેમને પૂછવુ જોઇએ કે બધી વસ્તુઓને શૂન્ય માનવામા કોઈ પ્રમાણ છે કે નહિ ? જો તેમના ભણીથી પ્રથમ પક્ષ માનવામા આવે તો શૂન્યતાનુ સાધક પ્રમાણ પોતે શૂન્ય થઇ જતા બધાની શૂન્યતા સિદ્ધ કરવામાં સમર્થ નહિ થાય અને જો તે પ્રમાણને અશૂન્ય ( સત્ય ) માને તો બધાની શૂન્યતા સિદ્ધ નહિ થાય તથા જો શૂન્યતાસાધક કોઇ પ્રમાણ તેઓ નહિ માને તો પ્રમાણવિના બધી વસ્તુઓની શૂન્યતા સિદ્ધ થશે નહિ ૪૫

હવે શૂન્યવાદમા બીજુ દૂષણ બતાવે છે—

उभयपक्षसमानक्षेमत्वादयमपि ॥ ४६ ॥

अयमपि शून्यवादः क्षणिकपक्षविज्ञानपक्षतुल्यक्षेमान्निराकार्यः। यथा प्रत्यक्षप्रत्यभिज्ञया क्षणिकनिराकरणं, बाह्यवस्तुप्रत्यक्षाद्विज्ञाननिराकरणं, तथाऽयमपि प्रत्यक्षेणैव समस्तविश्वदर्शनाच्छून्यपक्षो निराकार्यः ॥ ४६ ॥

સૂ૦:—ઉભયપક્ષના સમાનક્ષેમપણાથી આ પણ [ મૂર્ખાનો માત્ર મિથ્યાવાદ છે. ] ૪૬

વિ૦:—ક્ષણિકવાદીના અને વિજ્ઞાનવાદીના મતના ખંડનમાં જે યુક્તિ કહી છે,—ક્ષણિકવાદીના મતમા પ્રત્યભિજ્ઞાની અસિદ્ધિ, અને વિજ્ઞાનવાદીના મતમાં બાહ્યવસ્તુની પ્રતીતિની અસિદ્ધિ,—તે શૂન્યવાદીના મતમાં પણ સમાન છે, તેથી આ શૂન્યવાદ અજ્ઞાનીઓનો મિથ્યાવાદ છે. જો સર્વ શૂન્ય હોય તો વંધ્યાપુત્રની પેઠે કોઈ પણ વસ્તુની કોઈને પ્રત્યક્ષ પ્રતીતિ નજ થવી જોઈએ. ૪૬

શૂન્ય દુઃખની નિવૃત્તિરૂપ હોવાથી અથવા દુઃખની નિવૃત્તિનું સાધન હોવાથી શૂન્યપણાનેજ શૂન્યવાદી પુરુષાર્થ માને છે તે અસંગત છે એમ નીચેના સૂત્રથી બતાવે છેઃ—

## अपुरुषार्थत्वमुभयथा ॥ ४७ ॥

यदि शून्यमभावः, को हि स्वस्यात्माऽभावाय यतेत, मोक्षः पुरुषार्थ इति भावशब्दप्रयोगश्चानर्थकः। अथ भावाभावव्यतिरिक्तं शून्यम्। एवंभूतस्य वस्तुनोऽदर्शनादप्यपुरुषार्थत्वम् ॥ ४७ ॥

સૂ૦:—બંને પ્રકારે અપુરુષાર્થપણું [ છે. ] ૪૭

વિ૦:—તેઓ શૂન્યપણાને દુઃખની નિવૃત્તિરૂપ માને કે દુઃખની

નિવૃત્તિનું સાધન માને, બંને રીતે તે શૂન્યપણામાં પુરુષાર્થ સંભવતો નથી. શૂન્ય, અભાવ ને અવસ્તુ એ પર્યાય છે. મારો અભાવ થાય,– હું શૂન્યરૂપ થાઉં,—એવી ઇચ્છા કોઈ પણ સ્વસ્થ પુરુષને થતી નથી. જે પદાર્થમાં બધા સ્વસ્થબુદ્ધિવાળા પુરુષોની ઇચ્છા થાય છે તે પુરુષાર્થ કહેવાય છે. પોતાના અભાવમાં કોઇ પણ સ્વસ્થબુદ્ધિવાળા પુરુષને ઇચ્છા થાય નહિ, માટે સર્વની શૂન્યતા માનવામાં પુરુષાર્થની સિદ્ધિ સંભવતી નથી ૪૭

હવે બીજા વાદીઓ જે બંધનું ગતિ આદિ બીજું કારણ માનનારા છે તેમના મતનું ખંડન કરે છે —

## न गतिविशेषात् ॥ ४८ ॥

न शून्यं तत्त्वं, शून्यस्य गत्यमात्रात्। दृश्यते च गतिः। यथा च श्रुतिः " अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष बलाद्यमः, " " पापेन नरकं याति, पुण्येन स्वर्याति, ज्ञानेन ब्रह्मलोकं याती " ति ॥ ४८ ॥

સૂ૦:—ગતિવિશેષથી [ બંધ ] નથી. ૪૮

વિ૦:—આત્મા ગતિવિશેષદ્વારા અર્થાત્ શરીરમાં પ્રવેશાદિદ્વારા બંધન પામેલો છે એમ માનવુ પણ આગળના સૂત્રમા જણાવાશે તે કારણથી યોગ્ય નથી ૪૮

હવે એ પ્રતિજ્ઞામાં હેતુ કહે છે –

## निष्क्रियस्य तदसंभवात् ॥ ४९ ॥

व्यक्तम् ॥ ४९ ॥

સૂ૦:—નિષ્ક્રિયમાં તેના (ગતિના) અસંભવથી [ગતિથી બંધ સંભવતો નથી.] ૪૯

વિ૦—આત્મા નિષ્ક્રિય છે. જે નિષ્ક્રિય હોય તેને વળી ગતિ કેવી? નિષ્ક્રિયને વળી જવું–આવવું શું? પૂર્ણ અને વ્યાપક આત્માનો ક્યાંઇ પણ પ્રવેશ થવો અને ત્યાંથી બહાર નીકળવું સંભવતુ નથી. જે પરિચ્છિન્ન હોય તેનોજ પ્રવેશ અને બહાર નીકળવું સભવે છે, એવી રીતે ગતિરહિત આત્માના ગતિથી બંધ સંભવે નહિ. ૪૯

"पापेन नरकं याति" (પાપકર્મવડે નરકમાં જાય છે,) "पुण्येन स्वर्गं याति" (પુણ્યકર્મવડે સ્વર્ગમાં જાય છે,) ને "ज्ञानेन ब्रह्मलोकं याति" (જ્ઞાને કરીને–ઉપાસના-વડે–બ્રહ્મલોકમાં જાય છે,) એ શ્રુતિઓ પુરુષની ગતિ બતાવે છે; માટે પુરુષનું મધ્યમપરિમાણુ માનીશું. જે વસ્તુ કોઇની અપેક્ષાએ મોટી અને કોઇની અપેક્ષાએ નાની હોય તે મધ્યમ-પરિમાણુવાળી કહેવાય છે. "अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा" (પુરુષરૂપ અંતરાત્મા અંગૂઠાના જેવડો છે,) એ શ્રુતિ પણ પુરુષનું અંગુષ્ઠપરિમાણુજ કહે છે. એવી રીતે આત્મા પરિચ્છિન્ન હોવાથી તેમાં ગતિ સંભવે છે એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છે—

## मूर्तत्वाद्घटादिवत्समानधर्मापत्तावपसिद्धांतः ।५०।

मूर्ता घटादयः क्रियावन्तः, तत्तुल्यधर्मत्वे विनाशादयमपसिद्धांतः । किं च जन्मांतरसंचारे हस्तिकृमिदेहपरिमाणत्वात् संकोचविकासित्वेन सावयवत्वादनित्यत्वमिति ॥ ५० ॥

सू० —मूर्तपणाथी घटादिनी पेठे समानधर्मनी प्राप्तिमा [ तमारो ] अपसिद्धांत [ थशे ] ५०

वि० —जो आत्माने मूर्त एटले परिच्छिन्न मानशो तो ते आत्मा अवश्य बीजी परिच्छिन्न जडवस्तुओना समानधर्मवाळो थशे, एटले घटपटादिनी पेठे तेने सावयवपणु प्राप्त थवाथी ते नाशवान् थशे आत्मा नाशवान् छे ए अयोग्य सिद्धांत सर्व प्रमाणोथी विरुद्ध छे, तेथी आदर आपवायोग्य नथी ५०

आत्मानु परलोकमा गमनादि कहेनारी श्रुतिनु तात्पर्य समजावे छे –

## गतिश्रुतिरप्युपाधियोगादाकाशवत् ॥ ५१ ॥

यथा घटाद्युपाधिभेदाद् घटे गच्छति घटाकाशं गच्छतीति ज्ञानं, तथा शरीराद्यवच्छेदादात्मा गच्छतीति प्रतीतिः ॥५१॥

सू० —गतिनी श्रुति पण उपाधिना योगथी आकाशनी पेठे [ गति कहे छे ] ५१

वि० —कोई श्रुतिमा अविवेकी आत्मानी परलोकमा गति वर्णवेली छे खरी किंतु ते गति आत्मानी उपाधिने लइने कही छे, तेमा गति वास्तविक छे, एना अभिप्रायथी ते गति कही नथी आत्मानो लिंगशरीररूप उपाधि आ लोकमा ने परलोकमा आगमन ने गमन करे छे, तेनो विचार करी श्रुति गौणरीते तदुपहित आत्मानी परलोकमा गति वर्णवे छे. वास्तविकरीते आत्मा क्याई जतो पण नथी अने क्याईथी आवतो पण नथी जेम घडाने एक ठेकाणेथी बीजे ठेकाणे लइ जवाथी तदुपहित आकाश त्या गयु छे एम कहेवामा आवे छे तेम श्रुतिमा कहेली आत्मानी गति समजवी ५१

કર્મજન્ય સંસ્કારોથ પુરુષને બંધ થતો નથી એમ બતાવે છે:—

## न कर्मणाऽप्यतद्धर्मत्वात् ॥ ५२ ॥

भवेदेवं, यदि कर्मात्मधर्मः स्यात् । न त्वात्मनः कश्चिद्धर्मोऽस्ति, निर्गुणत्वात् ॥ ५२ ॥

સૂ૦:—કર્મવડે પણ [ આત્માને બંધ ] નથી, બીજાના ધર્મપણાથી. ૫૨

વિ૦:—આત્મા વિહિતનિષિદ્ધકર્મદ્વારા બંધન પામતો નથી, કેમકે પાપપુણ્યનામનું કર્મ ચિત્તનો ધર્મ છે, નિર્ગુણ આત્માનો તે ધર્મ નથી. તે સંસ્કારો ચિત્તમા પડે છે, અને ચિત્તમા રહે છે, તેથી આત્મા તેમાં લેપાતો નથી, અર્થાત્ ચિત્તના ધર્મરૂપ કર્મવડે આત્માને બંધ સંભવતો નથી. ૫૨

અન્યના ધર્મથી અન્યને બંધ માનીશું એમ વાદી કહે તો તેમાં દોષ બતાવે છે—

## अतिप्रसक्तिरन्यधर्मत्वे ॥ ५३ ॥

सर्वसम्बन्धाविशेषान्मुक्तात्मनामपि बन्धप्रसक्तिः ॥५३॥

સૂ૦:—અન્યના ધર્મપણામાં [ બંધ માનતાં ] અતિપ્રસક્તિ [ થાય છે. ] ૫૩

વિ૦:—એકના ધર્મથી બીજાને બધન થાય છે એમ કહેવાથી તેમાં અતિવ્યાપ્તિદોષ આવે છે. અલક્ષ્યમાં લક્ષણ જાય તે અતિવ્યાપ્તિદોષ કહેવાય છે. ચિત્તરૂપ એકના ધર્મથી આત્મરૂપ બીજાને

બંધન થાય છે એમ કહેવાથી બધનવાળા આત્માના બધનરૂપ ધર્મથી બધનરહિત મુક્ત આત્માને પણ બધન પ્રાપ્ત થાય છે એમ કહેવુ પડશે, જે અયોગ્ય છે ૫૩

સ્વભાવથી અથવા કર્માદિ કોઈ પણ નિમિત્તથી પુરુષને બધ સભવતો નથી એમ કહે છે —

**निर्गुणादिश्रुतिविरोधश्चेति ॥ ५४ ॥**

"असंगो ह्ययं पुरुप" इति श्रुतिर्विरुद्धा स्यात् ॥५४॥

સૂ૦ —અને નિર્ગુણાદિ શ્રુતિનો વિરોધ પણ [પ્રાપ્ત થાય છે] ૫૪

વિ૦ —"असगो ह्यय पुरुष" (આ પુરુષ અસગજ છે,) ને 'साक्षी चेता केवलो निर्गुणश्च" (આત્મા સાક્ષી, ચેતનરૂપ, કેવળ ને નિર્ગુણ છે,) એ શ્રુતિઓ પુરુષનુ અસગપણુ, સાક્ષીપણુ, ચેતનપણુ અદ્વિતીયપણુ અને નિર્ગુણપણુ પ્રતિપાદન કરે છે, એથી પુરુષમા સ્વભાવ, ગતિ કે કર્મ આદિથી ઉપજેલો વાસ્તવિક બધ નથી, પરતુ તે ઔપાધિક બધ છે સૂત્રમા જે इति શબ્દ છે તે બધની પરીક્ષાની સમાપ્તિ સૂચવે છે ૫૪

બધના બીજા કારણોનો નિષેધ કરીને પ્રકૃતિપુરુષનો સયોગજ પુરુષના બધનો હેતુ છે એવુ આગળ નિરૂપણ કરેલુ છે તે પ્રકૃતિપુરુષના સયોગને સ્વાભાવિક માને, અથવા કાલાદિ નિમિત્તથી ઉપજેલો માને, તો આગળની પેઠે (પૂર્વની અવિવેકદશાની રીતે) મુક્તને પણ પ્રકૃતિના સયોગની પ્રાપ્તિ હોવાથી બધ પ્રાપ્ત થશે, માટે નીચેના સૂત્રમા અવિવેકનેજ પ્રકૃતિના સયોગમા હેતુ કહે છે —

## तद्योगोऽप्यविवेकान्न समानत्वम् ॥ ५५ ॥

धर्माधर्मयोगेऽपि न समानधर्मत्वं, अविवेकात् । यदि तात्त्विको धर्माधर्मयोग आत्मनः स्यात्तदा तुल्यत्वम् । किन्त्वविवेकादात्मनो धर्माधर्मयोगाभिमान इति क्व समानत्वम् ॥५५॥

સૂ૦:—તેનો સંયોગ અવિવેકથીજ [ છે, તેથી બદ્ધ-મુક્તનું ] સમાનપણું નથી. ૫૫

વિ૦:—પુરુષને પ્રકૃતિનો સંયોગ પુરુષના અવિવેકથીજ થાય છે. તે અવિવેક મુક્તપુરુષમાં નથી, તેથી બદ્ધની પેઠે મુક્તને પ્રકૃતિનો સંયોગ થાય નહિ, એટલે મુક્તને બંધ સભવે નહિ આ સૂત્રમા જે અવિવેકશબ્દ છે તેનો અવિવેકની વાસના એવો અર્થ કરવો. તે અવિવેક પ્રકૃતિના સયોગદ્વારા પુરુષને બધનુ કારણ થાય છે ૫૫

હવે એ અવિવેકના ત્યાગનો ઉપાય નિરૂપણ કરે છે.—

## नियतकारणात्तदुच्छित्तिर्ध्वान्तवत् ॥५६॥

अन्वयव्यतिरेकाभ्यां यस्य यत्कारणमवगतं तद्व्यभिचारे सर्वतोऽनाश्वासः । यथा ध्वान्तनाशाय प्रकाशः, तथाऽत्रापि विवेकादविवेकनाशः । विवेकार्थं च धर्मस्वीकारे का क्षतिः, प्राकृतेनापि धर्मेणोपपत्तेः ॥ किमिदं ध्वान्तं नाम । अभावस्तम इति केचित् । तन्न, विधिमुखप्रतीतेः । अभावत्वे किमालोकप्रागभावः प्रध्वंसाभावो वा । यदि प्रागभावः, तर्हि यथा घट उत्पन्ने घटप्रागभावो नष्टः, तथाऽऽलोके सत्यालोक-

प्रागभावो नष्ट इति प्रत्ययः स्यात् । भविष्यदालोकप्रागभावसत्त्वे वर्तमानालोके सत्यन्धकारोऽविनष्टः स्यात् ॥ अथ प्रध्वंसाभावः । तथाप्यनश्वरत्वादालोकान्तरे सत्यन्धकारप्रतीतिप्रसंगः, यथा घटान्तर उत्पन्ने नष्टघटप्रध्वंसोऽस्त्येव ॥ अन्योन्याभावस्तु वस्तुनोरप्यस्ति । अत्यन्ताभावस्तु दुष्टत्वान्नाशंकनीयः । तदुक्तं "न च भासामभावस्य तमस्त्वं वृद्धसंमतम् । छायायाः कार्ष्ण्यमित्येवं पुराणेषु गुणश्रुतेः ॥ दूरासन्नप्रदीपाद्धि महदल्पा चलाचला । देहानुवर्तिनी छाया न वस्तुत्वाद्विना भवेत् ॥" भावस्तम इति तु व्यपदेशो भावे सति प्रतीयमानत्वादिति ॥ आलोके सति वस्तुग्रहणं, तदभावे सति कथं ग्रहणमिति वैधर्म्यमानम् । यथा कौशिको भानिरपेक्ष एव गृह्णाति, तथाऽऽलोकानपेक्षमेन तमोग्रहणं वैचित्र्यात्पदार्थस्य । तस्माद्रूपविशेषोऽयं यत्रावरकमस्ति तत्रारोप्य गृह्यते ॥ द्रव्यान्तरमिति केचित् । तदुक्त " तमः खलु चलन्नीलं परापरविभागवत् । प्रसिद्धधर्मवैधर्म्यान्नवभ्यो भेत्तुमर्हति ॥" अथ भवतु गुणो वा द्रव्यं वा, नास्माकं सिद्धान्तक्षतिः, अनियतपदार्थवादित्वात् । अभावस्तु न भवतीति ब्रूमः ॥ ५६ ॥

સૂ૦—નિયતકારણથી તેનો નાશ [ થાય છે, ] અંધારાની પેઠે ૫૬

વિ૦—જેમ અંધારાની નિવૃત્તિ અજવાળાથી થાય છે તેમ અવિવેકની નિવૃત્તિ વિવેકથી થાય છે, બીજા કોઇ ઉપાયથી તેની નિવૃત્તિ થતી નથી આ શાસ્ત્રને મતે અંધારુ એ સારુ ( અજવાળુ )

દ્રવ્ય છે, તેથીજ અજવાળાવડે તેની નિવૃત્તિ ભગવાન્ સૂત્રકારે બતાવી છે નૈયાયિકો પ્રકાશના અભાવને અંધારૂં માને છે તે અસત્ય છે. જો અંધારૂં અભાવરૂપ હોય તો તેની નિવૃત્તિ કરવાની અગત્યજ ન રહે ૫૬

જો અવિવેકને પ્રકૃતિપુરુષના સંયોગદ્વારા બંધનો હેતુ માનશો તો તે અવિવેકથી ભિન્ન દેહાદિમાં આત્માનું અભિમાન રહેવા છતાં પણ મોક્ષ થવો જોઇએ, એવી શંકા થાય તો તેનું નિવારણ કરે છે-

## प्रधानाविवेकादन्याविवेकस्य तद्धाने हानम् ॥५७॥

सर्वेषां मूलं प्रधानम् । तस्याविवेकादन्याविवेकस्य संभवः । पदार्थानामन्योऽन्यं भवत्वविवेको विवेको वा, न तेन बन्धमोक्षौ, किंतु प्रधानविवेकाविवेकाभ्याम् । अतस्तद्धाने प्रधानाविवेकहाने सर्वाविवेकहानम् । ५७ ॥

સૂ૦ —પ્રધાનના અવિવેકથી અન્યના અવિવેકની [ ઉત્પત્તિ થાય છે, ને ] તેની નિવૃત્તિમાં નિવૃત્તિ [ થાય છે. ] ૫૭

વિ૦ —પ્રધાનના સબંધમાં અવિવેક રહેવાથી તેના કાર્યોના સબંધમાં પણ અવિવેક રહે છે, અને પ્રધાનનો ( પ્રકૃતિનો ) અવિવેક નષ્ટ થવાથી તેની સાથે બીજા ( મહત્તત્ત્વ ને અહંકાર આદિને લગતા ) બધા અવિવેકો પણ નાશ પામે છે શરીરાદિમાં આત્માના અભિમાનમાં પ્રકૃતિની સાથે આત્માનો અવિવેક એ કારણ છે વિવેકજ્ઞાનવડે પ્રકૃતિ-પુરુષના અવિવેકનો નાશ થવાથી તેનું કાર્ય જે શરીરાદિમાં આત્માનો અવિવેક છે તેનો પણ નાશ થઇ જાય છે, તેથી વાદીની શંકાને અવકાશ નથી. ૫૭

પુરુષમાં બંધમોક્ષ વાસ્તવિક નથી એમ નિરૂપણ કરે છે.—

## वाङ्मात्रं न तु तत्त्वं चित्तस्थितेः ॥ ५८ ॥

[ विवेकः ] आत्मसम्बंधीति वाङ्मात्रं तु, न तात्त्विकः सम्बन्धः । असंबन्धेऽपि चित्ते विवेकस्थितेः चित्तसंनिधाना- दात्मनि विवेकाभिमान इति निवेदयिष्यामः ॥ ५८ ॥

સૂ૦—[ પુરુષમાં બંધ ] કથનમાત્ર [ છે, ] વાસ્તવિક નહિજ, [ તેની ] ચિત્તમાં સ્થિતિથી ૫૮

વિ૦:—આત્માને બંધન છે એ કહેવામાત્ર છે, તેને વાસ્તવિક બંધન નથી માત્ર અવિવેકથી એવી રીતે કહેવામાં આવે છે જાસુદીનાં ફૂલપાસે રાખેલો સ્ફટિકમણિ જેવી રીતે અવિવેકથી રાતો સ્ફટિકમણિ કહેવાય છે તેવીજ રીતે ચિત્તના સાંનિધ્યમાં રહેલા પુરુષને, ચિત્તના ધર્મોનું તેમાં આરોપણ કરી, સુખીદુ:ખી આદિ કહેવામાં આવે છે ૫૮

બંધાદિકને વાસ્તવિક નહિ માનો તો વિવેકજ્ઞાનના શ્રવણમનનથીજ બંધની નિવૃત્તિ થશે, ને તેથી નિદિધ્યાસનનો ઉપદેશ વ્યર્થ થશે, એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છે –

## युक्तितोऽपि न बाध्यते दिङ्मूढवदपरोक्षादृते ॥५९॥

व्यक्तम् ॥ ५९ ॥

સૂ૦ —દિઙ્મૂઢની પેઠે પ્રત્યક્ષવિના માત્ર યુક્તિથી [ અવિવેકનો ] નાશ [ થતો ] નથી. ૫૯

વિ૦:—જ્યારે કોઇ મનુષ્યને કોઇ કારણથી દિશાની ભ્રાતિ (માથું ફરી જાય છે તે-એક દિશાને ભ્રમથી બીજી દિશા જાણવી તે) થાય ત્યારે જેમ તેને દિશાનો સાક્ષાત્કાર (માનસપ્રત્યક્ષ) થયાવિના યુક્તિદ્વારા તેની ભ્રાતિનો નાશ થતો નથી તેમ મનુષ્યના અવિવેકનો નાશ પણ પ્રકૃતિપુરુષના સાક્ષાત્કારવિના માત્ર યુક્તિદ્વારા થતો નથી. યુક્તિનુ અને ઉપદેશનુ અવલંબન કરી નિદિધ્યાસનવડે (ધારણા, ધ્યાન ને સમાધિવડે) અવિવેકનો અથવા અજ્ઞાનનો નાશ થઇ શકે છે, માત્ર શ્રવણમનનવડે અવિવેકનો નાશ થઇ શકતો નથી, તેથી નિદિધ્યાસનનો ઉપદેશ પણ સાર્થક છે, નિરર્થક નથી ૫૯

હવે પ્રકૃતિપુરુષના વિવેકનુ પ્રતિપાદન કરવામાટે પ્રથમ પ્રકૃતિપુરુષની સિદ્ધિમાં પ્રમાણ કહે છે:–

## अचाक्षुषाणामनुमानेन बोधो धूमादिभिरिव वह्नेः६०

भवेदेवं, यदि प्रत्यक्षमेव प्रमाणं, नानुमानादिकमिति । प्रकृत्यादीनामदर्शनेऽपि सामान्यतो दृष्टानुमानात्सिद्धेः ॥ ६० ॥

સૂ૦:—અપ્રત્યક્ષોનો અનુમાનવડે બોધ [ થાય છે, ] ધૂમાદિવડે અગ્નિની પેઠે. ૬૦

વિ૦:—આ સૃષ્ટિમા કેટલાક પદાર્થો સ્થૂલ છે, તે પ્રત્યક્ષપ્રમાણથી જાણવામા આવે છે, પણ પ્રકૃતિપુરુષાદિ અપ્રત્યક્ષ સૂક્ષ્મ પદાર્થોનુ જ્ઞાન તો અનુમાનપ્રમાણદ્વારાજ થઇ શકે છે, જેવી રીતે ધૂમાડાનો અખંડ ચાલતો પ્રવાહ તથા તેની નીચેની પીળાશ ને ઝીણા તણખા જોવાથી દૂરના અદૃશ્ય અગ્નિનુ અનુમાન કરવામા આવે છે તેવી રીતે ૬૦

પ્રકૃતિ આદિ પદાર્થોની સંખ્યા કહે છે:—

**सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः, प्रकृतेर्महान्महतोऽहंकारोऽहंकारात्पंचतन्मात्राण्युभयमिन्द्रियं, तन्मात्रेभ्यः स्थूलभूतानि, पुरुष इति पंचविंशतिर्गणः ॥ ६१ ॥**

यद्यपि त्रयाणां [गुणानां] साम्यावस्था प्रकृतिस्तथाप्येकैकस्मिन्नपि प्रकृतिशब्दप्रयोगः सांकेतिकः। महानिति बुद्धितत्त्वम्। अहंकार इत्यभिमानः। पञ्चतन्मात्राणीति शब्दस्पर्शरूपरसगन्धाः। उभयमिन्द्रियं, बाह्यं पञ्च कर्मेन्द्रियाणि वाक्पाणिपादपायूपस्थाख्यानि पञ्च बुद्धीन्द्रियाणि श्रोत्रत्वक्चक्षुरसनाघ्राणाख्यानि, आन्तरं मनः। स्थूलभूतानि आकाशवायुतेजोजलभूमयः। तेषां च पञ्चतन्मात्रेभ्य उत्पत्तिरिति बोद्धव्यम्। स्थूल इत्युपलक्षणं, सूक्ष्मभूतानामपि ग्रहणम्। पुरुष इति संख्यापूरणार्थं, न तु सृष्टिक्रमार्थं, नित्यत्वादात्मनः। ६१ ॥

સૂ૦ —સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્યાવસ્થા [ તે ] પ્રકૃતિ, પ્રકૃતિથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વથી અહંકાર, અહંકારથી પાંચ તન્માત્રાઓ [ ને ] ઉભય ઇંદ્રિય, [ અને ] તન્માત્રાઓથી સ્થૂલભૂતો [ ઉપજે છે, ને ] પુરુષ એમ પચીશ [ પદાર્થ ]સમૂહ [ છે ] ૬૧

વિ૦:—સત્ત્વ, રજસ્ અને તમસ એ નામના ત્રણ ગુણોની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહે છે તે ત્રણ ગુણોના સમભાવને અથવા સમાનાવસ્થાને તેમની સામ્યાવસ્થા કહે છે એ પ્રકૃતિથી મહત્તત્ત્વ,

મહત્તત્ત્વથી અહંકાર, અહંકારથી પાંચ તન્માત્રાઓ, ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ) અને અગિયાર ઇંદ્રિયો, ( પાંચ કર્મેન્દ્રિયો–વાણી, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ; પાચ જ્ઞાનેંદ્રિયો–કાન, ચામડી, આંખ, જીભ, ને નાક; તથા મન ) અને પાંચ તન્માત્રાઓથી પાંચ ભૂતો–આકાશ, વાયુ, તેજ, જલ ને પૃથ્વી–એ ઉત્પન્ન થાય છે એ ચોવીશ તત્ત્વો પરિણામી છે, એવિના પચીશમું તત્ત્વ જે પુરુષ છે તે અપરિણામી છે.

જોકે ત્રણ ગુણો એ દ્રવ્ય છે, રૂપાદિની પેઠે ગુણ ( ધર્મ ) નથી, પણ લઘુપણું ભારેપણું આદિ ગુણવાળા છે, આમ છતાં તેમને ગુણ શામાટે કહે છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહેવાય છે –દોરડીને ગુણ કહે છે. દોરડી જેમ પશુને બાંધે છે તેમ સત્ત્વાદિક ત્રણ દ્રવ્ય અજ્ઞાની પુરુષરૂપ પશુને બાંધે છે, માટે તેમને ગુણ કહે છે. અજ્ઞાની પુરુષમાં વિવેક ન હોવાથી તેવા પુરુષને પશુ કહેલ છે. પ્રકૃતિ કોઇનું કાર્ય નથી, તે મહત્તત્ત્વાદિકનું કારણ છે, માટે તેને અવિકૃતિ કહે છે. મહત્તત્ત્વ, અહંકાર અને પાચ તન્માત્રાઓ એ સાતને કાર્યકારણરૂપ ઉભયપણું છે, એટલે મહત્તત્ત્વ એ પ્રકૃતિનું કાર્ય અને અહંકારનું કારણ છે, અહંકાર એ મહત્તત્ત્વનું કાર્ય અને પાચ તન્માત્રાઓનુ તથા અગિયાર ઇંદ્રિયોનુ કારણ છે, અને પાચ તન્માત્રાઓ એ અહંકારનું કાર્ય તથા પાંચ સ્થૂલભૂતોનુ કારણ છે, તેથી એ સાતને પ્રકૃતિવિકૃતિ કહે છે. પાંચ ભૂતો અને અગિયાર ઇંદ્રિયો એ સોળ કાર્યો છે, કોઇનું કારણ નથી, તેથી તેમને વિકૃતિ કહે છે. તત્ત્વોના કારણનું નામ પ્રકૃતિ, અને તત્ત્વોના કાર્યનું નામ વિકૃતિ છે સાંખ્યમતમાં પચીશ પદાર્થો માનેલા છે, જે વાત ઉપર કહેવાઇ ગઇ છે આ શાસ્ત્રને મતે ધર્મ-ધર્મીનો અભેદ છે, તેથી ગુણકર્માદિનો સમાવેશ એ પદાર્થોમાંજ છે, અને દિશાને તથા કાલને આકાશથી ભિન્ન માનવામાં આવતાં નથી ૬૧

હવે કાર્યથી કારણનું અનુમાન પ્રતિલોમપણાવડે નીચેનાં ચાર સૂત્રોથી બતાવે છે·—

## स्थूलात्पंचतन्मात्रस्य ॥ ६२ ॥

स्थूलात्पंचभूतात्कार्यात्सत्त्वरजस्तमोभेदेन शांतघोरमूढरूपात्पंचतन्मात्रस्य ज्ञानम् ॥ ६२ ॥

સૂ૦:—સ્થૂલ [ભૂતો]થી પાંચ તન્માત્રાનું [ અનુમાન થાય છે. ] ૬૨

વિ૦:—કાર્યની કારણવિના ઉત્પત્તિ થાય નહિ, તેથી પૃથિવી આદિ સ્થૂલ પાંચ મહાભૂતોરૂપ કાર્યદ્વારા તેમના કારણરૂપ ગંધ આદિ પાંચ તન્માત્રાઓના હોવાનું અનુમાન થાય છે. શ્રોત્રાદિ બાહ્યેંદ્રિયોવડે ગ્રાહ્યવિશેષગુણવાળાને સ્થૂલ કહે છે. શ્રોત્રેંદ્રિયવડે ગ્રાહ્યવિશેષગુણ જે શબ્દ એવાળું હોવાથી આકાશને પણ સ્થૂલતા સંભવે છે. ૬૨

## बाह्याभ्यंतराभ्यां तैश्चाहंकारस्य ॥ ६३ ॥

बाह्याभ्यंतराभ्यामिन्द्रियाभ्यां तैः पंचतन्मात्रैश्च कार्यैरहंकारस्य ज्ञानम् ॥ ६३ ॥

સૂ૦:—બાહ્યાભ્યંતર[ ઇંદ્રિયો ]વડે અને તેઓવડે ( તન્માત્રાઓવડે ) અહંકારનું [ અનુમાન થાય છે. ] ૬૩

વિ૦:—શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો એ દશને બાહ્યેંદ્રિયો કહે છે, ને મનને આંતરેંદ્રિય કહે છે. એ આંતરેંદ્રિયવડે પુરુષને સુખાદિનું જ્ઞાન થાય છે. એ અગિયાર ઇંદ્રિયોની તથા પાંચ તન્માત્રાઓની ઉત્પત્તિ કારણવિના સંભવે નહિ, તેથી તેનું કારણ જે અહંકાર તેના હોવાનું અનુમાનપ્રમાણથી જ્ઞાન થાય છે. અભિમાનવૃત્તિવાળા દ્રવ્યને અહંકાર કહે છે. ૬૩

## तेनान्तःकरणस्य ॥ ६४ ॥

तेनाहंकारेण कार्येणान्तःकरणस्य बुद्धेर्ज्ञानम् ॥ ६४ ॥

સૂ० —તેવડે ( અહકારવડે) અંત:કરણનુ [અનુમિતિ-જ્ઞાન થાય છે. ] ૬૪

વિ૦:—અહકારનુ ઉપાદાનકારણ અત કરણ—બુદ્ધિ—મહત્તત્ત્વ—છે, તેથી અહકારદ્વારા બુદ્ધિના સદ્ભાવનુ અનુમાનપ્રમાણવડે જ્ઞાન થાય છે નિશ્ચયવૃત્તિવાળા દ્રવ્યને અત કરણ વા બુદ્ધિ કહે છે ૬૪

## ततः प्रकृतेः ॥ ६५ ॥

ततो महत्तत्त्वात्कार्यात्प्रकृतेर्ज्ञानम् ॥ ६५ ॥

સૂ० —તેથી ( અત કરણથી ) પ્રકૃતિનુ [ અનુમિતિ જ્ઞાન થાય છે ] ૬૫

વિ૦:—તે મહત્તત્ત્વરૂપ કાર્યદ્વારા તેના ઉપાદાનકારણ મૂલપ્રકૃતિનુ અસ્તિત્વ અનુમિત થાય છે બુદ્ધિ અહકાર ને મન એ ત્રણ પ્રકારનુ મનુષ્યનુ અત કરણ મધ્યમપરિમાણવાળુ ( શરીરજેટલુ વ્યાપક ) છે, તેથી તે કાર્ય છે

જગતમાંના સર્વ પદાર્થો સુખ, દુ ખ તથા મોહવાળા છે સુખ સત્ત્વગુણનુ કાર્ય છે, દુ ખ રજોગુણનુ કાર્ય છે અને મોહ એ તમોગુણનુ કાર્ય છે બુદ્ધિ પણ સુખદુ ખમોહાત્મક છે, તેથી તેનુ કારણ ત્રણ ગુણરૂપ પ્રકૃતિથી ભિન્ન સિદ્ધ થાય નહિ એ રીતે પ્રકૃતિનુ મહત્તત્ત્વથી અનુમાનપ્રમાણવડે જ્ઞાન થાય છે

જોકે મુક્તિનો હેતુ જે વિવેકજ્ઞાન છે તેની પ્રાપ્તિમાટે સર્વ જડ પદાર્થોથી પુરુષનો વિવેક કરવો એજ અગત્યનુ છે, અન્યનો વિવેક

કરવો અગત્યનો નથી, તથાપિ પ્રકૃતિ આદિ તત્ત્વોની ઉપાસનાથી બુદ્ધિની શુદ્ધિમાટે પ્રકૃતિ આદિ જડોનો પણ પુરુષથી વિવેક કરવો અગત્યનો માન્યો છે ૬૫

હવે વિવેકજ્ઞાનમાટે પ્રકૃતિ આદિથી ભિન્ન પુરુષની સિદ્ધિ કરે છે —

## संहतपरार्थत्वात्पुरुषस्य ॥ ६६ ॥

न प्रकृतेः कार्यत्वात्पुरुषस्य ज्ञानम्, प्रकृतेर्नित्यत्वात् पुरुषस्याकारणत्वात् । किंतु प्रकृतेः संघातत्वात् त्रिगुणात्मकत्वात्परार्थत्वम् । परश्च पुरुषः । अतस्तस्य ज्ञानम् । स चासंहतो वक्तव्यः, अनवस्थाभयात् ॥ ६६ ॥

સૂ૦ —મળેલાના ( પ્રકૃતિના અને તેના કાર્યોના ) પરાર્થપણાથી પુરુષના [ હોવાનુ અનુમાન થાય છે ] ૬૬

વિ૦.–પ્રકૃતિ આદિ મળીને કામ કરનારા પદાર્થોની પરપ્રયોજનતા ( અન્યમાટે પ્રયોજનપણુ ) જોઇને પુરુષના સદ્ભાવનુ અનુમિતિજ્ઞાન થાય છે સયોગ પ્રધાનાદિમા છે, પણ પુરુષમાં નથી તે સહત એટલે સયોગવાળી જડ વસ્તુ પોતાના ભોગમાટે સદ્ભાવવાળી નથી, પણ બીજાના એટલે ચેતનના ભોગને માટે સદ્ભાવવાળી છે જેને માટે આ સર્વ સહત જડ પદાર્થો છે તે અસહત ચેતન સ્વપ્રકાશ પુરુષ છે એવી રીતે પ્રકૃતિથી ભિન્ન પુરુષના સદ્ભાવની સિદ્ધિ થાય છે ૬૬

ત્યારે પ્રકૃતિનુ પણ કોઈ કારણ હશે એમ શકા થાય તો તેનું નિરાકરણ કરે છે —

## मूले मूलाभावादमूलं मूलम् ॥ ६७ ॥

मूलप्रकृतेर्मूलाभावात्कारणाभावात् अमूलं यत्कारणं तन्मूलं। सा प्रकृतिः ॥ ६७ ॥

સૂ૦ —મૂલમા મૂલના અભાવથી અમૂલ મૂલ [છે.] ६७

વિ૦:—પ્રકૃતિજ મહત્તત્ત્વાદિ સર્વે કાર્યોનુ મૂલ ( કારણ ) છે એ પ્રકૃતિરૂપ છેલ્લા કારણનુ કોઇ ઉપાદાનકારણ ન હોવાથી તે પ્રકૃતિ અમૂલ ( કારણરહિત ) ને સર્વનુ મૂલ ( કારણ ) છે ६७

એમ માનવામા યુક્તિ કહે છે —

पारम्पर्येऽप्येकत्र परिनिष्ठेति संज्ञामात्रम् ॥ ६८ ॥

प्रकृतेरन्यत्कारणं, तस्याप्यन्यत्कारणमित्यनवस्थादोषाद-न्ततोऽकारणं मूलं वक्तव्यम्। सैव प्रकृतिरिति। पंचविंशति-तत्त्वादधिकाङ्गीकारे च गौरवं स्यात् ॥ ६८ ॥

સૂ૦ —પરંપરાપણામા પણ એકમા પર્યવસાન તેથી [ પ્રકૃતિ એ ] સંજ્ઞામાત્ર [ છે ] ६८

વિ૦ —જો પ્રકૃતિનુ કોઇ ઉપાદાનકારણ માનીએ તો તે ઉપાદાન-કારણનુ પણ પાછુ અન્ય ઉપાદાનકારણ માનવુ પડે, વળી તેનુ પણ અન્ય ઉપાદાનકારણ માનવુ પડે, એમ તે ઉપાદાનકારણોનો અંત ન આવવાથી અનવસ્થાદોષ આવે, માટે પ્રકૃતિજ મહત્તત્ત્વથી ભિન્ન બધા કાર્યોનુ પરંપરાવડે ઉપાદાનકારણ ને મહત્તત્ત્વનુ સાક્ષાત્ ઉપાદાન કારણ છે જો એક વસ્તુમા પરંપરાવડે સર્વ ઉપાદાનકારણોની કલ્પનાની પરિસમાપ્તિ કરવામા આવે તે એક વસ્તુનેજ અમે મૂલપ્રકૃતિ કહીશુ, એટલે વાદીઓનો વિવાદ નહિ રહે વસ્તુતાએ પ્રકૃતિ એ જડ પદાર્થોના આદિકારણના નામવિના બીજુ કાંઇ સૂચવતો નથી ६८

પ્રકૃતિ અદશ્ય છે, તેથી તેમાં આ જગતનું કારણપણું છે એમ શા ઉપરથી જાણવું એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

## समानः प्रकृतेर्द्वयोः ॥ ६९ ॥

द्वयोर्वादिप्रतिवादिनोस्तुल्यत्वम् । यथा परमाणोरप्रत्यक्षत्वेऽपि घटादौ तद्गुणदर्शनात्परमाण्वनुमानं, तथाऽत्रापि जगतस्त्रैगुण्यदर्शनात्कारणं प्रकृतिस्त्रिगुणात्मिकेत्यनुमीयते । तथा हि, कामिनी भर्तुः सुखदेति सात्त्विकी, अविनयाद्दुःखदेति राजसी, विरहान्मोहदेति तामसी । एवं सर्वे भावा द्रष्टव्याः ॥ ६९ ॥

સૂ૦:—બંનેનું પ્રકૃતિનું [અનુમાન] સમાન [છે.] ૬૯

વિ૦ —પ્રકૃતિનુ એટલે આ જગતના મૂલકારણનુ અનુમાન વાદિપ્રતિવાદી બંનેને મતે સરખું છે પરમાણુને આ જગતનું કારણ માનનારા વાદીઓ એટલે તાર્કિકા જેમ ઘડા ને લુગડું આદિ સ્થૂલ કાર્યો જોઇને તેના કારણભૂત સૂક્ષ્મ પરમાણુના અસ્તિત્વનુ તથા તેના જગત્કારણપણાનું અનુમાન કરે છે તેમ અમે પણ આ જગત્‌ને ત્રણ ગુણવાળું જોઇને તેના કારણભૂત ત્રણ ગુણવાળી પ્રકૃતિના અસ્તિત્વનું તથા તેના જગત્કારણપણાનુ અનુમાન કરીએ છીએ એવી રીતે પ્રકૃતિ અદૃશ્ય છતાં પણ તેના અસ્તિત્વના નિર્ણય અનુમાનપ્રમાણથી થઈ શકે છે. ૬૯

જો વિવેકદર્શનથી પુરુષને મુક્તિ થતી હોય તો શાસ્ત્રશ્રવણથીજ તેને મુક્તિલાભ થવો જોઇએ, પણ સર્વત્ર એમ જોવામાં આવતું નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

## अधिकारित्रैविध्यान्न नियमः ॥ ७० ॥

अधिकारिणस्त्रिविधा भवन्ति, उत्तममध्यमाधमभेदात् । तद्भेदः सहकारिणोऽविद्यादेर्भेदात् । तद्भेदश्चादृष्टभेदात् । तेन श्रवणमात्रादिति न नियमः ॥ ७० ॥

સૂ૦ —અધિકારીના ત્રણ પ્રકારપણાથી [ વિવેક જ્ઞાનની પ્રાપ્તિ માત્ર શ્રવણથી થાય એવો ] નિયમ નથી ૭૦

વિ૦ —શાસ્ત્ર સાભળવાથીજ વિવેકજ્ઞાન એટલે પ્રકૃતિપુરુષના ભિન્નપણાનુ જ્ઞાન સર્વે અધિકારીઓને થાય એવો નિયમ નથી, કેમકે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારના અધિકારીઓ છે તેમા જે ઉત્તમ અધિકારી હોય તેને શાસ્ત્રશ્રવણદ્વારા શીઘ્ર વિવેકજ્ઞાન ઉપજે છે મધ્યમ અધિકારીને શ્રવણમનનવડે વિલંબે તે વિવેકજ્ઞાન ઉપજે છે, અને કનિષ્ઠ અધિકારીને શાસ્ત્રાદિમા ઘણા કુતર્કો ઉપજવાથી શ્રવણ મનન ને ધ્યાનવડે ઘણે લાંબે કાલે વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ૭૦

હવે મહત્તત્ત્વનુ ને અહકારનુ સ્વરૂપ નીચેના બે સૂત્રોવડે કહે છે —

## महदाख्यमाद्यं कार्यं तन्मनः ॥ ७१ ॥

प्रकृतेराद्यं कार्यं, तन्महत्तत्त्वं बुद्धिः मननान्मन इति ॥ ७१ ॥

સૂ૦ —મહત્નામનુ આદ્ય કાર્ય તે મન [ છે ] ૭૧

વિ૦ —પ્રકૃતિનુ જે પ્રથમ કાર્ય ( પહેલું પરિણામ અથવા આદ્યવિકાર ) તે મહત્ એટલે અહકારથી મહાન્–શ્રેષ્ઠ એ મહત્ને

મહત્તત્ત્વ પણ કહે છે. આ મહત્ મનનવૃત્તિવાળું (નિશ્ચયવૃત્તિવાળું) હોવાથી તેને કેટલેક સ્થલે મન, બુદ્ધિ અથવા ચિત્ત પણ કહે છે. ૭૧

## चरमोऽहंकारः ॥ ७२ ॥

अनन्तरं बुद्धेः कार्यमहंकारः ॥ ७२ ॥

સૂ૦:—છેલ્લો (બીજો) અહંકાર [ છે. ] ૭૨

વિ૦ —પ્રકૃતિનો બીજો અને મહત્તત્ત્વનો પહેલો વિકાર (કાર્ય) અહંકાર છે, તે અહંકાર "હું કર્તા" એવી અભિમાનવૃત્તિવાળો છે. ૭૨

તે પછીનાં અન્ય સર્વ કાર્યો અહંકારનાં છે એમ જણાવે છેઃ—

## तत्कार्यत्वमुत्तरेषाम् ॥ ७३ ॥

अहंकारकार्यत्वमन्येषां एकादशेंद्रियाणां पंचतन्मात्राणाम् । पारम्पर्येण तन्मात्रकार्याणामपि भूतानां तत्कार्यत्वमित्युक्तम् ॥ ७३ ॥

સૂ૦:—પછીનાઓમાં તેનું કાર્યપણું [ છે. ] ૭૩

વિ૦ —મનસહિત શ્રોત્રવાગાદિ અગિયાર ઇંદ્રિયો અને શબ્દાદિ પાંચ તન્માત્રાઓ એ સોળ ઉપરના સૂત્રમાં કહેલા અહંકારરૂપ દ્રવ્યનાં કાર્યો છે. પરંપરાવડે આકાશાદ પાંચ મહાભૂતો પણ અહંકારનું કાર્ય છે, કારણકે તે પાંચ મહાભૂતો પાંચ તન્માત્રાઓમાંથી ઉત્પન્ન થાય છે. ૭૩

આમ કારણકાર્યનો નિર્ણય થવાથી પ્રકૃતિ આ જગતનું કારણ છે આ સિદ્ધાંતને હાનિ પહોંચતી નથી એમ કહે છેઃ—

## आद्यहेतुता तद्द्वारा पारम्पर्येऽप्यणुवत् ॥ ७४॥

यथा मृत्पिण्डकार्यस्य घटस्य पारम्पर्येण परमाणुकारणता, तथा प्रकृतेरपि मूलकारणता ॥ ७४ ॥

સૂ૦ —તેદ્વારા પરંપરાપણામા પણ અણુના પેઠે [ પ્રકૃતિનુ ] આદ્યહેતુપણુ [ છે. ] ૭૪

નિ૦:—પ્રકૃતિજ સર્વ કાર્યોનુ આદિકારણ છે તે પ્રકૃતિ આ જગત્નુ સાક્ષાત્ કારણ નહિ છતા પણ અમે કારણની પરંપરાનો ક્રમ ગ્રહણ કરીને તેને આ જગત્નું કારણ કહીએ છીએ પરમાણુઓ આ જગત્નુ સાક્ષાત્ કારણ નહિ છતા પણ પરમાણુવાદીઓ (તાર્કિકો) જેમ દ્વ્યણુકાદિ ક્રમને મધ્યવર્તી કરીને પરમાણુસમૂહને આ જગત્નુ છેલ્લુ કારણ કહે છે તેમ અમે પણ મહત્તત્ત્વાદિ ક્રમને મધ્યવર્તી કરીને પ્રકૃતિને આ જગત્નુ છેલ્લુ કારણ કહીએ છીએ ૭૪

પ્રકૃતિ ને પુરુષ એ બન્ને નિત્ય હોવાથી આ જગત્ની ઉત્પત્તિમા બેમાથી કોણ કારણરૂપ છે એવી શકા થાય તો તેનુ ઉત્તર આપે છે —

## पूर्वभावित्वे द्वयोरेकतरस्य हानेऽन्यतरयोगः ॥७५॥

न पूर्वभावित्वमात्रेण कारणत्वं, किंत्वन्वयव्यतिरेकाभ्याम् । द्वयोर्मध्य एकस्य पुरुषस्य कारणत्वयोग्यताहानिरनिकारित्व-श्रुतेः । अतोऽन्यतरस्य प्रधानस्य कारणत्वयोगः ॥ ७५ ॥

સૂ૦ —[ જગત્કારણપણામા ] બેના પૂર્વભાવિપણામા [ પણ બેમાના ] એકની નિવૃત્તિમા બીજાનો યોગ ( સભવ ) [ છે ] ૭૫

વિ૦:—મહત્તત્ત્વની ઉત્પત્તિની પહેલાં પ્રકૃતિ તથા પુરુષ એ બંને પદાર્થો હતા, માટે એ બંનેને આ જગત્નાં ઉપાદાનકારણ ગણી શકાય નહિ. [1]અન્વયવ્યતિરેકથી[2] જોતાં તે બેમાંના એકના એટલે પુરુષના આ જગત્ના કારણપણાની યોગ્યતાની નિવૃત્તિ છે, કેમકે તે અસંગ ને અવિકારી છે, એટલે બીજાની-પ્રકૃતિની-આ જગત્ના કારણ-પણામાં યોગ્યતા ગણાય છે. ૭૫

હવે પરમાણુઓ આ જગત્નું કારણ નથી એમ જણાવે છેઃ—

## परिच्छिन्नत्वान्न तत्सर्वोपादानम् ॥ ७६ ॥

यत्परिच्छिन्नं न तत्सर्वोपादानं, यथा न तन्तुर्घटस्य कारणम् । तस्मात्पदार्थानां पृथक्पृथक् कारणं वक्तव्यम् । एककारणत्वे च लाघवं स्यादिति ॥ ७६ ॥

સૂ૦:—પરિચ્છિન્નપણાથી તે ( પરમાણુ ) સર્વનું ઉપાદાન નથી. ૭૬

વિ૦:—જે એકદેશમાં રહેલ છે, એટલે પરિચ્છિન્ન કિંવા અવ્યાપક છે, તે કોઇ કાલે બધી વસ્તુઓનું ઉપાદાનકારણ થઇ શકે નહિ. પરિચ્છિન્ન તંતુઓ કદીપણ વસ્ત્રવિના બીજા કોઇ પણ પદાર્થનું ઉપાદાનકારણ થઈ શકે ? નજ થઈ શકે. એવીજ રીતે પરિચ્છિન્ન પરમાણુઓ પણ આ વિચિત્ર વિશ્વનું ઉપાદાનકારણ થવાને અયોગ્ય છે. વળી મૂલકારણનું બહુપણું સ્વીકારવું એમાં લાઘવ નથી, પણ

---

૧ જેના હોવાથી કાર્ય અવશ્ય થાય તે. ૨ જેના ન હોવાથી કાર્ય નજ ઉપજે તે.

ગૌરવ છે, માટે એક ને વ્યાપક એવી પ્રકૃતિજ સર્વ કાર્યોનું સાક્ષાત્ કે પરંપરાવડે ઉપાદાનકારણ છે એમ સિદ્ધ થાય છે. ૭૬

પરિચ્છિન્નને શ્રુતિમાં વિનાશી કહેલ છે, તેથી પણ પરમાણુઓ આ જગતનું કારણ નથી એમ સિદ્ધ થાય છે, એમ કહે છેઃ—

## तदुत्पत्तिश्रुतेश्च ॥ ७७ ॥

युक्तिस्तावत्प्रोक्ता । श्रुतिरपि प्रधानस्य जगत्कारणतामाह " प्रधानाज्जगज्जायत " इति ॥ ७७ ॥

સૂ૦ઃ—અને તેની ઉત્પત્તિની શ્રુતિથી [ તે અનિત્ય છે. ] ૭૭

વિ૦ઃ—" अथ यदल्पं तन्मर्त्यम् ॥ " ( હવે જે પરિચ્છિન્ન છે તે મરણધર્મવાળું છે, ) આ શ્રુતિમાં જે પરિચ્છિન્ન છે તે અનિત્ય છે એમ કહેલું છે; તેથી પરિચ્છિન્ન પરમાણુઓ આ જગતનું કારણ નથી, પણ વ્યાપક પ્રધાન આ જગતનું કારણ છે, જે પરિચ્છિન્ન હોય તે ઉત્પત્તિવાળું હોય, ને જે ઉત્પત્તિવાળું હોય તે વિનાશી હોય, તેથી તે આ જગતનું કારણ હોઇ શકે નહિ જો કદી પ્રધાનને પરિચ્છિન્ન માનશો તો પ્રધાનમાં અનિત્યતા પ્રાપ્ત થવાથી કારણની પરંપરા માનવાવડે અનવસ્થાદોષ આવશે, અને પ્રધાનના અનાદિ સ્વરૂપનું પ્રતિપાદન કરનારી શ્રુતિસ્મૃતિની સાથે વિરોધ પણ આવશે ૭૭

હવે પ્રધાનનું જગત્કારણપણું સિદ્ધ કરવા માટે અજ્ઞાનાદિના કારણપણાનું ખંડન કરે છેઃ—

## नावस्तुनो वस्तुसिद्धिः ॥ ७८ ॥

नाभावाद्भावोत्पत्तिः । कारणरूपं कार्यं दृश्यत इति जगतोऽप्यनस्तुत्वम् ॥ ७८ ॥

સૂ૦—અભાવથી ભાવની ઉત્પત્તિ [સંભવતી] નથી ૭૮

વિ૦:—પૂર્વે કાંઈ નહોતું તેમાંથી આકસ્મિકરીતે આ જગતનો પ્રાદુર્ભાવ થયો એમ કહેવું એ યુક્તિરહિત વાત છે અભાવ કોઈ વસ્તુ નથી પણ તે શૂન્ય વા અસત્ છે. જો મિથ્યાથી સત્રૂપ જગતની ઉત્પત્તિ થાય તો સસલાના શિંગડાથી પણ કોઈ કાર્ય થવું જોઈએ જગત્ એ ભાવરૂપ સત્ય પદાર્થ છે, માટે એનું મૂળકારણ પણ ભાવરૂપ સત્યજ હોવું જોઈએ, અભાવરૂપ અસત્ય ન હોવું જોઈએ ૭૮

જગત્ સ્વપ્નની પેઠે મિથ્યા છે એમ જો વાદી કહે તો તેના ઉત્તરમાં કહે છે –

## अवाधाददुष्टकारणजन्यत्वाच्च नावस्तुत्वम् ॥७९॥

शुक्तौ रजतज्ञाने 'नेदं रजतमिति' ज्ञानाद्रजतबाधः। न चात्र 'नेदं भानरूप जगदि'ति कस्यापि ज्ञानमिति, येन भानरूपबाधः स्यात्। दुष्टकारणजन्यत्वाच्च मिथ्येत्यवगम्यते, यथा कामलादिदोषात्पीतशङ्खज्ञानं कस्यचित्। अत्र च जगज्ज्ञानस्य सर्वेषां सर्वदा सत्यत्वान्न दोषोऽस्ति। तस्मान्नावस्तु जगदिति ॥ ७९ ॥

સૂ૦—બાધ ન થવાથી અને દુષ્ટકારણજન્ય ન હોવાથી [ જગતનું ] મિથ્યાપણું [સંભવતું ] નથી. ૭૯

વિ૦—જ્યાં છીપમાં રૂપાનું, દોરડીમાં સર્પનું, ને ઝાડના ઠુંઠામાં માણસનું જ્ઞાન થાય છે ત્યાં આ રૂપું નથી, આ સર્પ નથી, ને આ માણસ નથી, એવા જ્ઞાનથી તે રૂપા આદિનો બાધ ( મિથ્યાપણાનો પ્રત્યક્ષ નિશ્ચય ) થાય છે, પણ આ જગત્ ભાવરૂપ નથી, મિથ્યા છે, એવુ જ્ઞાન થતું નથી, કે જેથી તેના ભાવરૂપનો બાધ થાય દુષ્ટકારણ-દ્વારા ઉપજવાથી પણ વસ્તુનું મિથ્યાપણું જાણવામાં આવે છે, જેમ આંખમાં કમળો થવાથી ધોળો શંખ પીળો દેખાય છે, તેમ આ જગત્‌ની જે સત્યતા દેખાય છે તેમાં કોઈ દુષ્ટકારણ પણ હેતુ નથી આમ છે, માટે આ જગત્ અવસ્તુ (મિથ્યા) નથી, પણ વસ્તુ (સત્ય) છે. ૭૯

અવસ્તુથી વસ્તુની ઉત્પત્તિ થતી નથી એ પ્રતિજ્ઞામાં ભગવાન્ સૂત્રકાર હેતુ કહે છે—

## भावे तद्योगेन तत्सिद्धिरभावे तदभावात्कुतस्तरां तत्सिद्धिः ॥ ८० ॥

भावे उपादानकारणे 'कारणगुणः कार्ये' इति तद्योगेन भावयोगेन तत्सिद्धिः कार्यस्य वस्तुत्वसिद्धिः । अभावे जगतोऽभावत्वे तदभावाज्जगदभावस्यावश्यंभावात् कुतस्तत्सिद्धिरिति, अभावस्याभावरूपत्वात् ॥ ८० ॥

સૂ૦:—ભાવમાં તેના સંબંધથી તેની ( કાર્યની ) સિદ્ધિ, [ કારણના ] અભાવમાં તેના અભાવથી શી રીતે તેની ( કાર્યની ) સિદ્ધિ [ થાય ? ] ૮૦

વિ૦:—કારણ જ્યારે ભાવરૂપ પદાર્થ હોય ત્યારેજ તેમાથી કોઇ પણ પદાર્થ ઉપજી શકે, અભાવરૂપ શૂન્યમાંથી કોઇ પણ પ્રકારે ભાવ-

રૂપ કાર્ય ઉપજી શકે નહિ કાર્યનું સ્વરૂપ ઉપાદાનકારણથી ભિન્ન નથી. કારણને સત્‌રૂપ માનવાથી કારણથી અભિન્ન હોવાથી કાર્ય પણ સત્‌રૂપનાજ સિદ્ધ થાય છે જો કદી અભાવને કારણ માનવામા આવે તો અભાવનુ રૂપ અસત્ છે, તેથી કાર્ય પણ કારણથી અભિન્ન હોવાથી અસત્‌જ સિદ્ધ થવું જોઇએ એવી રીતે અભાવથી કોઇ પણ કાર્ય થતું નથી, માટે શૂન્યવાદીનો મત અત્યતમિથ્યા છે ૮૦

જીવોના કર્મોથી આ જગત્‌ની ઉત્પત્તિ થાય છે, માટે પ્રકૃતિની કલ્પના મિથ્યા છે, એમ પૂર્વમીમાસક શકા કરે તો તેનુ નિવારણ કરે છેઃ—

## न कर्मण उपादानत्वायोगात् ॥ ८१ ॥

निमित्तकारणमदृष्टमस्तु, धर्माधर्मयोस्तूपादानकारणत्वं न क्वचिद्दृष्टम् । प्रकृतिपुरुषविवेकदर्शनान्मुक्तिरिति प्रकृतिस्वीकारः ॥ ८१ ॥

સૂ૦ —કર્મથી [ જગત્‌ની ઉત્પત્તિ સભવતી ] નથી, [ તેના ] ઉપાદાનપણાના અસભવથી. ૮૧

વિ૦ઃ—પૂર્વમીમાસકો જીવોના અદૃષ્ટથી ( તેમણે પોતપોતાના કર્મોવડે પાડેલા સસ્કારોથી ) આ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે એમ કહે છે, પણ કર્મદ્વારા અર્થાત્ જીવોના અદૃષ્ટદ્વારા આ જગત્‌ની ઉત્પત્તિ સભવતી નથી, કેમકે તે કર્મો આ જગત્‌ની ઉત્પત્તિમા નિમિત્તકારણરૂપ સભવી શકે, પણ ઉપાદાનકારણરૂપ સભવી શકે નહિ તેથી સત્યસ્વરૂપવાળી અને સર્વવ્યાપક એવી પ્રકૃતિવિના બીજો કોઈ પણ પદાર્થ આ જગત્‌ના ઉપાદાનકારણરૂપે સિદ્ધ થતો નથી. ૮૧

વેદમાં કહેલાં કર્મો કરવાથી પુરુષને મોક્ષ થતો નથી એમ જે પૂર્વે કહેલું છે તેનું હવે વિસ્તારથી નિરૂપણ કરે છે.—

## नानुश्राविकादपि तत्सिद्धिः साध्यत्वेनावृत्ति-योगादपुरुषार्थत्वम् ॥ ८२ ॥

वेदादनुश्रूयत इत्यानुश्राविको यागादिः । तस्मादपि न मोक्षसिद्धिः, साध्यत्वेनावृत्तियोगात्। कार्यत्वेनानित्यत्वान्मुक्तस्य पुनः संसारानुवृत्तियोगः । तस्मादपुरुषार्थत्वम् ॥ ८२ ॥

સૂ૦:—વૈદિક[ કર્મ ]થી પણ તેની ( મોક્ષની ) સિદ્ધિ નથી, સાધ્યપણાવડે [ પુન: ] આવૃત્તિના સંભવથી [ તેનું ] અપુરુષાર્થપણું [ છે. ] ૮૨

વિ૦:—અનુશ્રવ એટલે વેદ, ને વેદે કહેલી યજ્ઞાદિ ક્રિયાઓ તે આનુશ્રવિક. એ આનુશ્રવિકના અનુષ્ઠાનદ્વારા કર્તા પુરુષને મુક્તિનામનો પરમપુરુષાર્થ સિદ્ધ થતો નથી જો વેદે કહેલાં યજ્ઞાદિ કર્મોથી મોક્ષ માનીએ તો જે કર્મોથી ઉપજેલુ હોય છે તે અવસ્ય નાશ પામે છે એવો નિયમ હોવાથી મોક્ષને પણ વિનાશી માનવો પડશે જો આમ માનવામા આવે તો પછી કોઇ પણ વિવેકીની ઇચ્છા વિનાશી મોક્ષ મેળવવામાટે ઉપજશે નહિ, અને "न स पुनरावर्तते न स पुनरावर्तते" ( તે પુનર્જન્મ પામતો નથી, તે પુનર્જન્મ પામતો નથી, ) એ શ્રુતિની સાથે પણ વિરોધ આવશે ૮૨

ઉપાસનારૂપ કર્મથી ઉપાસક પુરુષને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. એ બ્રહ્મલોકને પામેલા પુરુષોની પુનરાવૃત્તિ થતી

નથી " एतस्मान्न पुनरावर्तते " ( એ બ્રહ્મલોકથી પુરુષ પુન આ સસારમા આવતો નથી, ) એ શ્રુતિમા પણ એમજ કહેલુ છે એ કારણથી જે પદાર્થ કર્મજન્ય હોય છે તે નાશવાન્ હોય છે એવો નિયમ સભવતો નથી એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે —

## तत्र प्राप्तविवेकस्यानावृत्तिश्रुतिः ॥ ८३ ॥

तत्र प्रकृतिपुरुषयोः प्राप्तविवेकस्य विवेकज्ञानादनावृत्तिश्रुतिः । " न स पुनरावर्तते " इति श्रुतिः ॥ ८३ ॥

સૂ૦'—અનાવૃત્તિની શ્રુતિ ત્યા (બ્રહ્મલોકમા) વિવેકજ્ઞાન પામેલાની [ છે ] ૮૩

વિ૦ —જો માત્ર બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાથી પુરુષનુ ફરીને અહીં આગમન ન થતુ હોય તો " आब्रह्मभुवनाल्लोका पुनरावर्तिनोऽर्जुन " ઇત્યાદિ સ્મૃતિઓની સાથે વિરોધ આવે હે અર્જુન ! બ્રહ્મલોકસુધીના સર્વ લોકોમાથી પુરુષનુ ફરી આ સસારમા આગમન થાય છે એવો એ સ્મૃતિનો ભાવાર્થ છે આ કારણથી તે બ્રહ્મલોકમા જેમને વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેમને મોક્ષની પ્રાપ્તિ થવાથી તેમનુ અહીં પુનરાગમન થતુ નથી, અને જેમને ત્યાં વિવેકજ્ઞાન ઉપજતુ નથી તેમનુ અહીં પુનરાગમન થાય છે એમ માનવુ યોગ્ય છે. ઉપર દર્શાવેલા કારણથી સિદ્ધ થાય છે કે બ્રહ્મલોકને પામેલા પુરુષોને પણ વિવેકજ્ઞાનથીજ મુક્તિ થાય છે, ઉપાસનાદિ કર્મોથી તેમને મુક્તિની પ્રાપ્તિ થતી નથી ૮૩

જો વૈદિકકર્મથી કર્મકર્તા પુરુષને મોક્ષ થતો નથી

तो वैदिककर्मनुं शुं फल छे ? एम जाणवानी इच्छा थाय तो तेनुं उत्तर आपे छे:—

## दुःखाद्दुःखं जलाभिषेकवन्न जाड्यविमोकः ॥८४॥

यदि कर्मसाध्यो मोक्षो भवेत्, कर्मणो दुःखबहुलत्वात्तत्कार्यो मोक्षोऽपि दुःखबहुलः स्यात् । अंततः क्षयित्वेनापि दुःखं स्यात् । नहि जाड्यार्तस्य जाड्यविमोक्षो जलाभिषेकात्, प्रत्युत जाड्यमेवेति ॥ ८४ ॥

સૂ૦:—[ કર્મવડે ] દુ:ખથી દુ:ખ [ પ્રાપ્ત થાય છે, ] જલના અભિષેકની પેઠે જડતા (ટાઢ બીજે પક્ષે અવિવેક) દૂર [ થતી ] નથી. ૮૪

વિ૦:—પ્રયત્નસાધ્ય હોવાથી દુ ખનું જેમા બહુપણું છે એવાં વૈદિક કામ્યકર્મોદ્વારા તે કામ્યકર્મ કરનારને દુ ખનું જેમા બહુપણું છે એવા ગમનાગમનરૂપ ફલનીજ પ્રાપ્તિ થાય છે, તેને દુ ખરહિત ફલરૂપ મોક્ષની પ્રાપ્તિ થતી નથી જેવી રીતે ટાઢથી પીડાતા પુરુષના ઉપર શીતલ પાણીની ધારા કરવાથી તે પુરુષનુ ટાઢથી ઉપજતુ દુ ખ મટતુ નથી, પણ તેને ઊલટુ વધારે દુ ખ થાય છે તેવી રીતે કામ્યકર્મો કરનારા દુ ખી મનુષ્યો પણ પોતાના તે કર્મોવડે પોતાના દુ ખમા વધારો કરે છે ૮૪

ત્યારે શાસ્ત્રોક્ત નિષ્કામકર્મથી દુઃખ નહિ થાય અને મોક્ષ થશે, એવી શંકા ઉપજે તો તેનુ નિવારણ કરે છે:—

## काम्येऽकाम्येऽपि साध्यत्वाविशेषात् ॥ ८५ ॥

मा भून्निष्कामकर्मसाध्यं दुःखं, तथापि काम्यान्निष्कामकर्मविशेषेऽपि मोक्षस्य कर्मसाध्यत्वमविशिष्टम् । साध्यत्वात्क्षयित्वेन पुनरपि दुःखं स्यात् । निष्कामकर्मणो मोक्षसाधनत्वश्रुतिश्च ज्ञानार्थं, ज्ञानाच्च मोक्ष इति पारम्पर्येण मोक्षसाधनत्वम् ॥८५॥

સૂ૦:—સકામમાં [ ને ] નિષ્કામમા પણ સાધ્યપણાની સમાનતા હોવાથી [ મોક્ષ ન થાય ] ૮૫

વિ૦—મનુષ્ય ભલે સકામકર્મ કરે અથવા નિષ્કામકર્મ કરે, તેના સાધ્યપણાથી તેના અનિત્યફલ ઉપજાવવારૂપ પરિણામમા કાઇ ભેદ પડતો નથી બધાં કર્મો અનિત્યફલ ઉપજાવે છે, કોઇ પણ કર્મ મોક્ષરૂપ નિત્યફલ ઉપજાવી શકતુ નથી વળી નિષ્કામકર્મ એ કાંઈ મુક્તિનું સાક્ષાત્ સાધન નથી, પણ ચિત્તશુદ્ધિદ્વારા અને વિવેક વૈરાગ્યદ્વારા તે મુક્તિનુ પરંપરાવડે સાધન થાય છે ૮૫

સાંખ્યમતમાં મોક્ષ વિવેકજ્ઞાનથી જન્ય માનેલો હોવાથી તે મોક્ષનું પણ વિનાશીપણું થવુ જોઈએ, જે જન્ય હોય છે તે વિનાશી હોય છે આ વાત પ્રસિદ્ધ છે. વળી મુક્તિનુ જન્યપણુ થવાથી મુક્તને પણ દુ ખ થવુ જોઇએ, એવી શંકા થાય તો તેનુ નિવારણ કરે છે—

## निजमुक्तस्य बन्धध्वंसमात्रं परं न समानत्वम् ॥८६॥

निजमुक्तस्य स्वभावमुक्तस्य बन्धध्वंसः । बन्धोऽविवेकः, तद्विरोधेनाविवेकध्वंसो नाशः । अविवेकनाशस्य च प्रध्वंसत्वात् कुतः संसारस्य पुनरावर्तनमिति न समानत्वम् ॥ ८६ ॥

સૂ૦:—સ્વભાવથી મુક્તને બંધનિવૃત્તિમાત્ર [ વિવેક-જ્ઞાનનું ફલ છે, તેથી ] બીજાથી સમાનપણું નથી. ૮૬

વિ૦—સર્વદા મુક્તસ્વભાવવાળા આત્માના કલ્પિત બંધનો નાશ થવો એજ મુક્તિ છે. બંધ એટલે દુ:ખના સંબંધના હેતુરૂપ પ્રકૃતિ-પુરુષનો અવિવેક. તે અવિવેકનો અભાવ થવાથી જ્યારે મુક્તિ થાય છે ત્યારે તમે તેને જન્ય-ઉત્પન્ન થાય છે એમ-કહી શકો નહિ અમારે મતે મુક્તિ નવી ઉત્પન્ન થતી નથી, પણ તમારે મતે તે ઉત્પન્ન થાય છે, એટલે તમારા મતની મુક્તિ નાશવાળી છે, અને અમારા મતની મુક્તિ અવિનાશી એટલે નિત્ય છે દુ:ખાદિકનુ કારણ જે અવિવેક તેનો નાશ થવાથી મુક્તપુરુષને દુ:ખ થાય નહિ ૮૬

હવે વિવેકજ્ઞાનરૂપ પ્રમાના સાક્ષાત્ કારણો જે પ્રમાણો છે તેમને કહે છે—

## द्वयोरेकतरस्य वाऽप्यसन्निकृष्टार्थपरिच्छित्तिः प्रमा तत्साधकतमं यत्तत्त्रिविधं प्रमाणम् ॥ ८७ ॥

'द्वयोरि'तींद्रियार्थयोर्विद्यमानयोः प्रत्यक्षे । 'एकतरस्य चापी'ति विद्यमानस्य लिङ्गस्य शब्दस्य वानुमाने शब्दे च । 'असंनिकृष्टार्थपरिच्छित्तिरि'ति अपरिच्छिन्नार्थपरिच्छित्तिः प्रमा प्रमितिः फलम् । एतेनानधिगतार्थगन्तृप्रमाणमित्युक्तम् । प्रमासाधकतमं यत्तत्प्रमाणमिति प्रमाणसामान्यलक्षणम् । प्रत्यक्षा-नुमानशब्दाः प्रमाणानीति ॥ ८७ ॥

સૂ૦—નહિ જાણેલા પદાર્થનો નિશ્ચય [ તે ] પ્રમા.

[ તે ] બેનો અથવા એકનોજ [ ધર્મ છે. ] તેનું જે સાધકતમ તે [ પ્રમાણ. તે ] પ્રમાણ ત્રણ પ્રકારનું [ છે. ] ૮૭

વિ૦:—પૂર્વે નહિ જાણેલા ને અબાધિત (અન્ય પ્રમાણવડે મિથ્યા નહિ ઠરનારા) અર્થના નિશ્ચયને પ્રમા કહે છે. એ પ્રમા બંનેને (બુદ્ધિને તથા પુરુષને) કિંવા એકને (બુદ્ધિને) આશ્રિત છે. એ પ્રમાનું જે સાધકતમ—સાક્ષાત્‌જનક—હોય તે પ્રમાણ કહેવાય છે. પ્રમાના લક્ષણની સ્મૃતિમાં અતિવ્યાપ્તિ ન થાય તે માટે પ્રમાના લક્ષણમાં 'પૂર્વે નહિ જાણેલા' એ શબ્દો કહેલા છે. સ્મૃતિ જાણેલા અર્થની થાય છે, તેથી પ્રમાનું લક્ષણ સ્મૃતિમાં જતું નથી. જેનું લક્ષણ કહેવામાં આવે તેનાથી બીજામાં પણ લક્ષણનું જવું થાય તેને અતિવ્યાપ્ત કહે છે. ભ્રાંતિજ્ઞાનમાં પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ ન થાય તે માટે પ્રમાના લક્ષણમાં 'અબાધિત' એવો શબ્દ મૂકેલો છે. યથાર્થજ્ઞાનવડે જે પદાર્થનો બાધ ન થાય તેને અબાધિત કહે છે. સંશયમાં પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ ન થાય તે માટે પ્રમાના લક્ષણમાં 'નિશ્ચય' એ શબ્દ મૂકેલો છે. જો બુદ્ધિ તથા પુરુષ એ બંનેના ધર્મને પ્રમા કહેવામાં આવે તો ક્યારેક ઇંદ્રિયસંનિકર્ષને ને ક્યારેક બુદ્ધિવૃત્તિને પ્રમાણ કહે છે, ને જો બુદ્ધિના ધર્મને પ્રમા કહેવામાં આવે તો ઇંદ્રિયસંનિકર્ષને પ્રમાણ કહે છે. બંને પક્ષોમાં ચક્ષુ આદિમાં પરંપરાએ પ્રમાણવ્યવહાર થાય છે. એ પ્રમાણના ત્રણ પ્રકાર છે: પ્રત્યક્ષ, અનુમાન ને આગમ. ૮૭

ત્રણ પ્રમાણોથી વધારે પ્રમાણો સ્વીકારવાની અગત્ય નથી એમ કહે છે:—

तत्सिद्धौ सर्वसिद्धेर्नाधिक्यसिद्धिः ॥ ८८ ॥

किमुपमानार्थापत्त्यभावसंभवैतिह्यानि न स्युरिति । अत्रोक्तं 'तत्सिद्धावि'त्यादि । प्रमेयव्यवस्थार्थं प्रमाणस्वीकारः । त्रिविधप्रमाणसिद्धौ सर्वप्रमाणानां प्रमेयव्यवस्थासिद्धेर्नाधिक्यसिद्धिः पृथक्प्रमाणत्वेन, त्रिविधप्रमाणेष्वेषामन्तर्भावादिति । इन्द्रियार्थसंनिकर्षान्वयव्यतिरेकादिना यथायथं प्रत्यक्षादिषु सूरिभिरन्तर्भावितत्वात् केवलमधिकः सञ्ज्ञाभेदः कृत इति नाधिक्त्वेन प्रमाणसिद्धिः॥ ८८ ॥

સૂ૦ —તેની સિદ્ધિમા સર્વની સિદ્ધિથી [ પ્રમાણુના ] અધિકપણાની સિદ્ધિ નથી ૮૮

વિ૦:—ત્રણ પ્રકારના પ્રમાણદ્વારા સર્વ પ્રમેયની (પ્રમાણદ્વારા સિદ્ધ કરવાની વસ્તુની ) સિદ્ધિ થઈ શકે છે, માટે એ ત્રણ પ્રમાણોથી અધિક પ્રમાણો સ્વીકારવાનુ કાંઈ પણ પ્રયોજન નથી શાસ્ત્રાતરમા જે ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ સભવ ઐતિહ્ય ને ચેષ્ટા એ વધારાના પ્રમાણો સ્વીકારવામા આવ્યા છે, તેમનો આ ત્રણ પ્રમાણોમાં સમાવેશ થઈ જાય છે આ અર્થ અન્યત્ર પણ પ્રતિપાદન કરવામા આવી ગયો છે શ્રીમનુસ્મૃતિમા ને શ્રીપાતજલયોગદર્શનમા પણ આ ત્રણજ પ્રમાણો સ્વીકારવામા આવ્યા છે ૮૮

હવે પ્રત્યક્ષપ્રમાણનુ લક્ષણ કહે છે –

### यत्संबन्धसिद्धं तदाकारोल्लेखि विज्ञानं तत्प्रत्यक्षम् ॥ ८९ ॥

'यत्संबन्धसिद्धमि'त्यनुमानशब्दौ व्यवच्छिनत्ति । तदा–

कारोल्लेखि घटाकारोल्लेखि । तत्प्रत्यक्षम् । सविकल्पकमपि प्रत्यक्षं संगृहीतम् । बौद्धास्तु निर्विकल्पकमेव प्रत्यक्षमिति वर्णयन्ति, कल्पनापोढमभ्रान्तं प्रत्यक्षमिति । नामजात्यादियोजनात्मिका प्रतीतिः कल्पना, सा च सविकल्पकेऽप्यस्तीति न प्रत्यक्षं प्रमाणम् । तन्न । अदुष्टसाक्षात्कारिप्रमाजनकसामग्रीजनितं प्रत्यक्षम् । तदुभयं, निर्विकल्पकं सविकल्पकं च । किंतु सादृश्यात्संस्कारोद्बोधद्वारेण स्मृत्या नामजात्यादिसंविदुत्पद्यते । अत एवाधिकप्राप्त्या सविकल्पकमिति विशेषसंज्ञा । न च स्मृत्या कश्चिद्दोषः सामग्रीप्रत्यवायो वा जनितः ।' अथ स्मृत्या सहितत्वान्न प्रमाणम् । अहो नैपुण्यं, यत्सहकारि प्रामाण्यं बाधते । तथा च, " संज्ञा हि स्मर्यमाणापि प्रत्यक्षत्वं न बाधते । संज्ञिनः सा तटस्था हि न रूपाच्छादनक्षमा ॥ ततः परं पुनर्वस्तु धर्मैर्जात्यादिभिर्यया। बुद्ध्यावसीयते सापि प्रत्यक्षत्वेन संमता " ॥ ८९ ॥

સૂ૦ —તેનો આકાર ધારણ કરેલુ વિજ્ઞાન જેના સયોગવડે ઉપજ્યુ તે પ્રત્યક્ષ[ પ્રમાણ છે ] ૮૯

વિ૦.—આ અમુક અને આ આવી રીતનુ એવુ વિષયનુ વિજ્ઞાન જેના સયોગવડે ઉત્પન્ન થાય તેને શાસ્ત્રમા પ્રત્યક્ષપ્રમાણ કહે છે કાન, ચામડી, આખ, જીભ, નાક ને મન એ ૭ ઇંદ્રિયોવડે પ્રત્યક્ષજ્ઞાન ઉપજે છે મન આદિ ઇંદ્રિયો પોતપોતાના શબ્દાદિ વિષયના જ્ઞાનની સાધક છે માટે તે પ્રત્યક્ષપ્રમાણ અને તેવડે ઉપજેતુ જ્ઞાન પ્રત્યક્ષપ્રમા કહેવાય છે પ્રત્યક્ષપ્રમા સત્યજ્ઞાન છે,

પણ ઘડાનું ઘડારૂપે જ્ઞાન ન થતાં જો કોઇ કારણથી તેનું બીજે રૂપે જ્ઞાન થાય તો તે જ્ઞાન અસત્ય અથવા અપ્રમા કહેવાય છે. પ્રત્યક્ષપ્રમાણનું વિશેષ સ્વરૂપ જાણવું હોય તો શ્રીપાતંજલયોગદર્શનની રહસ્યદીપિકા-ટીકા જુઓ. ૮૯

યોગીઓને ભૂતભવિષ્યની વસ્તુઓનું પણ પ્રત્યક્ષ-જ્ઞાન થાય છે, તેથી યોગીના તે પ્રત્યક્ષજ્ઞાનમાં પ્રત્યક્ષ-પ્રમાણના આ લક્ષણની અવ્યાપ્તિ ( લક્ષ્યના એકદેશમાં લક્ષણનું રહેવું ) થાય છે, કારણકે યોગીના પ્રત્યક્ષજ્ઞાનના સમયમાં ભૂતભવિષ્યકાલના પદાર્થો નથી હોતા, માટે તે પદાર્થની સાથે યોગીની બુદ્ધિવૃત્તિનો સંબંધ સંભવતો નથી, એવી શંકા થાય તો તેનુ સમાધાન કરે છે:—

## योगिनामबाह्यप्रत्यक्षत्वान्न दोषः ॥ ९० ॥

बाह्यप्रत्यक्षलक्षणमिदं लौकिकं, योगिप्रत्यक्षं त्वबाह्यम-लौकिकं च । अतो नाव्यापकत्वदोषः ॥ ९० ॥

સૂ૦:—યોગીઓના અબાહ્યપ્રત્યક્ષપણાથી [ તેમાં ] દોષ નથી. ૯૦

વિ૦:—અમે ઇંદ્રિયોદ્વારા ઉપજેલા પ્રત્યક્ષજ્ઞાનનુ ને તેના હેતુ-ભૂત પ્રત્યક્ષપ્રમાણનું લક્ષણ કહેલું છે. યોગીઓનું પ્રત્યક્ષજ્ઞાન ઇંદ્રિયોરૂપ ને બહારના પદાર્થોરૂપ બહારનાં સાધનોની અપેક્ષાવાળું નથી તેઓ જે ભૂતભવિષ્યકાલના પદાર્થો જુએ છે તે તેઓ પોતાની યોગવડે ઉપજેલી અલૌકિક બુદ્ધિશક્તિવડે જુએ છે, માટે યોગીનું પ્રત્યક્ષજ્ઞાન ને પ્રત્યક્ષપ્રમાણ અમારા પ્રત્યક્ષપ્રમાણના લક્ષણનું લક્ષ્ય નથી, તેથી

અમે કહેલું પ્રત્યક્ષપ્રમાણનું લક્ષણ નિર્દોષ છે, તેમાં અવ્યાપ્તિદોષ આવતો નથી. ૯૦

પ્રત્યક્ષપ્રમાણના બીજા લક્ષણવડે યોગીના પ્રત્યક્ષજ્ઞાનનો પણ તેમાં સમાવેશ થઇ શકે છે એમ કહે છેઃ—

**लीनवस्तुलब्धातिशयसंबन्धाद्वा न दोषः ॥९१॥**

सत्कार्यस्थितेर्नष्टमपि स्वकारणे लीनं भूतत्वेनास्ति, भविष्यदपि स्वकारणेऽनागतत्वेनास्ति । योगजधर्मानुग्रहाल्लब्धातिशयस्य योगिन एव प्रधानसंबंधात्सर्वदेशकालादिसंबन्ध इति नाव्यापकत्वदोषः ॥ ९१ ॥

સૂ૦:—અથવા લીન વસ્તુની પ્રાપ્તિરૂપ સામર્થ્યના સંબંધથી દોષ નથી. ૯૧

વિ૦:—હવે એ વાતને અન્ય રીતે સમજાવે છે –અતીત (ભૂતની) અને અનાગત ( ભવિષ્યની ) વસ્તુ પોતાના ઉપાદાનકારણમા સૂક્ષ્મરૂપે લીન રહે છે. યોગાભ્યાસ કરવાથી તેના પરિપાકવડે યોગીઓના મનમા એક પ્રકારનું અલૌકિક સામર્થ્ય ઉપજે છે તે સામર્થ્યવડે (મનનો રજોગુણ તથા તમોગુણ દબાઇ જાય તેમાં રહેલા સત્ત્વગુણનું પ્રબલપણું થવાથી ઉપજેલા બલવડે ) યોગીઓના મનનો ભૂતભવિષ્યકાલના અન્યને નહિ પ્રતીત થનારા સૂક્ષ્મપદાર્થોની સાથે સંબંધ થઈ શકે છે, કારણકે તે પદાર્થો પોતપોતાના કારણમાં સૂક્ષ્મભાવે વિદ્યમાન છે. ઉપર કહેલા કારણથી યોગીના પ્રત્યક્ષજ્ઞાનમાં અવ્યાપ્તિનો લેશ પણ દોષ આવતો નથી. અયોગીઓને ઇંદ્રિયોવડે સ્થૂલપદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન થઇ શકે છે, ને યોગીઓને ઇંદ્રિયોની અપેક્ષાવિના પોતાના મનથી સૂક્ષ્મપદાર્થોનું પણ જ્ઞાન થઇ શકે છે. ૯૧

ઈશ્વરનું પ્રત્યક્ષજ્ઞાન નિત્ય હોવાથી તે પદાર્થના સંબંધથી ઉત્પન્ન થયેલું નથી, તેથી તેમાં તમે કહેલા પ્રત્યક્ષપ્રમાણના લક્ષણની અવ્યાપ્તિ થાય છે, એવી શંકા થતાં તે શંકાનું સમાધાન પ્રૌઢિવાદથી નીચે પ્રમાણે કરે છેઃ—

## ईश्वरासिद्धेः ॥ ९२ ॥*

यदीश्वरसिद्धौ प्रमाणमस्ति, तदा तत्प्रत्यक्षचिन्तोपपद्यते । तदेव तु नास्ति । क्षित्यादि सकर्तृकं कार्यत्वादिति प्रमाणमस्तीति चेत्, स किं शरीरी अशरीरी वेत्युभयथापि कर्तृत्वासंभवात्, विशेषव्याप्तिना कार्यत्वस्याभासत्वात् । एतदन्यत्र बहु प्रपंचितम् ॥ ९२ ॥

સૂ૦:—ઈશ્વરની અસિદ્ધિથી[અવ્યાપ્તિ થતી નથી.] ૯૨

વિ૦:—નિત્યજ્ઞાનવાળા ઈશ્વરના સદ્ભાવમાં કોઈ પણ પ્રમાણ ન હોવાથી કોઈ નિત્યજ્ઞાન પણ નથી, ને તેથી ઉપર કહેલા પ્રત્યક્ષ-પ્રમાણના લક્ષણમાં કાંઈ પણ દોષ આવતો નથી.

આ નિરીશ્વરવાદ પ્રૌઢિવાદ છે. તર્કના બલથી પોતાના સિદ્ધાંતને સબલ કરવા, અસત્પક્ષને પણ બલવાન્ બનાવવો તે પ્રૌઢિવાદ કહેવાય છે. આ પ્રૌઢિવાદમાં પોતાના સિદ્ધાંતના ઉત્કર્ષનુંજ કથન હોય છે. આ વાતનું સૂચન કરવામાટેજ આ સૂત્રમાં અભાવ એવું પદ મૂક્યું નથી. જો ઈશ્વરનો અભાવજ સૂત્રકારશ્રીને ઇષ્ટ હોત તો ईश्वरासिद्धेः ને સ્થાને ईश्वराभावात् એવું સૂત્ર મૂકત. ૯૨

* નૈયાયિકોના નિત્યજ્ઞાનવાળા તટસ્થ ઈશ્વરની અસિદ્ધિ આ સૂત્રમાં બતાવી છે.

ઈશ્વરની અસિદ્ધિમા બીજી યુક્તિ કહે છે:—

## मुक्तबद्धयोरन्यतराभावान्न तत्सिद्धिः ॥९३॥

स किं बद्धो वा मुक्तो वा । बद्धस्य धर्माधर्मयोगान्नेश्वरत्वम् । मुक्तस्य ज्ञानचिकीर्षाप्रयत्नाभावान्न कर्तृत्वमिति नेश्वरसिद्धिः । अथान्य एवासौ जीवन्मुक्त इति । एवं, तर्हि दृष्टान्ताभावादसाधारणत्वम् ॥ ९३ ॥

સૂ૦:—મુક્ત [ને] બદ્ધ બેમાના એકના અભાવથી તેની (ઈશ્વરની) સિદ્ધિ નથી. ૯૩

વિ૦:—તટસ્થેશ્વરવાદીને અમે પૂછીએ છીએ કે તમે માનેલા ઈશ્વર બદ્ધ છે કે મુક્ત છે? પ્રમાણનુ અનુસધાન કરવાથી જાણવામાં આવે છે કે તમે માનેલા ઈશ્વર કહેલા બન્ને પ્રકારના પુરુષમાંથી કોઈ પણ પ્રકારના પુરુષમા આવતા નથી, ને ત્રીજા પ્રકારના પુરુષનો અભાવ છે, માટે તમે માનેલા ઈશ્વરની સ્વરૂપસત્તા પ્રમાણવડે સિદ્ધ થતી નથી ધર્માધર્મના સસ્કારના સબધથી બદ્ધ પુરુષમા ઈશ્વરપણુ સભવતુ નથી, અને મુક્તપુરુષમાં જ્ઞાન, ક્રિયા ને ઇચ્છા આદિનો અભાવ હોવાથી તેમા કર્તાપણુ ન સભવવાથી તેમા પણ ઈશ્વરપણ સભવતું નથી ૯૩

મુક્ત અને બદ્ધ એ બનેમા ઈશ્વરપણું સભવતુ નથી તેમા હેતુ કહે છે —

## उभयथाऽप्यसत्करत्वम् ॥ ९४ ॥

उक्तव्याख्यानमेतत्सूत्रम् ॥ ९४ ॥

સૂ૦ —બંને પ્રકારે પણ કર્તાપણાનો અભાવ [છે.] ૯૪

વિ૦:—ઈશ્વર બદ્ધ હોય, વા મુક્ત હોય, અર્થાત્ એ બે પ્રકારના પુરુષોમાંથી ગમે તે પક્ષમાં તેઓ હોય, તોપણ તેઓમાં જગત્‌ના કર્તાપણાનો અભાવ સિદ્ધ થાય છે. બદ્ધને (ક્લેશાદિયુક્તને) ઈશ્વર માનવાથી તે ઈશ્વર સાધારણ માણસજેવા થયા એટલે તેમનામાં આ અચિંત્યરચનાવાળું જગત્ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ક્યાંથી હોય? અને મુક્તને (ક્લેશાદિરહિતને) ઈશ્વર માનવાથી તેઓ અભિમાનવિનાના તથા રાગાદિકવિનાના થયા, તેથી તેમનાથી પણ આ જગત્‌ની ઉત્પત્તિ થઈ શકે નહિ ૯૪

જો તમે ઈશ્વર નહિ માનો તો ઈશ્વરને પ્રતિપાદન કરનારી શ્રુતિસ્મૃતિની શી વ્યવસ્થા થશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

## मुक्तात्मनः प्रशंसोपासा सिद्धस्य वा ॥९५॥

रागाद्यभावान्मुक्तात्मन इव मुक्तात्मनः, न तु मुक्तस्य, तस्य संकल्पकर्तृत्वाद्यभावात् । तत्प्रशंसा विधिवाक्योत्तम्भनाय । 'उपासा सिद्धस्य वेति' उपासनया लब्धातिशयस्य योगिनोऽणिमादिसिद्धस्य प्रशंसाभ्यासोत्तम्भनायेति ॥९५॥

સૂ૦:—મુક્તાત્માઓની પ્રશંસા અથવા સિદ્ધની ઉપાસના [ જણાવવા શ્રુતિમાં ઈશ્વરનું કથન છે. ] ૯૫

વિ૦ —"स हि सर्ववित् सर्वकर्ता" (તેજ સર્વજ્ઞ ને તેજ સર્વના કર્તા છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં જગત્‌ના કર્તા ઈશ્વરનું પ્રતિપાદન છે ખરું, પરંતુ તેનું તાત્પર્ય સિદ્ધપુરુષોની—મુક્તોના જેવાની—પ્રશંસા જણાવવાવિના બીજું કાંઈ નથી. મોક્ષસાધકોને પ્રોત્સાહન આપવા

માટે શ્રુતિએ સિદ્ધપુરુષોની એવી રીતની માત્ર પ્રશંસા કરેલી છે સાંખ્યમતે બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ બધા પૂર્વકલ્પના સિદ્ધપુરુષો અનિત્ય ઈશ્વર છે અથવા તે શ્રુતિઓનો બીજો હેતુ પણ કલ્પી શકાય. તે આવી રીતે -અનિત્ય ઈશ્વરરૂપ બ્રહ્માદિના નિત્યપણાને તથા તેમના જગત્કર્તાપણાને જણાવનારી શ્રુતિઓ તેમની ઉપાસનામાટે પણ હોય" ૯૫

કોઇ ચેતનવાળા સંકલ્પથી આ જગતની ઉત્પત્તિ થાય છે, માટે પરિણામધર્મવાળી જડપ્રકૃતિનો કોઈ ચેતનધર્મવાળો અધિષ્ઠાતા હોવો જોઈએ, તે સંકલ્પ પ્રકૃતિના અધિષ્ઠાતા ચેતનરૂપ ઈશ્વરવિના એકલી જડપ્રકૃતિમા સંભવે નહિ, તેથી ઈશ્વરનુ અસ્તિત્વ માનવુ જોઈએ, એવી શંકા થાય તો તેનુ સમાધાન નીચેના સૂત્રવડે કહે છે —

## तत्संनिधानादधिष्ठातृत्वं मणिवत् ॥ ९६ ॥

यथा प्रतिबिम्बितशरीरे मणौ चलत्यचलति शरीरे 'शरीरं चलती' त्यभिमानः, तथा तत्संनिधानात्प्रकृतिप्रतिबिम्बितत्वादात्मनः प्रकृतेः कर्तृत्वं भोक्तृत्वमधिष्ठातृत्वमात्मनोऽभिमन्यते। तस्माच्चेतनोऽधिष्ठातेति भ्रान्तिरिति । तथा च "प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः । अहंकारविमूढात्मा 'कर्ताहमिति' मन्यते" ॥ ९६ ॥

સૂ૰—તેનુ સંનિધાનથી અધિષ્ઠાતાપણુ [ છે, અયસ્કાંત ] મણિની પેઠે ૯૬

વિ૦:—જેવી રીતે ચુંબક (અયસ્કાંતમણિ) પોતાની સમીપતામાત્રથી લોઢાને ચેષ્ટા કરાવનારો થાય છે તેવી રીતે પુરુષ પણ પોતાની સમીપતામાત્રથી જડપ્રકૃતિનો અધિષ્ઠાતા થાય છે. જગત્ કોઇના સંકલ્પપૂર્વક સૃજાયેલું નથી, પણ પુરુષની સમીપ રહેલી પ્રકૃતિજ પુરુષોના ભોગમોક્ષમાટે જગતને આકારે પરિણામ પામેલી છે. ૯૬

જો ચેતનરૂપ પુરુષને વાસ્તવિક અધિષ્ઠાતાપણું નથી તો મરી ગયેલા શરીરને આહારાદિ ક્રિયાની પ્રાપ્તિ થશે, અર્થાત્ ચેતનવિનાનાં મૃત શરીરો પણ આહારાદિ કરી શકવાં જોઇએ, એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

## विशेषकार्येष्वपि जीवानाम् ॥ ९७ ॥

वायुयुक्तो बुद्ध्यादिर्जीवः, न त्वात्मा जीवः । आहारादिविशेषकार्येऽपि जीवानामेव कर्तृत्वं, आत्मनोऽपरिणामित्वात् ॥ ९७ ॥

સૂ૦:—વિશેષકાર્યોમાં પણ જીવોનું [ કર્તાપણું છે. ] ૯૭

વિ૦:—પ્રાણાદિસહિત ચૈતન્યના પ્રતિબિંબયુક્ત બુદ્ધિનું (અંતઃકરણનું) નામ જીવ છે. એ જીવજ આહારાદિ કર્મોનો કર્તા છે, એકલો પુરુષ તેનો કર્તા નથી. પુરુષ અને બુદ્ધિ એ બંનેના સંનિધાનવિના બેમાંના એકથી કોઇ પણ ક્રિયા થઇ શકે નહિ, તેથી *મુડદાથી આહારાદિ ન થઇ શકે તે યોગ્યજ છે ૯૭

જ્યારે પુરુષમાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી ત્યારે તેને જ્ઞાનનો ઉપદેશ શામાટે કરવો જોઇએ એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

## सिद्धरूपबोद्धृत्वाद्वाक्यार्थोपदेशः ॥ ९८ ॥

उत्तरसूत्रस्यांतःकरणस्येति पदमनुपंजनीयम् । [ वाक्यार्थोपदेशोऽन्तःकरणस्येत्यन्तमेकं सूत्रं वा ] । तेनायमर्थः । सिद्धरूपबोद्धृत्वात् तात्त्विकरूपबोद्धृत्वान्महतोऽन्तःकरणस्य वाक्यार्थोपदेशः । तत्प्रतिबिम्बितत्वाच्च पुरुषस्य बोद्धृत्वाभिमानः ॥ ९८ ॥

સૂ૦:—સિદ્ધરૂપના બોધકપણાથી વાકયાર્થનો ઉપદેશ [ સંભવી શકે છે. ] ૯૮

વિ૦:—પુરુષના પ્રતિબિંબના તથા બીજી વસ્તુઓના સ્વરૂપનું પ્રકાશકપણું અંતઃકરણમાં છે પુરુષ તેમાં (બુદ્ધિમાં) પ્રતિબિંબિત થયેલો હોવાથી પુરુષમાં પણ આભિમાનિક અથવા ઔપચારિક જાણવાપણું મનાય છે, તેથી તેને કરવામાં આવતો વાક્યાર્થનો ઉપદેશ વ્યર્થ નથી પોતાના સદ્‌ગુરુની પાસેથી ઉપદેશનાં વાકયો સાભળવાથી શિષ્યના અંતઃકરણમાં પુરુષના સ્વરૂપનો પ્રકાશ કરનારું જ્ઞાન આવિર્ભાવ પામે છે તે જ્ઞાનનો આવિર્ભાવ થવાથી તેના અંતઃકરણમા તે વેળા બીજું જ્ઞાન રહેતું નથી. ક્રમે કરીને તે અંતઃકરણ પણ નિર્મળી ફલના ભૂકાની પેઠે પોતાના કારણ પ્રકૃતિમાં અદૃશ્ય થઇ જાય છે, અને પુરુષ શુદ્ધ, બુદ્ધ ને મુક્ત એવા પોતાના સ્વરૂપમા સ્થિતિવાળો થાય છે ૯૮

જો અંતઃકરણાદિની સમીપતામાત્રથી પુરુષને અધિષ્ઠાતાપણુ પ્રાપ્ત થાય છે, તો તે બેમાં ( અંતઃકરણમાં ને પુરુષમાં ) મુખ્ય અધિષ્ઠાતાપણું કોને છે એવી શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છે—

## अंतःकरणस्य तदुज्ज्वलितत्वाल्लोहवदधिष्ठातृत्वम् ॥ ९९ ॥

अन्तःकरणस्य बुद्धौ पुरुषच्छायापत्त्या तच्चैतन्येनोज्ज्वलितस्य चेतनत्वाभिमानादधिष्ठातृत्वम् । 'लोहवदि' ति यथाकर्षको लोहो निष्क्रियोऽपि संनिधिमात्रेणाकर्षति ॥ ९९ ॥

સૂ૦:—અંતઃકરણનું તેના પ્રકાશયુક્તપણાથી અધિષ્ઠાતાપણું લોઢાની પેઠે [ સંભવે છે. ] ૯૯

વિ૦:—અંત કરણ સંકલ્પરૂપ ધર્મવાળું હોવાથી તેમાં મુખ્ય અધિષ્ઠાતાપણું સભવે છે, પુરુષમા મુખ્ય અધિષ્ઠાતાપણું સંભવતુ નથી. જોકે અંત કરણનું સ્વરૂપ જડ હોવાથી જડ ઘડાની પેઠે તેમા અધિષ્ઠાતાપણું સંભવે નહિ, તોપણ જેવી રીતે અગ્નિવડે તપેલા લોઢામા અગ્નિના સંબંધથી પ્રકાશકપણુ સંભવે છે તેવી રીતે ચેતનના સંબંધથી અંત કરણમા પણ ચેતનના જેવું પ્રકાશકપણુ સભવે છે. તે કારણથી અંત કરણ ઘટાદિના જેવું જડ નથી, પણ તેનાથી કાઇક વિલક્ષણ છે. ૯૯

હવે અનુમાનપ્રમાણનુ લક્ષણ કહે છે —

## प्रतिबंधदृशः प्रतिबद्धज्ञानमनुमानम् ॥ १०० ॥

अविनाभावदर्शिनो व्याप्यज्ञानादनु व्यापकज्ञानमनुमानम् । अनेनान्वयी व्यतिरेकी अन्वयव्यतिरेकी पूर्ववच्छेषवत्सामान्यतो दृष्टं चेति संगृहीतम् । वादिनामपि लक्षणान्यत्रैवान्तर्हितानीति । तथा च "अनुमेयेन संबद्धं प्रसिद्धं च तदन्विते। तदभावे च नास्त्येव तल्लिङ्गमनुमापकम्" ॥१००॥

સૂ૦—વ્યાપ્તિજ્ઞાનવાળાને વ્યાપ્તનું જ્ઞાન [ તે ] અનુમાન. ૧૦૦

વિ૦:—પ્રતિબંધ એટલે વ્યાપ્તિ. (હેતુ ને સાધ્યનુ સાથે રહેવું) જેણે વ્યાપ્તિ જોઇ છે, અથવા જાણી છે તે પ્રતિબંધદૃક્. વ્યાપ્તિ જાણનાર પુરુષને વ્યાપ્ત ( સાધ્ય ) વસ્તુના વિષયનુ જ્ઞાન જે પ્રમાણવડે થાય તે પ્રમાણનું નામ અનુમાનપ્રમાણ કહેવાય છે અનુમાનપ્રમાણથી ઉપજતા જ્ઞાનને અનુમિતિજ્ઞાન કહે છે અદૃશ્ય પદાર્થનુ અનુમિતિજ્ઞાન આ પ્રમાણદ્વારા થાય છે. વિશ્વમાં કાર્યકારણભાવે અથવા નિયમ્યનિયામકસબંધરૂપે બે અથવા તેનાથી અધિક પદાર્થોનો સહચારભાવ જોવામાં આવે છે તેમના તેવી રીતના સહચારીપણાનું નામ પ્રતિબંધ, વ્યાપ્તિ કે અવિનાભાવ કહેવાય એ અનુમાનપ્રમાણની વિશેષ સમજમાટે જિજ્ઞાસુએ [1]શ્રીપાતજ્જલયોગદર્શનની રહસ્યદીપિકાટીકા જોવી ૧૦૦

હવે શબ્દપ્રમાણનું લક્ષણ કહે છે—

## आप्तोपदेशः शब्दः ॥ १०१ ॥

आप्तोपदेशः शब्दः, न त्वाप्तेन कृतः, अपौरुषेयत्वाद्वेदस्य। अपौरुषेयत्वं च पंचमाध्याये 'न पौरुषेयत्वमिति' सूत्रे प्रतिपादयिष्यामः । शब्द इति कारणकथनं, फलं तु शब्दजन्यं ज्ञानं शब्दः, कार्ये कारणोपचारात् । शाक्यादिवाक्यानां वेदविरोधेनायुक्तत्वादाभासत्वम् ॥ १०१ ॥

સૂ૦—આપ્તનો ઉપદેશ [ તે ] શબ્દ. ૧૦૧

વિ૦:—અબાધિત અર્થનો બોધ કરનાર જે શબ્દ હોય છે તે શબ્દ યોગ્યશબ્દ કહેવાય છે એવા યોગ્યશબ્દવાળો યોગ્ય ઉપદેશનુ

[1] આ ગ્રંથ મળવાનુ સ્થલ વ્યવસ્થાપક, આનદાશ્રમ-બીલખા રા ૨-૧૦-૦

નામ શબ્દપ્રમાણ છે. વેદ ભ્રાંતિરહિત અર્થનું પ્રતિપાદન કરે છે, માટે તે શબ્દપ્રમાણમા ગણાય છે. ભ્રાંતિ, પ્રમાદ, ઠગવાની ઇચ્છા, ને બુદ્ધિનું શિથિલપણું એ ચાર દોષોથી રહિત પુરુષ આપ્ત કહેવાય છે તેમનો જે બોધ તે પણ આપ્તોપદેશ એટલે શબ્દરૂપ પ્રમાણ કહેવાય છે. આ શબ્દપ્રમાણનું વિશેષ નિરૂપણ **શ્રી**પાતંજલયોગદર્શનની રહસ્યદીપિકાટીકામાં છે ૧૦૧

હવે પ્રમાણોના પ્રતિપાદનનું ફલ કહે છે:—

## उभयसिद्धिः प्रमाणात्तदुपदेशः ॥ १०२ ॥

वक्ष्यमाणात्प्रमाणात्प्रकृतिपुरुषयोः सिद्धिर्ज्ञानम् । तस्मात्तद्विवेकार्थमुपदेशो युक्त इति ॥ १०२ ॥

**સૂ૦** —પ્રમાણથી બંનેની સિદ્ધિ[ માટે ] તેનો ઉપદેશ [ છે. ] ૧૦૨

**વિ૦:**—ઉપર કહેલા ત્રણ પ્રમાણોથી પુરુષ તથા પ્રકૃતિ એ બંનેની તથા પ્રકૃતિના કાર્યોની સિદ્ધિ અર્થાત્ તેમનુ જ્ઞાન થાય છે, માટે એ ત્રણ પ્રમાણોનો શાસ્ત્રમા મુમુક્ષુના હિતમાટે ઉપદેશ કર્યો છે ૧૦૨

તેમાં પ્રકૃતિપુરુષની સિદ્ધિ અથવા તેમનું જ્ઞાન કયા પ્રમાણવડે થાય તે કહે છે:—

## सामान्यतो दृष्टादुभयसिद्धिः ॥ १०३ ॥

प्रकृतेरप्रत्यक्षत्वात् यत्कार्यं तत्कारणगुणपूर्वकं, कार्यं च त्रिगुणात्मकमिति सामान्येन प्रकृतिसिद्धिः । आत्मनोऽप्र-

स्यक्षत्वेऽपि यत्संहतं तत्परार्थमित्यसंहतः परः सिद्धः । वक्ष्यति च ' संहतपरार्थत्वात् ' ॥ १०३ ॥

સૂ૦ —સામાન્યતો દૃષ્ટથી બંનેની સિદ્ધિ થાય [ છે. ] ૧૦૩

વિ૦:—સામાન્યતો દૃષ્ટ નામના અનુમાનપ્રમાણવડે પ્રકૃતિ તથા પુરુષ એ બંનેની સિદ્ધિ થાય છે

અનુમાનપ્રમાણના ત્રણ પ્રકાર છે, પૂર્વવત્, શેષવત્ અને સામાન્યતો દૃષ્ટ પૂર્વે પ્રત્યક્ષ કરેલી વસ્તુની સજાતીય વસ્તુને વિષય કરનારા અનુમાનને પૂર્વવત્ કહે છે, જેમ પર્વતમા ધૂમાડો જોઈને ત્યા અગ્નિનુ અનુમાનપ્રમાણવડે અનુમિતિજ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છે પૂર્વે રસોડા આદિ સ્થળમા ધૂમાડાની સાથે અગ્નિને જોયેલો છે તેથી પર્વતાદિમા ધૂમાડો જોઈને ત્યા તે અગ્નિના સજાતીય અગ્નિનુ અનુમિતિજ્ઞાન અનુમાનપ્રમાણવડે થાય છે. એમનુ બીજાનાથી ભેદનુ સાધક જે અનુમાન તે શેષવત્ કહેવાય છે, જેમ પૃથ્વીમા ગંધરૂપ હેતુથી જલાદિ અન્ય તત્ત્વોથી તેના ભેદનુ અનુમિતિજ્ઞાન થાય છે એ બંનેથી ભિન્ન પ્રકારનુ એટલે કાર્યવડે કારણનો નિશ્ચય કરાવનારુ અનુમાન સામાન્યતો દૃષ્ટ કહેવાય છે, જેમ રૂપ આદિના જ્ઞાનવડે નેત્રાદિ ઇંદ્રિયોરૂપ કરણોનુ અનુમિતિજ્ઞાન થાય છે પ્રકૃતિપુરુષ બંનેની સિદ્ધિ આ સામાન્યતો દૃષ્ટ નામના અનુમાનપ્રમાણવડે થાય છે મહત્તત્ત્વરૂપ કાર્યદ્વારા તેના ઉપાદાનકારણ પ્રકૃતિની સિદ્ધિ થાય છે અને પ્રકૃતિ આદિ જડ તત્ત્વો પોતાને માટે પ્રવૃત્ત થાય નહિ પણ તે બધા જડ તત્ત્વો મળીને કોઈ બીજાને માટે ( ચેતનને માટે ) પ્રવૃત્ત થવા જોઈએ, જેમને માટે તે બધા પ્રવૃત્ત થાય છે તે પુરુષ છે એમ પુરુષના સદ્ભાવની સિદ્ધિ થાય છે આ અર્થ પૂર્વે ૬૫ મા તથા ૬૬ મા સૂત્રમા કહેવાઈ ગયો છે ૧૦૩

પ્રમાણોનું ફલ જે પ્રમા તેવડે પુરુષને પરિણામીપણું પ્રાપ્ત થશે એવી શંકા થાય તો તેના નિવારણમાટે નીચેના સૂત્રમાં પ્રમાનું સ્વરૂપ કહે છે:—

## चिदवसानो भोगः ॥ १०४ ॥

चित् आत्मा । तद्विवेकावसानो भोगः । यथाऽन्नादिरपि प्रागभावो नश्यति, तथा नित्यायाः प्रकृतेर्विवेकज्ञानपर्यन्तः प्रसवः । अथाभाव एवं, न तु भाव इति । न, अत्राभावत्वं न प्रयोजकं, प्रध्वंसाभावेऽतथादर्शनात् । अथ यथादर्शनं व्यवस्था, अत्राप्येवम् ॥ १०४ ॥

સૂ૦:—ચૈતન્યમાં પર્યવસાનવાળો ભોગ [છે.] ૧૦૪

વિ૦:—ચેતનસ્વરૂપવાળા પુરુષને પ્રકૃતિપુરુષના ભેદજ્ઞાનરૂપ વિવેકજ્ઞાન ન હોવાથી ભોગ એટલે સુખદુ ખાદિનો અનુભવ થાય છે. વસ્તુતાએ ઇંદ્રિયોદ્વારા પ્રકૃતિના કાર્યરૂપ અંત કરણમાં સુખદુ ખાદિનો અનુભવ થાય છે, અને ચેતનરૂપ પુરુ તેમા પ્રતિબિંબિત થાય છે, તેથી અંત કરણના સુખદુ ખાદિનો અનુભવ પુરુષમા પ્રવેશ પામેલો પ્રતીત થાય છે.

પ્રમાણરૂપ અંત કરણની વૃત્તિમા આરૂઢ પ્રકૃતિપુરુષાદિ પ્રમેય (પ્રમાણના વિષય) છે, ને પોતાના સ્વરૂપમાં રહેલા પુરુષમાં પ્રતિબિંબિત પ્રમાવડે પ્રમેયની સિદ્ધિ થાય છે, તેથી પ્રમાનું સ્વરૂપ પુરુષના અવિકારી સ્વરૂપથી ભિન્ન નથી, માટે પુરુષમાં પરિણામિતાદોષ સભવતો નથી ૧૦૪

જો બુદ્ધિ કર્તા છે, તો તેના કર્મનો સુખદુ ખના અનુભવરૂપ ભોગ પણ તે બુદ્ધિનેજ થવો જોઇએ, અકર્તા

પુરુષને ન થવો જોઈએ, એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છે —

## अकर्तुरपि फलोपभोगोऽन्नाद्यवत् ॥ १०५ ॥

यथा सूपकारस्यान्नादिकर्तृत्वमकर्तुरीश्वरस्य फलोपभोक्तृत्वं तथाऽत्रापि । अथोद्देश्यत्वेन कर्तृत्वमीश्वरस्य । अत्राप्यात्मोद्देश्यत्वेन प्रकृतेः प्रसन इति ॥ १०५ ॥

સૂ૦ —અકર્તાને પણ ફલનો ઉપભોગ અન્નનું ભક્ષણ કરનારની પેઠે [ થાય છે ] ૧૦૫

વિ૦ —જેમ રસોયાએ રાંધીને સિદ્ધ કરેલા અન્નાદિનો તેના સ્વામીને ઉપભોગ થાય છે તેમ બુદ્ધિના કર્મનું ફલ જે સુખાકાર-દુઃખાકારવૃત્તિ તેનો અકર્તા પુરુષને ઉપભોગ થાય છે જેમ રાજા આદિ ચડતી સ્થિતિવાળા પુરુષો પોતાના રસોયાએ પોતાને માટે સિદ્ધ કરેલા અન્નાદિને જમે છે, બીજાના રસોયાએ સિદ્ધ કરેલા અન્નાદિને પ્રાયશ જમતા નથી તેવી રીતે પુરુષ જે પોતાની બુદ્ધિનો સ્વામી છે તે પોતાની બુદ્ધિની વૃત્તિના પ્રતિબિંબરૂપ ફલને વિકાર પામ્યા વિના ભોગવે છે, માટે અન્યની બુદ્ધિના કર્મથી અન્ય પુરુષને ફલોપભોગ થતો નથી. જે બુદ્ધિની સાથે જે પુરુષનો અવિવેક હોય છે તે પુરુષ જ તે બુદ્ધિની વૃત્તિના પ્રતિબિંબરૂપ ફલને અસંગ રહીને ગ્રહણ કરે છે ૧૦૫

હવે તેના સંબંધમાં મુખ્ય સિદ્ધાંત કહે છે —

## अविवेकाद्वा तत्सिद्धेः कर्तुः फलावगमः ॥१०६॥

न पुरुषः कर्ता न भोक्ता, किंतु महत्तत्त्वप्रतिबिम्बितत्वात्कर्तृत्वाभिमानः । 'अविवेकाद्वे' ति प्रकृतिपुरुषयो-

र्विवेकाग्रहात। तत्सिद्धेः कर्तुः फलोपभोगाभिमानसिद्धे-रिति॥ १०६॥

સૂ૦ —અથવા અવિવેકથી તેની સિદ્ધિવડે કર્તાને ફલની પ્રાપ્તિ [ થાય છે ] ૧૦૬

વિ૦:—અથવા પ્રકૃતિ તથા પુરુષના અવિવેકવડે કહેલા પ્રકારના ભોગનો પુરુષને કલ્પિત અનુભવ થાય છે અવિવેકકાલે કર્તાપણાવાળી બુદ્ધિની સાથે પુરુષ એકીભૂત થયેનાજેવો જણાય છે, તેથી બુદ્ધિમા રહેલુ કર્મફલ પુરુષમા પ્રતિબિમ્બાકારે પ્રકાશ પામે છે. ૧૦૬

એ વાતને વ્યતિરેકવડે સમજાવે છે —

**नोभयं च तत्त्वाख्याने ॥ १०७ ॥**

विवेकात्तत्त्वज्ञाने नोभयं न कर्तृत्वं न भोक्तृत्व-मिति ॥ १०७ ॥

સૂ૦ —અને તત્ત્વજ્ઞાનમા [ તે ] બને નથી ૧૦૭

વિ૦:—પુરુષને વિવેકજ્ઞાન થવાથી-પ્રકૃતિપુરુષના પૃથક્પણાનો સ્પષ્ટ સાક્ષાત્કાર થવાથી-બુદ્ધિનુ કર્તાપણુ ને પુરુષનુ ભોક્તાપણુ એ બને દૂર થાય છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુરુષ વાસ્તવિક ભોક્તા નથી, પણ માત્ર અવિવેકથી તેમા ભોક્તાપણાનો આરોપ થાય છે ૧૦૭

પ્રમાણુનુ નિરૂપણુ કરીને હવે પ્રમેયની વ્યવસ્થા કહે છે —

**विषयोऽविषयोऽप्यतिदूरादेर्हानोपादानाभ्या-मिंद्रियस्य ॥ १०८ ॥**

इन्द्रियस्य उपादानात्संनन्धात् विषयः । इन्द्रियस्य हानात् सनन्धासंभवात् अविषयः । असंनन्धश्चातिदूरादेरयोग्यत्वात् ॥ अतिदूराद्विपतिं पक्षी नोपलभ्यते, अतिसामीप्याल्लोचनस्थाञ्जनं, व्यवधानात्कुड्यस्थं वस्तु, मनोऽनवस्थाच्छोकादिग्रस्तस्य पार्श्वस्थवस्त्वग्रहणं, सौक्ष्म्यादणो, अभिभवान्मर्दलध्वनिना शंखध्वनिरित्यादिः ॥ १०८ ॥

સૂ૦ —ઇંદ્રિયના અસબંધવડે તથા સબંધવડે અવિષય [ તથા ] વિષય અતિદૂરાદિથી પણ [ થાય છે ] ૧૦૮

વિ૦ —શ્રોત્રાદિ ઇંદ્રિયોનો શબ્દાદિ વિષયોની સાથે સબંધ થવાથી તે શબ્દાદિ વિષયો જ્ઞાત થાય છે અને અતિછેટાપણા આદિને લીધે તેનો સબંધ ન થવાથી તે શબ્દાદિ વિષયો અજ્ઞાત રહે છે વિષયનુ અતિ દૂરપણુ વિષયનુ અતિસમીપપણુ, શ્રોત્રાદિ ઇંદ્રિયોનો નાશ મનનુ કોઇ બીજા વિષયની સાથે જોડાવુ વસ્તુનુ અતિસૂક્ષ્મપણુ વસ્તુનુ દેશના ના કાનના અતરાયવાળાપણુ અભિભવ, ( અન્યવડે તિરોધાન થવુ ) અને સમાનાભિહાર ( સજાતીયની સાથે મળી જવુ ) એ આઠ દોષ પ્રત્ય ક્ષજ્ઞાનના પ્રતિબધક છે એ આઠ દોષો કેવી રીતે પ્રત્યક્ષજ્ઞાન ઉપજવા દેતા નથી તે નીચેના ઉદાહરણોથી સ્પષ્ટ સમજાશે દૂર પણારૂપ દોષથી આકાશમા અતિદૂર ગયેલુ પક્ષી મનુષ્યના જોવામા આવતુ નથી, આખમા આજેલુ આજણ તેની અતિસમીપતાને લીધે પોતાની આખવડે જોઇ શકાતુ નથી આધળાપણુ ને બહેરાપણુ આદિ પ્રાપ્ત થવારૂપ નેત્રાદિ ઇંદ્રિયોના નાશથી તેવા માણસો કોઇ પણ પદાર્થને જોઇ કે શબ્દોને સાભળી શકતા નથી, મન કોઈ બીજા વિષયમાં લાગુ હોય તો તે દોષથી બહારની કોઇ એક ઇંદ્રિયની સાથે સબધ થયેલા પદાર્થનુ મનુષ્યને જ્ઞાન થતુ નથી અતિસૂક્ષ્મપણાને લીધે અનોગીને પરમાણુનુ અને પોતાના ઉપાદાનકારણમા સૂક્ષ્મરૂપે રહેલા કાર્યનુ પ્રત્યક્ષજ્ઞાન થતુ

નથી, ભીંત આદિ આવરણને લીધે ઘરની અંતરની વસ્તુઓ મનુષ્યથી જોઈ શકાતી નથી, ભૂતકાલની ને ભવિષ્યકાલની વસ્તુઓનું જ્ઞાન કાલના અંતરાયથી થતું નથી, સૂર્યના તેજવડે અભિભવ પામવાથી આકાશમા રહેલા તારાઓ દિવસે દેખાતા નથી, અને સમાનાભિહાર-દોષથી મેઘમાંથી પડતાં જલનાં બિંદુઓ નદી આદિના જલમાં ભિન્ન જણાતાં નથી. આ દોષોમા શ્રોત્રાદિ ઇંદ્રિયોનો નાશ અને મનનું અનવસ્થાન એ બે દોષો પ્રમાણમાં રહેલા છે, અને બાકીના ૭ દોષો વિષયમાં રહેલા છે. ૧૦૮

મનુષ્યને પ્રકૃતિની પ્રતીતિ કયા દોષથી થતી નથી તે કહે છેઃ—

## सौक्ष्म्यात्तदनुपलब्धिः ॥ १०९ ॥

**दुरूहत्वं सौक्ष्म्यं, न त्वणुत्वं, प्रकृतेर्विभुत्वात् ॥१०९॥**

સૂ૦:—સૂક્ષ્મપણાથી તેની ( પ્રકૃતિની ) અપ્રતીતિ [ છે. ] ૧૦૯

**વિ૦**—પ્રકૃતિ સૂક્ષ્મ હોવાથી તે પ્રકૃતિનુ મનુષ્યને પ્રત્યક્ષજ્ઞાન થતુ નથી. અહી સૂક્ષ્મનો અર્થ નિરવયવ થાય છે, અણુ એવો નહિ, કેમકે પ્રકૃતિ અણુ નથી, પણ વ્યાપક છે. યોગીઓના ચિત્તમાંથી રજોગુણનો ને તમોગુણનો અભિભવ થઇ જવાથી તેમને તો તે પ્રકૃતિનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે, પણ અન્ય જે સંસારી મનુષ્યો છે તેમને તેનું પ્રત્યક્ષજ્ઞાન ઉપર કહેલા હેતુથી થતુ નથી. ૧૦૯

પ્રકૃતિનો અભાવ હોવાથી તેની પ્રતીતિ થતી નથી, જો સૂક્ષ્મ હોવાથી પ્રકૃતિના પ્રત્યક્ષજ્ઞાનનો અભાવ તમે માનતા હો તો અમે કલ્પના કરશું કે સસલાના શિંગડાંની

પણ તે સૂક્ષ્મ હોવાથી પ્રતીતિ થતી નથી, બાકી સસલાના શિંગડા એ વસ્તુ તો છે, એવી અમારી કલ્પનાથી સસલાના શિંગડાની પણ સિદ્ધિ થવી જોઈએ, એવી શકા પૂર્વપક્ષી કરે તો તેનુ નિવારણ કરે છે —

## कार्यदर्शनात्तदुपलब्धेः ॥ ११० ॥

यथा घटदर्शनात्परमाणुज्ञानं, तथा निगुणकार्यदर्शनात्प्रकृतिज्ञानम् ॥ ११० ॥

સૂ० —કાર્યના દર્શનથી તેના જ્ઞાનવડે [ તેની સિદ્ધિ થાય છે ] ૧૧૦

[વિ० —કોઈ પણ કાર્યની સિદ્ધિ તેના કારણવિના થઈ શકતી નથી ત્રિગુણાત્મક જગદ્રૂપ કાર્ય જોવાથી તેનુ કારણ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ છે એવુ અનુમિતિજ્ઞાન થાય છે સસારીઓને-અયોગીઓને-પ્રકૃતિનુ પ્રત્યક્ષજ્ઞાન સભવે નહિ, માટે તેના સૂક્ષ્મપણાની કલ્પના સભવે છે, પણ સસલાના શિંગડાની તો કોઈ પણ કાર્યદ્વારા સિદ્ધ થતી નથી માટે તેનો તો અત્યતાભાવજ છે, સૂક્ષ્મરૂપે તેનો સદ્ભાવ નથી ૧૧૦

તેમા પૂર્વપક્ષી સશય કરે છે –

## वादिविप्रतिपत्तेस्तदसिद्धिरिति चेत् ॥ १११ ॥

तदसिद्धिः प्रधानासिद्धिः ॥ १११ ।

સૂ० —શંકા –વાદીના વિવાદથી તેની અસિદ્ધિ છે ] ઇતિ ૧૧૧

વિ૦:—શંકા:–ઉત્પત્તિની પહેલા પોતાના ઉપાદાનકારણમા કાર્યનું હોવુ તે સત્કાર્ય કહેવાય છે. સત્કાર્યના સંબંધમા તાર્કિકાદિ વાદીઓનો વિવાદ હોવાથી જગદ્રૂપ કાર્યવડે તેના કારણરૂપ પ્રકૃતિનુ અનુમાન સિદ્ધ થઇ શકતુ નથી, અર્થાત્ ઉત્પત્તિની પહેલા જો જગદ્રૂપ કાર્યની સિદ્ધિ ( સત્પણું ) હોય તો આધારવિના કાર્યની સ્થિતિ ન થાય, તેથી કાર્યના આધારરૂપ–ઉપાદાનકારણરૂપ–જે પ્રકૃતિ તેની સિદ્ધિ થાય, પણ તેમ નથી ઉત્પત્તિની પહેલા કાર્યનું સત્પણુ નહિ પણ તે વેળા તેનું અસત્પણુ છે. આના અમારા પૂર્વપક્ષથી પ્રકૃતિની સિદ્ધિ થઇ શકતી નથી ૧૧૧

હવે એ શંકાનુ ઉત્તર આપે છેઃ—

## तथाप्येकतरदृष्टयाऽन्यतरासिद्धेर्नापलापः ॥ ११२॥

यदि वादिविप्रतिपत्तिमात्रेण पक्षासिद्धत्वं, विपक्षेऽपि विप्रतिपत्तिरस्तीति कथं तत्सिद्धिः । यदि व्याप्यज्ञानाद्व्यापकज्ञानस्याविनाभावित्वात्पक्षसिद्धिः, ममाप्येवमिति न कार्यादनुमानापलापः ॥ ११२ ॥

સૂ૦ —તથાપિ [બેમાના] એકની દૃષ્ટિવડે [બેમાંના] એકની સિદ્ધિથી [ અમારું અનુમાન ] મિથ્યા નથી. ૧૧૨

વિ૦:—સમાધાન –જો વાદીઓના વિવાદથીજ અમારો પક્ષ અસિદ્ધ થાય, તો તમારા પક્ષમા પણ અમારા જેવા અન્ય વાદીઓનો વિવાદ હોવાથી તમારા મતની પણ સિદ્ધિ શી રીતે થશે ? એ પક્ષમાનો એક પક્ષ જે યોગ્ય હોય તેની સિદ્ધિ થવી જોઇએ. કદાચ ઉત્પત્તિની પહેલા કાર્ય સત્ નથી એમ તમને સંતોષ આપવામાટે અમે માનીએ તોપણ કારણવિના કાર્યની સિદ્ધિ થતી નથી આ

વાત લગભગ બધા વાદીઓને મતે સિદ્ધ છે, માટે પ્રકૃતિ એ આ જગતનું આદિકારણ છે એમ અનુમાનપ્રમાણવડે નિર્વિવાદરીતે સિદ્ધ થાય છે. ૧૧૨

ભલે જગદ્રૂપ કાર્યથી તેના કારણનું અનુમાનપ્રમાણવડે જ્ઞાન થાઓ, પણ તે કારણ પ્રકૃતિજ છે એમ શા ઉપરથી કહેવાય એવી શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

## त्रिविधविरोधापत्तेश्च ॥ ११३ ॥

*त्रिविधो गुणः, सत्त्वरजस्तमांसि । तद्विरोधस्तच्छून्यं जगद्भवेत् । न चैवं दृश्यत इति ॥ ११३ ॥*

સૂ૦ઃ—વળી ત્રણ પ્રકારના વિરોધની પ્રાપ્તિથી [ પણ પ્રકૃતિ આ જગતનું કારણ છે. ] ૧૧૩

વિ૦—જો ત્રણ ગુણરૂપ પ્રકૃતિ આ જગતનું કારણ ન હોત, તો તેના કાર્યરૂપ આ જગત્ ત્રણ ગુણવિનાનું હોત, પણ આ જગત જ્યારે સુખ, દુઃખ ને મોહવડે સત્ત્વ રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણવાળું પ્રતીત થાય છે ત્યારે તેનુ ઉપાદાનકારણ પણ અવશ્ય કોઇ ત્રણ ગુણવાળું નક્કી કરવું જોઇએ ત્રણ ગુણ અને પ્રકૃતિ એ એકજ અર્થવાળા શબ્દો છે. આવી રીતે આ જગત્નુ ઉપાદાનકારણ પ્રકૃતિ છે, અન્ય નથી એમ સિદ્ધ થાય છે. ૧૧૩

હવે ઉત્પત્તિની પહેલાં પોતાના ઉપાદાનકારણમાં કાર્ય હોય છે એમ કહેનારા સત્કાર્યવાદમાં હેતુ કહે છેઃ—

## नासदुत्पादो नृशृंगवत् ॥ ११४ ॥

असदेकस्वभावं नृशृंगादि, सदेकस्वभावमाकाशादि, सदसत्स्वभावा घटादय इति कथं नृशृंगतुल्यत्वम्। तन्न, घटादीनां प्रागभावसमयेऽसत्त्वं, नृशृंगादीनां सर्वदाऽसत्त्वमिति द्वयोः को विशेषः?। घटादीनां जन्मदर्शनं विशेष इति चेत्, एतदेव चिन्त्यते, एतदेवोत्तरमित्यहो नैपुण्यम् ॥ ११४ ॥

સૂ૦—માણસના શિંગડાની પેઠે અસત્‌ની ઉત્પત્તિ નથી. ૧૧૪

વિ૦—જો તમે ઉપાદાનકારણમાં કાર્યને અસત્ માનો તો જેમ અસત્ જે માણસનાં શિંગડા તેની ઉત્પત્તિ થતી નથી તેમ ઘટપટાદિ કોઇ પણ કાર્યની તેના ઉપાદાનકારણમાંથી ઉત્પત્તિ થઇ શકશે નહિ, તેથી ઉત્પત્તિની પહેલાં કાર્યનો પોતાના ઉપાદાનકારણમાં સદ્‌ભાવ માનવો જોઈએ. ૧૧૪

અસત્‌ની ઉત્પત્તિ થતી નથી તેમાં હેતુ કહે છેઃ—

## उपादाननियमात् ॥ ११५ ॥

कारणसंबन्धात्कार्यस्य। संबंधश्च विद्यमानयोरेव, अन्यथा सर्वदा सर्वत्र कार्योत्पत्तिः स्यात् ॥ ११५ ॥

સૂ૦:–ઉપાદાનના નિયમથી [ પણ એમજ સિદ્ધ થાય છે. ] ૧૧૫

વિ૦—માટીમાંથી ઘડો ઉપજે છે અને તંતુઓમાંથી લૂગડું ઉત્પન્ન થાય છે. આમ પોતપોતાના ઉપાદાનકારણમાંથીજ કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થતી નિયમપૂર્વક જોવામાં આવે છે. અસદ્રૂપ કાર્યની ઉત્પત્તિ માનવાથી એ નિયમનો ભંગ થશે. જેમ તંતુઓમાં લૂગડું પૂર્વે

અસત્ છે ને પછી ઉત્પન્ન થાય છે. તેમ માટીમા પણ પૂર્વે લૂગડું અસત્ છે તેમાથી લૂગડાની અને તંતુઓમા પણ પૂર્વે ઘડો અસત્ છે તેમાંથી ઘડાની ઉત્પત્તિ થવી જોઈએ, પણ એમ થતું હોય એવું ક્યાંઇ પણ જોવામાં આવતું નથી, માટે સિદ્ધ થાય છે કે ઉપાદાનકારણમાં ઉત્પત્તિની પહેલાં કાર્યની અનાગત (ભાવિ) અવસ્થા છે તે અનાગત અવસ્થા પ્રત્યેક કાર્યની તે તે કાર્યના ઉપાદાનકારણમાં રહે છે, તેથી સત્કાર્યવાદમાં આગળ કહેલો દોષ આવતો નથી. ૧૧૫

કાર્યના ઉપાદાનકારણના નિયમમાં પ્રમાણ કહે છેઃ—

## सर्वत्र सर्वदा सर्वासंभवात् ॥ ११६ ॥

व्यक्तम् ॥ ११६ ॥

સૂ૦ઃ—સર્વત્ર સર્વદા સર્વના અસંભવથી [અસત્કાર્યવાદ ખોટો છે.] ૧૧૬

વિ૦—જો ઉપાદાનકારણવિના કાર્યની ઉત્પત્તિ થઇ શકતી હોય તો સર્વ દેશમા ને સર્વ કાળમા સર્વ કાર્યો ઉત્પન્ન થવા જોઈએ, પણ બધા દેશમાં ને બધા કાળમા બધાં કાર્યોની ઉત્પત્તિ થવાનો અસંભવ લોકપ્રસિદ્ધ છે, તેથી અસત્કાર્યવાદને ખોટો ગણી કાર્યનો પોતાના ઉપાદાનકારણમા સદ્ભાવ અંગીકાર કરવાની આવશ્યકતા છે. ૧૧૬

વળી સદ્રૂપ કાર્યની ઉત્પત્તિ માનવામાં બીજો હેતુ દેખાડે છેઃ—

## शक्तस्य शक्यकरणात् ॥ ११७ ॥

शक्तस्य शक्तिः शक्यविषया वा न वा । शक्यविषया चेत्, शक्यस्य सत्त्वं वाच्यम् । नेतिपक्षे तन्तुतो घटोत्पत्तिस्तदवस्था ॥ ११७ ॥

सू०:-शक्तिवाळाना शकयना करणुथी [ पण एमज नक्की थाय छे. ] ११७

वि० -जे कार्य जे उपादानकारणमा शक्तिरूपे ( सूक्ष्मरूपे ) विद्यमान होय तेज कार्य ते उपादानकारणमांथी उत्पन्न थाय छे. माटीमां घडा शक्तिरूपे रहे छे, तेथीज घडो माटीमांथी उत्पन्न थाय छे, माटे सद्रूप कार्यनीज उत्पत्ति थाय छे, असद्रूप कार्यनी उत्पत्ति थती नथी आ व्यभिचारविनानो नियम छे ११७

वळी तेमां अन्य हेतु कहे छे:-

## कारणभावाच्च ॥११८॥

कार्यकारणयोरेकत्वात् । घटाकारेण परिणतोऽपि मृद्रूपतां न जहाति । न च सदसतोरेकत्वम् । यदि द्वयोरेकत्वं, मृत्पिंडेनापि जलाहरणं कर्तव्यम् । भवेदेवं, यद्यत्यन्ताभेदः स्यात्, भेदाभेदपक्षे तु न कश्चिद्दोष इति । तथा च । "असत्वान्नास्ति संबंधः कारणैः सत्त्वसंगिभिः । असंबद्धस्य चोत्पत्तिमिच्छतो न व्यवस्थितिः ॥" "नासतो विद्यते भावो नाभावो विद्यते सतः। उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः"॥११८

सू०—वळी कारणना भावथी [ पण असतनी उत्पत्ति न थाय. ] ११८

वि०:-उत्पत्तिनी पहेला कार्यकारणनुं एकपणु होवाथी घडा आदिने आकारे परिणाम पाम्या छता पण माटी आदिनुं पोतानु रूप जतु नथी, अर्थात् कार्यमा उपादानकारण रहे छे. जो उपादानकारणमा कार्यनो अभाव होय तो कोइ पण रीते ते बनेनु ऐक्य प्रतीत थाय नहि आ हेतुथी पण असत्कार्यनी उत्पत्तिनु निवारण थाय छे ११८

આ શાસ્ત્રે માનેલા સત્કાર્યવાદમા પૂર્વપક્ષી શકા કરે છે –

## न भावे भावयोगश्चेत् ॥ ११९ ॥

यदि भावे कारणे भावस्य कार्यस्य विद्यमानस्य योग उत्पत्तिः, तदा 'भविष्यति घटः, उत्पद्यते, नष्ट' इति व्यपदेशो न स्यात् ॥ ११९ ॥

સૂ૦ —શંકા –ભાવમા ભાવનો સભવ નથી ૧૧૯

વિ૦ —શકા–અસત્ પદાર્થની તેના ઉપાદાનકારણમાથી ઉત્પત્તિ થાય છે કાર્ય જો પોતાના ઉપાદાનકારણમા વિદ્યમાન હોય તો પછી ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ થઇ એમ લોકમા કહેવાય છે તે કેમ કહેવાય ? માટે ઉપાદાનકારણમા ઉત્પત્તિની પૂર્વે કાર્ય હોતું નથી ૧૧૮

સિદ્ધાતી તેનું ઉત્તર આપે છે –

## नाभिव्यक्तिनिबन्धनौ व्यवहाराव्यवहारौ ॥१२०॥

यथा शुक्लपटस्य मलिनस्य क्षालनादिना शुक्लत्वमभिव्यज्यते, तथा कुलालव्यापाराद्घटोऽभिव्यज्यते, मुद्गराभिघाताच्चिरोभूयते । दृष्ट च, अभिव्यक्ति पीडनेन तिलेपु तैलस्य, दोहनेन गनि पयस', अनघातेन धान्ये तण्डुलानामित्यादि । तस्मादभिव्यक्तिनिबन्धनौ शब्दप्रयोगार्थक्रियाभेदाविति । १२० ॥

સૂ૦ —વ્યવહાર ને અવ્યવહાર અભિવ્યક્તિના નિમિત્તથી [ થાય છે, તેથી એમ ] નથી ૧૨૦

વિ૦:—કાર્યને પ્રકટ કરનારાં નિમિત્તકારણોવડે કોઇ પણ કાર્યની પોતાના ઉપાદાનકારણમાંથી અભિવ્યક્તિ ( પ્રકટતા ) થવાથી તેની ઉત્પત્તિ થઇ એવો વ્યવહાર લોકોમાં થાય છે, ને ઉત્પત્તિની પહેલાં તેનો પોતાના ઉપાદાનકારણમાં તિરોભાવ હોવાથી તેની ઉત્પત્તિના વ્યવહારનો લોકોમાં અભાવ રહે છે. અભિવ્યક્તિ એટલે વર્તમાનકાલમાં કાર્યની પ્રકટ અવસ્થા. કુંભારની ક્રિયાથી માટીમાં અપ્રકટ રહેલા ઘડાની અભિવ્યક્તિ થાય છે, અને તે ઘડાને ભાંગી નાંખવાથી ક્રમથી તેનો માટીમાં તિરોભાવ થાય છે. તલને પીલવાથી તે તલમાંથી તેલની અભિવ્યક્તિ થાય છે, ને ગાય આદિને દોવાથી ગાય આદિ પશુઓનાં આંચળોમાંથી દૂધની અભિવ્યક્તિ થાય છે. એવી રીતે સત્કાર્યની અભિવ્યક્તિ થવાનેજ લોકમાં ઉત્પન્ન થવું કહે છે. અસત્‌ની અભિવ્યક્તિ થવી સર્વત્ર સર્વદા અસંભવિત છે. ૧૨૦

તમે જો ઉત્પત્તિની પહેલાં પણ કાર્યને સત્ માનશો તો તે કાર્ય અનાદિ હોવાથી કોઇ પણ કાર્યનો નાશ ન થવો જોઇએ, પણ કાર્યનો નાશ તો આપણા જોવામાં આવે છે, એવી શંકા વાદી કરે તો તેનું સમાધાન કરે છે:—

## नाशः कारणलयः ॥ १२१ ॥

मुद्गराभिघाताद्घटस्य कारणे लयः, तन्निबन्धनो नाश इति शब्दार्थक्रियाभेदौ । यदि लयः पुनरुद्भवो दृश्येत, न च दृश्यत इति । मूढैर्न दृश्यते, विवेचकैर्दृश्यत एव । तथा हि, तन्तौ नष्टे मृद्रूपेण परिणामः, मृदश्च कार्पासवृक्षरूपेण परिणामः, तस्य पुष्पफलतन्तुरूपेण परिणामः । एवं सर्वे भावाः ॥ १२१ ॥

સૂ૦:—કારણમાં લય [ એ ] નાશ [ છે. ] ૧૨૧

વિ૦:—કાર્યને પોતાના ઉપાદાનકારણમા લય થવાને લોકો નાશ કહે છે. કોઇ પણ કાર્યનો આત્યતિક ( અન્વયવિના ) નાશ થતો નથી, પણ સર્વ કાર્યો પોતપોતાના કાર્યરૂપ આકારનો પરિત્યાગ કરીને પોતપોતાના ઉપાદાનકારણરૂપ ભાવને પામીને રહે છે જો અતીત તથા અનાગત વસ્તુ ન હોય તો પોતાના ચિત્તની વૃત્તિનો તે વસ્તુની સાથે સબધ ન થનાથી સિદ્ધ યોગીઓને અતીત ને અનાગત વસ્તુઓનુ જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન તેમને ન થવુ જોઇએ, માટે પ્રત્યેક વસ્તુનો નાશ થયા પછી પણ તેની અતિસૂક્ષ્મરૂપે પોતાના ઉપાદાનકારણમા સ્થિતિ રહે છે એમ માનવુ જોઇએ

શકા:—કાર્યની અભિવ્યક્તિ સત્ છે ? કિંવા સત્ નથી ? જો તે સત્ છે એમ કહેશો તો તે કાર્યની ઉત્પત્તિની પહેલાં પણ તેની અભિવ્યક્તિ હોવાથી તે કાર્યનુ મનુષ્યોને પ્રત્યક્ષ જ્ઞાન થવુ જોઇએ, અને ઘટ આદિને માટે કુભાર આદિ નિમિત્તકારણોના વ્યાપારની પણ અગત્ય ન રહેવી જોઇએ અને તમે જો અભિવ્યક્તિને અસત્ કહેશો તો તેથી તમારા સત્કાર્યવાદની સિદ્ધિ નહિ થાય

સમાધાન:—બધા કાર્યોની સર્વદા સૂક્ષ્મ અભિવ્યક્તિ માનવાથી સત્કાર્યવાદનો હાનિ થતી નથી, અને તે અભિવ્યક્તિની વર્તમાનાવસ્થા કાર્યના નિમિત્તકારણના વ્યાપારથી થાય છે, માટે તેમનો વ્યાપાર પણ મિથ્યા નથી આમ હોવાથી તમારી શકા નિરર્થક છે ૧૨૧

તમારો સત્કાર્યવાદ છે, તેની સિદ્ધિમાટે જો તમે અભિવ્યક્તિની અભિવ્યક્તિ, ને તેની પણ અભિવ્યક્તિ એમ પરપરા માનશો તો તમારા મતમા અનવસ્થાદોષ આવશે, એમ જો વાદી શકા કરે તો તે શકાનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કરે છે —

**पारम्पर्यतोऽन्वेषणा बीजांकुरवत् ॥ १२२ ॥**

भवत्वमिव्यक्तिसहस्रं, तथापि न दोषोऽनादित्वा-द्वीजांकुरवदिति ॥ १२२ ॥

સૂ૦:—બીજ ને અંકુરની પેઠે પરંપરાવડે અવલોકન [ કરવુ. ] ૧૨૨

વિ૦:—અમારા મતમા અભિવ્યક્તિના ક્રમની પરંપરા માનવામાં આવે છે, તેથી તેમાં અનવસ્થાદોષ આવતો નથી. જેમ બીજમાથી અંકુરની અને અંકુરમાંથી પરિણામે બીજની ઉત્પત્તિ થાય છે તેમાં અનવસ્થાદોષ માનવામાં આવતો નથી તેમ આ અનવસ્થા પણ પ્રમાણવડે સિદ્ધ હોવાથી તેમાં અનવસ્થાદોષ માનવામા આવતો નથી ૧૨૨

સત્કાર્યવાદમાં અનવસ્થાદોષ આવતો નથી એમ બીજી યુક્તિદ્વારા સિદ્ધ કરે છે—

## उत्पत्तिवद्वाऽदोषः ॥ १२३ ॥

किमुत्पत्तिरुत्पद्यते न वा। उत्पद्यते चेत्, अस्या अप्युत्पत्तिरित्यनवस्था। नोत्पद्यते चेत्, किमसत्त्वान्नित्यत्वाद्वा। यद्यसत्त्वात्, कदाचिदप्युत्पत्तिर्नास्तीति सर्वदानुपलम्भः स्यात्। अथ नित्यत्वात्, सर्वदा कार्योत्पत्तिः स्यात् ॥ अथोत्पत्तेः-स्वयमेवोत्पत्तिरूपत्वात् किमुत्पत्त्यन्तरकल्पनयेति, तर्ह्यभिव्यक्ते-रप्यभिव्यक्तिरूपत्वात् किमभिव्यक्त्यंतरकल्पनयेति तुल्यम्। तत्र यस्तव सिद्धांतः सोऽस्माकमपि ॥ १२३ ॥

સૂ૦:—અથવા ઉત્પત્તિની પેઠે નિર્દોષ [ છે. ] ૧૨૩

વિ૦:—તમે અસત્કાર્યવાદી ઉત્પત્તિની પહેલા કાર્યનો અભાવ

માનો છો, અને અમે સત્કાર્યવાદી ઉત્પત્તિની પહેલા કાર્યની અનાગતા વસ્થા માનીએ છીએ તમે અસત્કાર્યવાદી જેવી રીતે ઘટાદિક કાર્યોની ઉત્પત્તિને ઉત્પત્તિનું સ્વરૂપ માનો છો, તેનાથી ભિન્ન તેનુ સ્વરૂપ માનતા નથી, તેવી રીતે અમે સત્કાર્યવાદી કાર્યની અભિવ્યક્તિને અભિવ્યક્તિનુ સ્વરૂપ કહેશુ તેથી અમારા સિદ્ધાતમા પણ તમારા સિદ્ધાતની અનવસ્થાદોષની પ્રાપ્તિ નહિ થાય ૧૨૩

હવે પ્રકૃતિના સર્વ કાર્યોનુ સાધર્મ્ય જણાવે છે—

## हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिंगम् ॥ १२४ ॥

हेतुमत् कारणवत् । अनित्यं विनाशि । सक्रियं उपात्तं देहं त्यजत् [ पृथिवी शरीरादयश्च स्पन्दन्ते ] । अनेकं पुरुषभेदात् । आश्रितं स्वकारणे । लिंगं स्वकारणे लयं गच्छतीति ॥ १२४ ॥

**સૂ૦:**—[ વ્યક્ત ] કારણવાળુ, અનિત્ય, અવ્યાપિ, સક્રિય, અનેક, આશ્રિત, [ પ્રકૃતિને ] જણાવનાર, [ સયોગ વાળુ ને પરતન્ત્ર છે ] ૧૨૪

**વિ૦:**—અવ્યક્ત એટલે પ્રકૃતિ, અને વ્યક્ત એટલે પ્રકૃતિના બુદ્ધિ આદિ કાર્યો. અવ્યક્તના એટલે પ્રકૃતિના બધા કાર્યો કારણવાળા, વિનાશ ( પોતાના કારણમા તિરોભાવ ) પામનારા, બધા દેશમા નહિ રહેનારા એટલે પોતાના કારણોમા નહિ વ્યાપી શકનારા, પેસવા-નીકળવા આદિરૂપ પોતપોતાની ક્રિયાવાળાં, સજાતીયભેદવડે ને વિજાતીયભેદવડે અનેક, પોતાના કારણને આશરે રહેલાં, પ્રકૃતિને જણાવનારા, સયોગી ને પરતન્ત્ર છે પ્રકૃતિ પોતાના બધાં કાર્યોની બધી ક્રિયાઓમાં કારણ

હોવાથી તેનામાં માત્ર પોતાની ક્રિયામાંજ કારણપણું નથી. પુરુષોના બહુપણાથી બુદ્ધિ આદિ કાર્યો સજાતીયભેદવડે ને વિજાતીયભેદવડે અનેક છે. બધાં કાર્યોમાં પ્રધાન એકજ રહે છે, તેનો કોઈ પણ કાર્યમાં ભેદ થતો નથી; માટે પ્રધાનમાં અનેકપણાનો ધર્મ સ્વીકારવામાં આવતો નથી. પ્રત્યેક કાર્ય પોતપોતાના કારણને આશરે રહે છે. સાક્ષાત્ વા પરંપરાવડે તે કાર્યો પોતાના કારણરૂપ પ્રકૃતિનો સદ્ભાવ સિદ્ધ કરે છે. તેઓ પ્રયોજનવશાત્ એકબીજાની સાથે સંયોગ પામનારાં છે. તેઓ પોતાનું કાર્ય ઉપજાવવામાં પોતાના કારણની અપેક્ષા રાખનારાં હોવાથી પરતંત્ર છે. ઉપર કહેલા પ્રકૃતિનાં કાર્યોના ધર્મો પ્રકૃતિનાં બધાં કાર્યોના સમાનધર્મો છે, એટલે તેઓ પ્રકૃતિનાં બધાં કાર્યોમાં રહે છે. તે કાર્યોથી વિપરીતધર્મવાળી પ્રકૃતિ છે ૧૨૪

જો તમારા મતમાં પચીશ તત્ત્વો માન્યાં છે, તો જ્ઞાન, સુખ ને ક્રિયા આદિ તત્ત્વોનો તમારા મતમાં અભાવ માન્યો છે કે કેમ ? જો તમારા મતમાં તેમનો અભાવ માન્યો છે એમ કહેશો તો તમારા મતમા દૃષ્ટપરિત્યાગનો દોષ આવશે. કોઈ વસ્તુ દેખાતી હોય છતાં તેની ના કહેવી તે દૃષ્ટપરિત્યાગદોષ કહેવાય છે. કોઈ વાદી ઉપર કહેલી શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

## आंजस्याभेदतो वा गुणसामान्यादेस्तत्सिद्धिः प्रधानव्यपदेशाद्वा ॥ १२५ ॥

आंजस्यात्स्वरूपतः चतुर्विंशतितत्त्वादभेदस्तल्लक्षणयोगाद्गुणसामान्यादीनाम् । तत्सिद्धिः तेष्वेवांतर्भावात्सिद्धिः । वाशब्दः पक्षांतरं सूचयति । 'प्रधानव्यपदेशाद्वा' गुणादीनां

पारम्पर्येण प्रधानकार्यत्वेन कार्यकारणयोरभेदात् प्रधानव्यपदेशादेव गुणादिसिद्धिः। न त्वभावादननुकीर्तनम्॥ १२५॥

સૂ૦:—વસ્તુતાએ અભેદથી ગુણસામાન્યાદિવડે પણ તેની સિદ્ધિ [ થાય છે, ] અથવા પ્રકૃતિ એવા નામથી [ પણ તેની સિદ્ધિ થાય છે. ] ૧૨૫

વિ૦:—પ્રકૃતિ આદિ ચોવીશ તત્વોની ગણત્રી કરવામા ગુણસામાન્યની એટલે જ્ઞાન, સુખ ને ક્રિયાદિ ધર્મોની ગણત્રી ન કરેલી હોય તોપણ વસ્તુતાએ તેઓમા ત્રણ ગુણના લક્ષણો વિદ્યમાન હોવાથી ગુણોના અભેદવડે એ બધાની ગણના કરેલી સિદ્ધ થાય છે વળી ' પ્રધાન " ( સર્વ કાર્યોનું કારણ ) એ નામદ્વારા પણ એ જ્ઞાનસુખાદિનુ ગ્રહણ થઇ જાય છે બીજા મતવાળાના અને અમારા મતના બધા તત્વો પ્રકૃતિ આદિ પચીશ તત્વોની અતરજ આવી જાય છે જેમ સુખમા અને જ્ઞાનમા સત્વગુણનું લક્ષણ વિદ્યમાન હોવાથી તે બનેનો સત્વગુણમા સમાવેશ થાય છે તેમ ક્રિયા આદિ અન્ય પદાર્થોનો પણ તેમના લક્ષણપ્રમાણે ત્રણ ગુણમાના કોઇ એક ગુણની અતર સમાવેશ થાય છે સૂત્રમા વાશબ્દ બીજા પક્ષનુ સૂચન કરવામાટે મૂકેલો છે ૧૨૫

હવે નીચેના સૂત્રવડે પ્રકૃતિ અને તેના કાર્યોનુ સાધર્મ્ય ( મળતા ધર્મવાળાપણુ ) દેખાડે છે—

## त्रिगुणाचेतनत्वादि द्वयोः ॥ १२६ ॥

त्रिगुणमचेतनम्। आदिशब्दात्परार्थत्वम्। द्वयोरिति कार्यकारणयोः ॥ १२६ ॥

સૂ૦:—બનેમા ત્રિગુણવાળાપણુ [ ને ] અચેતનપણું આદિ [ છે ] ૧૨૬

વિ૦—સત્ત્વાદિ ત્રણ ગુણવાળાપણું, અચેતનપણું, દશ્યપણું, પરભોગ્યપણું ને પારણામીપણ ઇત્યાદિ ધર્મો પ્રકૃતિ અને પ્રકૃતિના મહદાદિ કાર્યો એ બંનેમા વિદ્યમાન છે. ૧૨૬

હવે સત્ત્વાદિ ત્રણ ગુણોના અન્યોન્યના વિરુદ્ધ ધર્મોને નીચેના સૂત્રમાં કહે છેઃ—

## प्रीत्यप्रीतिविषादाद्यैर्गुणानामन्योऽन्यं वैधर्म्यम् ॥ १२७ ॥

प्रीतिः सुखम् । आदिशब्दाल्लघु प्रकाशकं सत्त्वम् । अप्रीतिः दुःखम् । आदिशब्दादुपष्टम्भकं चलं रजः । विषादः मोहः । आदिशब्दाद्गुरु वरणकं तमः ॥ १२७ ॥

સૂ૦—પ્રીતિ, અપ્રીતિ ને વિષાદ આદિવડે ગુણોનું અન્યોન્ય વૈધર્મ્ય [ છે. ] ૧૨૭

વિ૦—સુખ, લઘુપણુ ને જ્ઞાન એ સત્ત્વગુણના કાર્યો છે, દુઃખ, લોભ ને ચાંચલ્ય એ રજોગુણના કાર્યો છે અને મોહ, ભારેપણુ ને આવરણુ એ તમોગુણના કાર્યો છે એવી રીતે સત્ત્વાદિ ત્રણે ગુણોનુ સુખાદિ કાર્યોવડે પરસ્પર વિધર્મીપણુ—વિપરીતધર્મવાળાપણુ—છે ૧૨૭

તે ગુણોના એકબીજાથી વિપરીતધર્મોને કહીને હવે તેમનુ પોતપોતામાં સજાતીય અન્યથી સાધર્મ્ય તથા વિજાતીય અન્યથી વૈધર્મ્ય કહે છે—

## लघ्वादिधर्मैः साधर्म्यं वैधर्म्यं च गुणानाम् ।१२८।

लघुचलगुरुत्वैः । अनेन वैधर्म्यमुक्तम् । आदिशब्दा-

त्साधर्म्यं सूचितम्, तच्च पुरुषार्थत्वं अन्योऽन्याभिभवजनन-मिथुनवृत्तित्वम् ॥ १२८ ॥

સૂ૦:—લઘુ આદિ ધર્મોવડે ગુણોનું સાધર્મ્ય ને વૈધર્મ્ય [ છે. ] ૧૨૮

વિ૦:—સર્વ પ્રાણિપદાર્થોમા રહેલા સત્ત્વગુણોનું લઘુપણા આદિ ધર્મોવડે પરસ્પર સાધર્મ્ય ( સમાનધર્મવાળાપણું ) છે, અને તે ધર્મોથી સત્ત્વગુણનું રજોગુણથી તથા તમોગુણથી વૈધર્મ્ય (વિપરીતધર્મવાળાપણુ) છે. ચચલતાદિ ધર્મોએ કરીને સર્વ રજોગુણોનુ પરસ્પર સાધર્મ્ય છે, અને બીજા બે ગુણોથી તે ધર્મોવડે તેનુ વૈધર્મ્ય છે તેવીજ રીતે મોહાદિ ધર્મોથી સર્વ તમોગુણોનું પરસ્પર સાધર્મ્ય છે, અને તે ધર્મોવડે તેનું બીજા બે ગુણોથી વૈધર્મ્ય છે. વળી એ સત્ત્વાદિ ત્રણે ગુણો પોતાના બલવાન્પણાવડે બીજા બેનો અભિભવ કરનારા, ગૌણભાવે રહેલા બેને આશ્રય આપનારા, બલવાન્ થયેલાને ઉત્પન્ન થવા દેનારા ( પરિણામ પામવા દેનારા, ) અને સાથે મળીને રહેનારા છે ૧૨૮

જોકે મહદાદિનું સ્વરૂપ પૂર્વે સિદ્ધ કરેલું છે, તોપણ તેની ઉત્પત્તિમા પ્રત્યક્ષપ્રમાણ ન હોવાથી તેનુ કાર્યપણુ માનવામા કોઇ પ્રમાણ નથી એમ કોઇને શકા થાય તો નીચેના સૂત્રવડે તેનુ સમાધાન કરે છે.—

## उभयान्यत्वात्कार्यत्वं महदादेर्घटादिवत् ॥१२९॥

प्रकृतिपुरुषयोर्नित्ययोरन्यत्वात् । शेष व्यक्तम् ॥१२९॥

સૂ૦:—ઉભયથી અન્યપણાવડે મહદાદિનું ઘટાદિની પેઠે કાર્યપણું [ છે. ] ૧૨૯

વિ૦:—મહત્તત્ત્વ પુરુષનું ભોગ્ય હોવાથી પુરુષરૂપ નથી, અને

વિનાશી હોવાથી તે પ્રકૃતિરૂપ પણ નથી. જેમ ઘડો પ્રકૃતિપુરુષથી ભિન્ન હોવાથી કાર્ય છે તેમ મહત્તત્ત્વ પણ પ્રકૃતિપુરુષથી ભિન્ન હોવાથી પ્રકૃતિનું કાર્ય છે. આવી રીતે અનુમાનપ્રમાણવડે મહત્તત્ત્વથી માંડીને આકાશાદિ પાંચ ભૂતોસુધીના પદાર્થોનું તથા ભૌતિક પદાર્થોનું કાર્યપણું સિદ્ધ થાય છે. ૧૨૯

વળી મહત્તત્ત્વના કાર્યપણામાં બીજો હેતુ કહે છે:—

## परिमाणात् ॥ १३० ॥

परिमितत्वात् ॥ १३० ॥

સૂ૦:—પરિમાણથી [ પણ તેનું કાર્યપણું છે. ] ૧૩૦

વિ૦:—મહત્તત્ત્વ પરિમિત એટલે પરિચ્છિન્ન ( અવ્યાપક ) હોવાથી પણ કાર્યરૂપ છે. જે પદાર્થ પરિમિત હોય છે તે પદાર્થ કાર્યરૂપ હોય છે, જેમ ઘટાદિ. નિત્યવસ્તુનું પરિમિતપણું-પરિચ્છિન્નપણું-ને કાર્યપણું સંભવતું નથી. ૧૩૦

એ સંબંધમાં બીજી યુક્તિ જણાવે છે:—

## समन्वयात् ॥ १३१ ॥

प्रधानेन सह सम्यगन्वयात् प्रधानगुणानां सर्वपदार्थेषु दर्शनात् ॥ १३१ ॥

સૂ૦:—સમન્વયથી [ પણ તેનું કાર્યપણું છે. ] ૧૩૧

વિ૦:—એ મહત્તત્ત્વમાં તેના કારણરૂપ પ્રકૃતિમાં રહેલા સત્ત્વાદિ ત્રણ ગુણોના સુખાદિ ધર્મોનો સદ્ભાવ જોવામાં આવે છે, માટે પણ તે પ્રકૃતિનું કાર્ય છે એમ નક્કી થાય છે. ૧૩૧

વળી તેના કાર્યપણામાં અન્ય હેતુ દર્શાવે છે:—

## शक्तितश्चेति ॥ १३२ ॥

कारणशक्त्या कार्यं प्रवर्तेत इति महदादयः क्षीणाः सन्तः प्रकृत्यनुपूरणेन कार्यं जनयन्ति । अन्यथा प्रवृत्तिशीलत्वात्सर्वदा कार्यं जनयेयुः ॥ १३२ ॥

સૂ૦ —વળી કરણથી [ પણ તેનુ કાર્યપણુ છે ] ઇતિ ૧૩૨

વિ૦—શક્તિ એટને કરણ જેમ આખ આદિ કરણ ( રૂપાદિના જ્ઞાનનુ સાધન ) છે, માટે તે કાર્ય છે, તેમ પુરુષને શ્રોત્રાદિ ઈંદ્રિયોએ અર્પણ કરેલા શબ્દાદિ વિષયોનુ સાક્ષાત્ બોધન ( નિવેદન ) કરવાથી, બુદ્ધિ ( મહત્તત્ત્વ ) પણ કરણ છે, માટે તે કાર્ય છે મહત્તત્ત્વનુ કાર્યપણુ સિદ્ધ થવાથી અહંકારાદિનુ પણ કાર્યપણુ સિદ્ધ થાય છે સૂત્રમા ઇતિશબ્દ કાર્યપણાના સાધક હેતુઓની સમાપ્તિ જણાવવામાટે છે ૧૩૨

હવે વ્યતિરેકનામની યુક્તિવડે તેનુ કાર્યપણુ સૂચવે છે —

## तद्धाने प्रकृतिः पुरुषो वा ॥ १३३ ॥

कार्यमकार्यं च कोटिद्वयम् । कार्यताहाने प्रकृतौ पुरुषे वा महदादीनां प्रवेश इति ॥ १३३ ॥

સૂ૦ —તેની ( કાર્યપણાની ) નિવૃત્તિમા [ તે ] પ્રકૃતિ અથવા પુરુષ [ છે ? ] ૧૩૩

વિ૦—જો તમે મહત્તત્ત્વનુ કાર્યપણુ ન સ્વીકારશો તો તેને શુ પુરુષ કહેશો ? અથવા પ્રકૃતિ કહેવી ? આ જગતમા પદાર્થોની કાર્ય અને અકાર્ય એવી બે કોટિ જણાય છે મહત્તત્ત્વની કાર્યતાની નિવૃત્તિ થયે તેની પ્રકૃતિ કિંવા પુરુષ એ બે અકાર્યમાથી એકમા

ગણના કરવી પડશે, ને એમ માનવુ એ આગળ કહેલા અનુમાન-પ્રમાણથી તથા શબ્દપ્રમાણથી વિરુદ્ધ છે, માટે તે કાર્યજ છે, પ્રકૃતિ કે પુરુષ નથી, એમ નક્કી થાય છે ૧૩૩

અમે પ્રકૃતિપુરુષથી ભિન્ન મહત્તત્ત્વને નિત્ય માનશુ એવી શકા વાદી કરે તો તે શકાનો સૂત્રકારશ્રી પરિહાર કરે છે —

## तयोरन्यत्वे तुच्छत्वम् ॥ १३४ ॥

तयोः कार्याकार्ययोरन्यत्वे महदादीनां तुच्छरूपत्वं अभावरूपत्वम् ॥ १३४ ॥

સૂ૦ —તેમનાથી (તે બેનાથી) અન્યપણામા [ તેનુ ] તુચ્છપણુ [ થાય ] ૧૩૪

વિ૦:—આ જગત્મા પ્રકૃતિપુરુષથી ભિન્ન કોઇ પણ વસ્તુ અકાર્ય ( કાર્યભાવથી રહિત ) છેજ નહિ અને જો તેમનાથી ભિન્ન કોઇ પણ વસ્તુને તમે અકાર્ય માનો તો તે વસ્તુ અત્યત અસત્-તુચ્છ-છે કારણ અને ભોક્તા એ બેજ કાર્યથી ભિન્ન હોય છે એ સિવાની બીજી કોઈ પણ વસ્તુ કાર્યથી ભિન્ન માનવામા કોઇ પણ પ્રમાણ નથી એવી રીતે કારણરૂપ પ્રકૃતિથી ને ભોક્તારૂપ પુરુષથી ભિન્ન મહત્તત્ત્વ કાર્ય હોવાથી તે અનિત્ય છે, નિત્ય નથી ૧૩૪

આગળ મહત્તત્ત્વાદિના કાર્યને અને સ્વરૂપને વર્ણવેલા છે, ત્યા તેવડે પ્રકૃતિના હોવાનુ જે અનુમાન કર્યું છે તેમા હવે વિશેષ કહે છે —

## कार्यात्कारणानुमानं तत्साहित्यात् ॥ १३५ ॥

भवत्येवं, यत्र कारणरूपं कार्ये न दृश्यते, यथा चन्द्रो-

दयात्समुद्भवद्रथ्यनुमानम् । अत्र तु प्रधानरूपस्य महदादौ दर्शनात्कार्यात्कारणानुमानमेव । तत्साहित्यात्प्रकृतिरूपस्य महदादौ दर्शनात् ॥ १३५ ॥

સૂ૦—કાર્યથી કારણનુ અનુમાન તેની વ્યાપ્તિથી [ થાય છે ] ૧૩૫

વિ૦—કાર્યકારણની વ્યાપ્તિ ( સહાવસ્થાન–સાથે હોવુ ) હોવાથી કોઇ પણ કાર્ય જોવાથી તેના કારણનુ અનુમાન થાય છે મહત્તત્વાદિક કાર્યથી તેના પ્રકૃતિરૂપ કારણનુ આગળ જે અનુમાન કહેવામા આવ્યુ છે ત્યા કાર્યના તટસ્થપણાના નિવારણમાટે કાર્યસહિતજ કારણનુ અનુમાન કરવુ યોગ્ય છે, જેમ તેનરૂપ કાર્ય પોતાના કારણ સ્વવિશિષ્ટતનથી થાય છે તેમ મહત્તત્ત્વ પણ પોતાના કારણ સ્વવિશિષ્ટપ્રધાનથી ઉપજે છે એવી રીતે સર્વત્ર કાર્યસહિત તેમના કારણોનુ અનુમાન કરી લેવુ ૧૩૫

હવે પ્રકૃતિ અને તેના કાર્યોના વિવેકમાટે મહત્તત્ત્વનું સ્વરૂપ જણાવે છે—

## अव्यक्तं त्रिगुणाल्लिंगात् ॥ १३६ ॥

त्रिगुणाल्लिंगात्, लयं गच्छतीति, महत्तत्त्वात् प्रधानमनुमातव्यम् । महत्तत्त्वं चाध्यवसायरूपं व्यक्तं विनाशि प्रत्यक्षमिद्धम् । तेन लिंग्यनुमानम् ॥ १३६ ॥

સૂ૦:—ત્રણ ગુણરૂપ હેતુથી [ મહત્તત્વ ] અવ્યક્ત [ છે ] ૧૩૬

વિ૦—મહત્તત્વનાં ( બુદ્ધિનાં ) ત્રણ ગુણથી થનારા સુખાદિક કાર્યો મનુષ્યને પોતાના મનવડે પ્રત્યક્ષ થાય છે, પરન્તુ અયોગી

માણુસોને મહત્તત્ત્વનુ સ્વરૂપ પ્રત્યક્ષ ન થવાથી પ્રકૃતિની પેઠે મહત્તત્ત્વ પણ અવ્યક્ત ( અપ્રકટ ) ગણાય છે. પ્રકૃતિમા રહેલા ત્રણ ગુણો અને પ્રકૃતિનું સ્વરૂપ એ બનેનુ પ્રત્યક્ષપણુ સાધારણ માણુસોને–અયોગીને–ન હોવાથી પ્રકૃતિ મહત્તત્ત્વથી પણ વધારે અવ્યક્ત ગણાય છે સારાશ કે પ્રકૃતિ પરમ અવ્યક્ત મનાય છે, અને મહત્તત્ત્વ તો પ્રકૃતિથી ઊતરતુ અવ્યક્ત મનાય છે. બાકીના કેટલાંક તત્ત્વો તેથી ઊતરતા અવ્યક્ત ને કેટલાંક તત્ત્વો વ્યક્ત ગણાય છે. આ સૂત્રનો બીજો અર્થ પણ થઈ શકે છે તે આવી રીતે–ત્રણ ગુણવાળા મહત્તત્ત્વથી પ્રકૃતિના સદ્ભાવનું અનુમાન થાય છે. ૧૩૬

પ્રકૃતિના સદ્ભાવમા કોઈ પણ યુક્તિ ન હોવાથી તેનો અભાવ માનવો જોઈએ એમ શકા થાય તો તેનું નિવારણ કરે છે:—

## तत्कार्यतस्तत्सिद्धेर्नापलापः ॥ १३७ ॥

तत्कारणं कार्यमकार्यं वा । कार्यत्वे तत्कारणस्यापि तथात्वे सत्यनवस्था । मूलकार्यत्वे तदेव सेति । 'तत्कार्यत' इति प्रकृतिकार्यतः प्रकृतिसिद्धेर्नापलापः ॥ १३७ ॥

સૂ૦:—તેના કાર્યથી તેની સિદ્ધિથી [ પ્રકૃતિનો ] અભાવ નથી. ૧૩૭

વિ૦—પ્રકૃતિનાં મહત્તત્ત્વાદિ કાર્યોથી પ્રકૃતિના ( પ્રધાનના ) હોવાનું અનુમાન થાય છે, તેથી પ્રકૃતિનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી ૧૩૭

પ્રકૃતિની સિદ્ધિ તેનાં કાર્યોપરથી થાય છે, પણ

પુરુષનુ કોઇ કાર્ય નથી, તો તેની સિદ્ધિ કેવી રીતે થશે એમ શકા થાય તો તે શકાનુ સમાધાન કરે છે —

## सामान्येन विवादाभावाद्धर्मवन्न साधनम् ॥१३८॥

सामान्येन तावदात्मनि विवादो नास्ति, विशेषे हि विवादो 'ऽनेक एको व्यापकोऽव्यापक' इत्यादिः। यथा सर्वस्मिन्दर्शने धर्म इत्यविवादः, धर्मविशेषे हि विप्रतिपत्तिः॥ 'न तत्साधनं' न तत्र कार्यकारणभावः साधनम्। अन्यत्साधनं वक्ष्यामीत्यभिसन्धिः॥ १३८॥

સૂ૦ —ધર્મની પેઠે સામાન્યવડે વિવાદના અભાવથી [ પ્રમાણરૂપ ] સાધનની [ અગત્ય ] નથી ૧૩૮

વિ૦—ધર્મની સામાન્યસત્તાની પેઠે આત્માની (પુરુષની-ની) સામાન્યસત્તામા કોઇ પણ વાદીનો વિવાદ અથવા મતભેદ ન હોવાથી તેનુ સાધક પ્રમાણ બતાવવાનુ પ્રયોજન રહેતુ નથી આત્માનુ સામાન્ય અસ્તિત્વ સર્વ લોકો ને દર્શનવાળાઓ સ્વીકારે છે 'હુ છુ કે નથી એવો સશય કોઈ પણ ભ્રાતિરહિત માણસ કરતુ નથી ' હુ છુ એમ સૌ કોઈ પોતાનુ અસ્તિત્વ માને છે, એટલે આત્માના એ સાધારણ સ્વરૂપમા કોઇનો કાઇ પણ વિવાદ નથી, પરતુ તેના વિશેષસ્વરૂપમા દેહથી ચેતનસુધીમા આત્મા કોણ ? ને તેનુ સ્વરૂપ કેવુ ? એમા-ભિન ભિન મતો છે, એટલે તેના વિશેષસ્વરૂપમાં પ્રમાણ બતાવવાની અગત્ય રહે છે ધર્મસબધમા પણ એમજ છે ધર્મના સાધારણ સ્વરૂપમાં કોઇનો કાઇ પણ વિવાદ જોવામાં આવતો નથી, પણ ધર્મના વિશેષસ્વરૂપમા સૌ વાદીઓ નાનાપ્રકારના વિવાદ કરે છે વિવાદની વાતમા પોતાનો મત સત્ય કરવામાટે પ્રમાણ બતાવવાની અગત્ય પડે છે જે નિર્વિવાદ વાત હોય તેમા કોઇને કાઇ પ્રમાણ બતાવવાની અગત્ય રહેતી નથી ૧૩૮

શરીરાદિકથી પુરુષના ભિન્નપણાની પ્રતિજ્ઞા કરે છેઃ–

## शरीरादिव्यतिरिक्तः पुमान् ॥ १३९ ॥

व्यक्तम् ॥ १३९ ॥

સૂ૦ઃ—પુરુષ શરીરાદિથી ભિન્ન [ છે. ] ૧૩૯

વિ૦ઃ—પુરુષ એટલે શરીરરૂપ પુરમાં રહેલો આત્મા સ્થૂલ શરીરથી માંડીને પ્રકૃતિપર્યંતનાં ચોવીસ જડ તત્ત્વોથી ભિન્ન ચેતનરૂપ છે. જેનો કોઇ અન્ય પદાર્થમાં સમાવેશ ન થાય તે પદાર્થને તત્ત્વ કહેવામાં આવે છે. પુરુષના શરીરાદિથી ભિન્નપણાનો હેતુ આગળના સૂત્રમાં કહેશે ૧૩૯

ઉપરની પ્રતિજ્ઞામાં હેતુ કહે છેઃ–

## संहतपरार्थत्वात ॥ १४० ॥

यत्संहतं तदसंहतपरार्थम् । संहतपरार्थत्वेऽनवस्था स्यात् । संहतत्वं च गुणानामन्योऽन्यमिथुनभावेन कार्यकारणम् । अथवा द्रवकठिनता संहतत्वम् । तच्च प्रकृत्यादौ तिरोभूतमस्ति, अन्यथा तत्कार्येषु संहततादर्शनप्रसंगात् ॥ १४० ॥

સૂ૦ઃ—સંઘાતના પરાર્થપણાથી [ પુરુષ પ્રકૃતિ આદિથી ભિન્ન છે. ] ૧૪૦

વિ૦ —પ્રકૃતિ આદિ બધી સહત ( મળીને કામ કરનારી ) ભોગ્યવસ્તુ અન્યને માટે છે. તે વસ્તુઓ જેને માટે છે તે દેહાદિથી વિલક્ષણ–ચેતન, અસંહત અને ભોક્તા છે. જોકે " संहतपरार्थत्वात्पुरुषस्य " એ આ અધ્યાયના ૬૬ મા સૂત્રમાં આ હેતુ કહેલો છે, તોપણ અહીં

હેતુઓની ગણનીમાટે તેનુ સ્મરણ કરેલુ છે તેથી અહીં તેની નિરર્થક પુનરુક્તિ થઇ છે એવી શકા ન કરવી ૧૪૦

કહેલી વાતને પુન વિશેષ સ્પષ્ટ કરે છે –

## त्रिगुणादिविपर्ययात् ॥ १४१ ॥

पुरुषे त्रिगुणादिविपर्ययात् तददर्शनात् । आदिशब्दादन्येषां प्रकृतिधर्माणामप्यदर्शनादिति ॥ १४१ ॥

સૂ૦ —ત્રિગુણાદિના વિપર્યયથી [ પુરુષ ભિન્ન છે ] ૧૪૧

વિ૦ —સર્વદા અપરિણામિસ્વભાવવાળા પુરુષમા સુખ દુ ખ અને મોહ એ સત્ત્વાદિ ત્રણ ગુણોના ધર્મો કે બીજા કોઇ પણ પ્રકૃતિના ધર્મો નથી માટે તે પ્રકૃતિથી અને પ્રકૃતિના કાર્યોથી ભિન્ન છે 'હુ સુખી છુ' ઇત્યાદિ પ્રતીતિઓ બુદ્ધિનિષ્ઠ સુખના સ્વામીપણાને લીધે પુરુષમાં થતી જણાય છે એ પ્રતીતિઓથી બુદ્ધિથી ભિન્ન પુરુષમા સુખાદિ ધર્મોની સિદ્ધિ થતી નથી ૧૪૧

તેમા બીજો હેતુ કહે છે –

## अधिष्ठानाच्चेति ॥ १४२ ॥

चेतनो ह्यधिष्ठाता भवति प्रकृतिश्च जडेत्यर्थः ॥ १४२ ॥

સૂ૦ —અને અધિષ્ઠાનથી [ પુરુષ ભિન્ન છે ] ઇતિ ૧૪૨

વિ૦ —પુરુષ શરીરાદિનો અધિષ્ઠાતા છે, માટે તે અધિષ્ઠેય ( અધિષ્ઠાતાને અધીન વર્તનાર ) શરીરાદિથી ભિન્ન છે પ્રેરક ને અધિષ્ઠાતા પર્યાય છે જેમ અધિષ્ઠેય રથથી અધિષ્ઠાતા સારથિ ભિન્ન

છે તેમ અધિષ્ઠેય શરીરાદિથી અધિષ્ઠાતા પુરુષ પણ ભિન્નજ છે, તે બંને એક નથી ૧૪૨

હવે એ વાતમાં સહકારી યુક્તિ કહે છેઃ—

## भोक्तृभावात् ॥ १४३ ॥

भोग्या प्रकृतिः, भोक्ता पुरुषः। यद्यपि कूटस्थत्वादात्मनो भोक्तृत्वं नास्ति, तथापि बुद्धिच्छायापत्त्येत्युक्तम् ॥ १४३॥

સૂ૦:—ભોક્તૃભાવથી [ પણ પુરુષ શરીરાદિથી ભિન્ન છે. ] ૧૪૩

વિ૦ —પ્રકૃતિ ભોગ્યા ને પુરુષ ભોક્તા કહેવાય છે જોકે પુરુષ ( આત્મા ) કૂટસ્થ ( અવિકારી ) હોવાથી તેમાં વાસ્તવિક ભોક્તાપણું નથી, તોપણ તેમાં બુદ્ધિનો આભાસ પડવાથી તે ભોક્તા કહેવાય છે. જો કદી શરીરાદિને ( શરીર, ઇંદ્રિય કે અંતઃકરણને ) ભોક્તા માનવામાં આવે તો તેમાં કર્મકર્તૃવિરોધ ( ભોગ્યના ને ભોક્તાના એકપણારૂપ દોષ ) આવે, માટે શરીરાદિ ભોક્તા નથી. ૧૪૩

પુરુષના કૈવલ્યમાટે પ્રકૃતિની પ્રવૃત્તિ થાય છે, તેથી પણ પુરુષ પ્રકૃતિથી ભિન્ન છે એમ કહે છેઃ—

## कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १४४ ॥

त्रिगुणस्वभावत्वात्प्रकृतेर्न स्वभावप्रच्यवः, अनित्यत्व-प्रसङ्गाच्च । यस्यौपाधिका गुणास्तस्य कैवल्यं संभवति । स चात्मेति ॥ १४४ ॥

સૂ૦:—[ પુરુષના ] કૈવલ્યમાટે [ પ્રકૃતિની ] પ્રવૃત્તિથી પણ [ પુરુષ ભિન્ન છે. ] ૧૪૪

સૂ૦—શ્રુતિવડે સિદ્ધનો અભાવ નહિ, તેના પ્રત્યક્ષવડે બાધથી ૧૪૭

વિ૦—અમે કેવળ યુક્તિથીજ નહિ, પરન્તુ ' केवलो निर्गुणश्च ' (આત્મા કેવળ ને નિર્ગુણ છે,) એ શ્રુતિપ્રમાણથી પણ પુરુષનું નિર્ગુણપણુ સિદ્ધ કર્યું છે શ્રુતિનડે સિદ્ધ થતા પદાર્થનો અન્ય કોઇ પણ પ્રમાણવડે બાધ થઇ શકતો નથી "હુ જાણુ છુ' આવી પ્રતીતિ જીવને થાય છે, શુદ્ધ આત્માને એવી પ્રતીતિ થતી નથી. તેથી તેનો ઉપર જણાવેલી શ્રુતિનડે બાધ થાય છે શ્રુતિદ્વારા જો એ પ્રતીતિ નો બાધ તમે નહિ માનો તો "હુ ધોળો છુ" ઇત્યાદિ પ્રતીતિથી દેહને આત્મા માનવો પડશે, ને જો તેમ થશે તો દેહથી આત્મા ભિન્ન છે એમ કહેનારી શ્રુતિઓનો ને તેની સાધક યુક્તિઓનો બાધ થવાથી ચાર્વાક માનેના દેહાત્મવાદની પ્રાપ્તિ થશે, જે વિવેકીઓને સ્વીકારવી યોગ્ય નથી "હુ જાણુ છુ" આ પ્રતીતિ આત્માના જ્ઞાનધર્મને જણાવનારી નથી એમ "હુ ધોળો છુ" એવી દેહમા થતી હુપણાની પ્રત્યક્ષપ્રતીતિવડે બાધ પામવાથી નક્કી થાય છે "सच्चिदेकरसो ह्ययमात्मा" (આ આત્મા સદ્રૂપ, ચેતનરૂપ ને એકરસ છે) આ શ્રુતિ પણ આત્માનુ ચૈતન્યસ્વરૂપ છે એમ કહે છે ૧૪૭

પુરુષને જડ માનવામા બીજુ દૂષણ કહે છે—

## सुषुप्त्याद्यसाक्षित्वम् ॥ १४८ ॥

यद्यात्मा जडः स्यात्, सुषुप्त्यादावसाक्षित्वं अज्ञातृत्वं स्यात्। न चैवं सुखमहमस्वाप्समिति प्रतिभासनात्। आदि-शब्दात्स्वप्नग्रहणम् ॥ १४८ ॥

સૂ૦—[ પુરુષ જડ હોય તો તેનુ ] સુષુપ્તિ આદિનું અસાક્ષીપણુ [ થાય. ] ૧૪૮

વિ૦:—જો આત્મા જડ હોય તો સુષુપ્તિકાલે ( અંત કરણના તથા ઇંદ્રિયોના વિરામના સમયમા ) તેનું ( આત્માનુ ) સાક્ષીપણુ સભવી શકે નહિ સુષુપ્તિકાલમા પણ આત્મા અજ્ઞાનનો તેમજ સુખનો જ્ઞાતા ( પ્રકાશક ) રહે છે, તેથીજ સુષુપ્તિમાથી જાગ્રત્ થયા પછી મનુષ્યને "આજ હુ ગાઢનિદ્રામાં મૂઢ થઇને સુતો હતો, મને કાંઈ ભાન નહોતુ," ને 'આજ હૂ સુખપૂર્વક સુતો હતો," એવી રીતનુ સ્મૃતિજ્ઞાન થાય છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા ચેતનરૂપ છે, જડરૂપ નથી ૧૪૮

હવે પુરુષનુ બહુપણુ સિદ્ધ કરે છે —

## जन्मादिव्यवस्थातः पुरुषबहुत्वम् ॥ १४९ ॥

यद्येक आत्मा, एकस्मिञ्जायमाने सर्वे जायेरन् ॥ १४९ ॥

સૂ૦—જન્માદિની વ્યવસ્થાથી પુરુષનુ બહુપણું [ છે ] ૧૪૯

**વિ૦**—પુરુષના જન્માદિની વ્યવસ્થાની સિદ્ધિ થવામાટે પુરુષોનુ બહુપણુ માનુ જોઇએ જો એક આત્મા માનવામા આવે તો એક આત્માનો જન્મ થયે બધા આત્માના જન્મો થવાનો દોષ આવે વળી પુણ્યવાન્ જીવ સ્વર્ગમા જાય છે, પાપી જીવ નરકમા જાય છે, અજ્ઞાની જીવ બદ્ધ રહે છે ને જ્ઞાની જીવ મુક્ત થાય છે, આવી જે વ્યવસ્થા શ્રુતિસ્મૃતિથી સિદ્ધ છે તે વ્યવસ્થા પણ આત્માને એક માનવાથી નહિ બને, માટે પણ આત્માનુ ( પુરુષનુ ) બહુપણુ માનુ જોઇએ ૧૪૯

બુદ્ધિરૂપ ઉપાધિના ભેદથી પુરુષના બધમોક્ષાદિની વ્યવસ્થા સભવી શકે છે, માટે પુરુષોનુ બહુપણું માનવાનુ

વિ૦—પુરુષના કૈવલ્યમાટે ક્રિયાસ્વભાવવાળી પ્રકૃતિની પ્રવૃત્તિ થાય છે, અક્રિય પુરુષની તેમાટે પ્રવૃત્તિ થતી નથી, આ કારણથી પણ પ્રકૃતિથી પુરુષનુ ભિન્નપણુ સિદ્ધ થાય છે પ્રકૃતિ પ્રવૃત્તિવાળી અથવા પરિણામશીલા છે, અને પુરુષ પ્રવૃત્તિરહિત અથવા અપરિણામી છે ૧૪૪

હવે પુરુષ જ્ઞાનસ્વભાવવાળો છે એમ કહે છે —

## जडप्रकाशायोगात् प्रकाशः ॥ १४५ ॥

जडो न प्रकाशत इति सिद्धम् । यद्यात्मापि जडः स्यात्, तस्याप्यन्येन प्रकाशेन भवितव्यम् । लाघवाच्चात्मैव प्रकाशरूपोऽस्तु । श्रुतिश्च "येनेदं सर्वं विजानाति तं केन विजानीयात्, विज्ञातारमरे केन विजानीयादिति" ॥ १४५ ॥

સૂ૦—જડમા જ્ઞાનના અસભવથી [ પુરુષ ] જ્ઞાન સ્વરૂપ [ છે ] ૧૪૫

વિ૦—જાગ્રતમા ને સ્વપ્નમા મનનો ને આત્માનો સયોગ થવાથી તે વેલા આત્મામા જ્ઞાનગુણ પ્રકટે છે, અને સુષુપ્તિમા મનનો ને આત્માનો સયોગ ન હોવાથી તે વેના આત્મા જડરૂપે રહે છે માટે આત્માનુ સ્વરૂપ જડ (અચેતન) છે, ને મનનો તેની સાથે સયોગ થવાથી તેમા ચેતનગુણ (જ્ઞાનગુણ) ઉત્પન્ન થાય છે, આવો જે તાર્કિકોનો મત છે તે મત ખોટો છે કારણ ઘટ આદિ જે જડ વસ્તુ છે તેમા જેમ કોઇના સયોગથી જ્ઞાનરૂપ ધર્મની ઉત્પત્તિ થતી નથી તેમ જડ આત્મામા પણ મનના સયોગથી જ્ઞાનરૂપ ધર્મની ઉત્પત્તિ સભવે નહિ, માટે સૂર્યાદિક પ્રકાશસ્વભાવવાળા પદાર્થોની પેરે આત્મા પણ જ્ઞાનસ્વભાવવાળોજ છે પૂર્વમીમાંસકો આત્માને ખદ્યોતની (આગીઆની) પેરે જડચેતનઉભયરૂપ માને છે તેમનુ તે માનવુ પણ ખોટુ છે, કેમકે એક ને નિરવયવ આત્મામા વિરોધી ઉભયરૂપપણુ સભવી શકતુ નથી ૧૪૫

જ્ઞાન એ આત્માનો ગુણ નથી, પણ તે તેનો સ્વભાવ છે, એમ કહે છેઃ—

## निर्गुणत्वान्न चिद्धर्मा ॥ १४६ ॥

यद्यात्मनो धर्मयोमः स्यात्, परिणामित्वं स्यात्, ततश्चानिर्मोक्ष इति ॥ १४६ ॥

સૂ૦ઃ—નિર્ગુણપણાથી [ પુરુષ ] જ્ઞાનધર્મવાળો નથી. ૧૪૬

વિ૦ઃ—જ્ઞાન અથવા ચૈતન્ય એ આત્માનો ગુણ નથી, પણ તે તેનો સ્વભાન છે જો તમે જ્ઞાનને આત્માનો ગુણ માનશો તો " साक्षी चेता केवलो निर्गुणश्च " ( આત્મા સાક્ષી, ચેતનરૂપ, કેવલ ને નિર્ગુણ છે, ) ઇત્યાદિ આત્માના નિર્ગુણ સ્વરૂપને કહેનારી શ્રુતિઓની સાથે તમારા મતનો વિરોધ આવશે. બુદ્ધિમા ઉત્પન્ન થતા જ્ઞાન ને ઇચ્છા આદિનુ અનિત્યપણુ લોકોમા પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ છે તે જ્ઞાન ને ઇચ્છા આદિને જો પુરુષના ધર્મો માનવામાં આવે, તો પુરુષને પરિણામીપણાની ને પરિણામે વિનાશીપણાની પ્રાપ્તિ થાય આવી રીતની બીજી અનેક યુક્તિઓદ્વારા પુરુષનુ નિર્ગુણપણુજ સિદ્ધ થાય છે. ૧૪૬

" હુ જાણુ છુ " આવુ ભાન બધા પુરુષોને થાય છે, તે ભાનથી જણાય છે કે જ્ઞાન એ આત્માનો ગુણ છે; માટે જ્ઞાનાદિકને પુરુષના ગુણજ માનવા જોઇએ, એવી શંકા થાય તો તેનું સમાધાન નીચેના સૂત્રવડે કરે છેઃ–

## श्रुत्या सिद्धस्य नापलापस्तत्प्रत्यक्षबाधात् ॥१४७॥

" असंगो ह्ययं पुरुषः " इत्यादिश्रुतिः, गुणयोगे सा बाधिता स्यात् ॥ १४७ ॥

સૂ૦—શ્રુતિવડે સિદ્ધનો અભાવ નહિ, તેના પ્રત્યક્ષવડે બાધથી ૧૪૭

વિ૦—અમે કેવળ યુક્તિથીજ નહિ, પરંતુ ' केवलो निर्गुणश्च ' ( આત્મા કેવળ ને નિર્ગુણ છે, ) એ શ્રુતિપ્રમાણથી પણ પુરુષનુ નિર્ગુણપણુ સિદ્ધ કર્યું છે શ્રુતિવડે સિદ્ધ થતા પદાર્થનો અન્ય કોઈ પણ પ્રમાણવડે બાધ થઇ શકતો નથી ' હુ જાણુ છુ ' આવી પ્રતીતિ જીવને થાય છે, શુદ્ધ આત્માને એવી પ્રતીતિ થતી નથી તેથી તેનો ઉપર જણાવેલી શ્રુતિવડે બાધ થાય છે શ્રુતિદ્વારા જો એ પ્રતીતિનો બાધ તમે નહિ માનો તો " હુ ધોળો છુ " ઇત્યાદિ પ્રતીતિથી દેહને આત્મા માનવો પડશે ને જો તેમ થશે તો દેહથી આત્મા ભિન્ન છે એમ કહેનારી શ્રુતિઓનો ને તેની સાધક યુક્તિઓનો બાધ થવાથી ચાર્વાક માનેલા દેહાત્મવાદની પ્રાપ્તિ થશે, જે વિવેકીઓને સ્વીકારવી યોગ્ય નથી ' હુ જાણુ છુ ' આ પ્રતીતિ આત્માના જ્ઞાનધર્મને જણાવનારી નથી એમ ' હુ ધોળો છુ ' એવી દેહમા થતી હુપણાની પ્રત્યક્ષપ્રતીતિવડે બાધ પામવાથી નક્કી થાય છે सच्चिदेकरसो ह्ययमात्मा ( આ આત્મા સદ્રૂપ, ચેતનરૂપ ને એકરસ છે ) આ શ્રુતિ પણ આત્માનુ ચૈતન્યસ્વરૂપ છે એમ કહે છે ૧૪૭

પુરુષને જડ માનવામા બીજુ દૂષણ કહે છે —

## सुषुप्त्याद्यसाक्षित्वम् ॥ १४८ ॥

यद्यात्मा जडः स्यात्, सुषुप्त्यादावसाक्षित्वं असाक्षित्वं स्यात्। न चैवं सुखमहमस्वाप्समिति प्रतिभासनात्। आदि-शब्दात्स्वप्नग्रहणम् ॥ १४८ ॥

સૂ૦—[ પુરુષ જડ હોય તો તેનુ ] સુષુપ્તિ આદિનુ અસાક્ષીપણુ [ થાય ] ૧૪૮

વિ૦:—જો આત્મા જડ હોય તો સુષુપ્તિકાલે (અંત:કરણના તથા ઇંદ્રિયોના વિરામના સમયમાં) તેનું (આત્માનું) સાક્ષીપણું સંભવી શકે નહિ. સુષુપ્તિકાલમાં પણ આત્મા અજ્ઞાનનો તેમજ સુખનો જ્ઞાતા (પ્રકાશક) રહે છે, તેથીજ સુષુપ્તિમાંથી જાગ્રત્ થયા પછી મનુષ્યને "આજ હુ ગાઢનિદ્રામાં મૂઢ થઇને સુતો હતો, મને કાંઈ ભાન નહોતુ," ને "આજ હુ સુખપૂર્વક સુતો હતો," એવી રીતનુ સ્મૃતિજ્ઞાન થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા ચેતનરૂપ છે, જડરૂપ નથી. ૧૪૮

હવે પુરુષનું બહુપણું સિદ્ધ કરે છે:—

## जन्मादिव्यवस्थातः पुरुषबहुत्वम् ॥ १४९ ॥

यद्येक आत्मा, एकस्मिञ्जायमाने सर्वे जायेरन् ॥ १४९ ॥

સૂ૦—જન્માદિની વ્યવસ્થાથી પુરુષનું બહુપણું [છે.] ૧૪૯

વિ૦:—પુરુષના જન્માદિની વ્યવસ્થાની સિદ્ધિ થવામાટે પુરુષોનું બહુપણું માનવુ જોઇએ. જો એક આત્મા માનવામાં આવે તો એક આત્માનો જન્મ થયે બધા આત્માના જન્મો થવાનો દોષ આવે. વળી પુણ્યવાન્ જીવ સ્વર્ગમાં જાય છે, પાપી જીવ નરકમાં જાય છે, અજ્ઞાની જીવ બદ્ધ રહે છે ને જ્ઞાની જીવ મુક્ત થાય છે, આવી જે વ્યવસ્થા શ્રુતિસ્મૃતિથી સિદ્ધ છે તે વ્યવસ્થા પણ આત્માને એક માનવાથી નહિ બને; માટે પણ આત્માનું (પુરુષનું) બહુપણું માનવુ જોઇએ. ૧૪૯

બુદ્ધિરૂપ ઉપાધિના ભેદથી પુરુષના બંધમોક્ષાદિની વ્યવસ્થા સંભવી શકે છે, માટે પુરુષોનું બહુપણું માનવાનું

કાંઇ પ્રયોજન નથી એમ કોઇ શંકા કરે તો તે શંકાનું નિવારણ કરે છે—

## उपाधिभेदेऽप्येकस्य नानायोग आकाशस्येव घटादिभिः ॥ १५० ॥

यथैकमाकाशं, घटाद्युपाधिभेदाद्घटे नष्टे 'घटाकाशं नष्टमि' ति व्यपदिश्यते, तथैकात्मपक्षेऽपि देहावच्छेदात्तन्नाशे 'आत्मा नष्ट' इति व्यपदेसमात्रम्। नानात्मपक्षेऽप्यन्यथाऽऽत्मनो नित्यत्वात्कथं जन्ममरणव्यवस्थेति ॥ १५० ॥

સૂ૦.—ઉપાધિના ભેદમા પણ એકનો ઘણાની સાથે સબંધ ઘટાદિની [ સાથે ] આકાશની પેઠે [ છે. ] ૧૫૦

વિ૦:—જેમ એકજ આકાશને ઘટાદિના સબંધથી ઘટાદિરૂપ ઉપાધિનો સંયોગ અને મઠાદિના નાશથી મઠાદિરૂપ ઉપાધિનો વિયોગ થાય છે તેમ પુરુષને એકજ માનવામા એક પુરુષને એક અંત કરણનો સંયોગ થવાથી તેને બંધ થયો જોઇએ, અને તેનેજ બીજા અંતઃકરણના નાશવડે તે અંત કરણનો વિયોગ થવાથી તેની મુક્તિ થવી જોઇએ. આમ હોય તો પછી એક પુરુષ બદ્ધ છે ને બીજો પુરુષ મુક્ત છે, એવી જે પ્રતીતિ થાય છે તે પ્રતીતિ ન થવી જોઇએ, પણ એકજ પુરુષ બદ્ધ છે, અને તેજ પુરુષ મુક્ત પણ છે, એવી પ્રતીતિ થવી જોઇએ, પરંતુ એવી પ્રતીતિ થતી નથી જો એકજ આત્માની એકજ કાલે પરસ્પર વિરોધવાળી બે સ્થિતિ માનશો તો મુક્તને પણ બંધની અત્યંતનિવૃત્તિ નહિ સ્વીકારી શકાય. ૧૫૦

જોકે ચેતન એક છે તોપણ ઉપાધિવિશિષ્ટચેતનને કેવલચેતનથી ભિન્ન માનવાથી બંધમોક્ષાદિની વ્યવસ્થા

સંભવી શકે છે, આવી શકા થાય તો તે શકાને ઉત્તર આપે છે—

## उपाधिर्भिद्यते न तु तद्वान् ॥ १५१ ॥

उपाधिर्भिद्यते । न चान्यनाशादन्यत्र नाशव्यवहारोऽतिप्रसंगात् । एकात्मपक्षे च व्यक्त एव विरुद्धधर्माध्यासः, एकस्य बन्धमोक्षाभावात् । आकाशस्य तु धूमादियोगायोगावविरुद्धौ, संयोगस्याव्याप्यवृत्तित्वात् ॥ १५१ ॥

સૂ૦—ઉપાધિ ભેદ પામે છે, પણ તેવાળો [ ભેદ પામતો ] નથી. ૧૫૧

## एवमेकत्वेन परिवर्तमानस्य न विरुद्ध-धर्माध्यासः ॥ १५२ ॥

न विरुद्धधर्माध्यासो भवति ॥ १५२ ॥

સૂ૦:—એવી રીતે એકપણાવડે રહેલાના વિરુદ્ધધર્મનો અધ્યાસ [ સંભવે ] નહિ. ૧૫૨

વિ૦—જે વસ્તુ એકપણાના ભાવથી રહેલી હોય તેમા કોઈ પણ રીતે વિરુદ્ધધર્મનો અધ્યાસ થઇ શકે નહિ. જો આત્મા બહુ હોય તોજ તેમાં તેના દેહાદિમા રહેલા ઉત્પત્તિવિનાશાદિ આરોપિત થઇ શકે, કિન્તુ જો આત્મા એકજ હોય તો તેમા કોઇ પણ રીતે બહુ દેહાદિનાં બહુ ઉત્પત્તિવિનાશાદિ આરોપિત થઈ શકે નહિ. આમ હોવાથી આત્મા બહુ છે, એક નથી. ૧૫૨

એક આત્મા માનવામાં તેના સુખદુ:ખાદિના જ્ઞાનની વ્યવસ્થા પણ નહિ સંભવી શકે એમ પ્રતિપાદન કરે છે:—

## अन्यधर्मत्वेऽपि नारोपात्तत्सिद्धिरेकत्वात् ॥१५३॥

पुरुषकर्तृत्वं भ्रान्तं, अत्र पुरुषाकर्तृत्वस्य सत्यत्वात्, आरोपस्यासत्यत्वात् । न च सत्यासत्ययोः संबन्धस्तात्त्विको भवति । असङ्गित्वादात्मनो न जन्ममरणादि संभवति ॥१५३॥

સૂ૦—અન્યના ધર્મપણામા પણ [ આત્માના ] એકપણાથી આરોપથી તેની સિદ્ધિ [ સંભવે ] નહિ. ૧૫૩

વિ૦:—જો સુખદુ ખાદિને અન્યના એટલે અંત:કરણના ધર્મો માને, અને તેમનો એક પુરુષમાં આરોપ માને, તોપણ એક પુરુ

સુખી છે, ને બીજો પુરુષ દુ ખી છે, એવી વ્યવસ્થા આ જગત્મા જોવામા આવે છે તે નહિ સભવી શકે ઘટાકાશને અને ગૃહાકાશને ઉપાધિવડે ભિન્ન માનવાથી તેમના ઉપાધિના નિમિત્તથી તેમની ભિન્નતાની વ્યવસ્થા સભવે છે જો જીવપણુ આદિ ધર્મોને ઉપાધિવિશિષ્ટમા ગણશો તો ઘટરૂપ ઉપાધિના નાશથી જેમ ઘટાકાશનો નાશ થાય છે તેમ અત કરણરૂપ ઉપાધિના નાશથી જીવનો પણ નાશ થશે, ને જીવનો નાશ થાય છે એમ કહેવુ એ શ્રુતિસ્મૃતિથી ઊલટુ છે, અને એમ માનવાથી મોક્ષનો ને તેના સાધનોનો ઉપદેશ પણ નકામો થઈ પડે છે १५३

જો આત્માને ઘણા માનશો તો અદ્વૈતનુ પ્રતિપાદન કરનારી શ્રુતિસ્મૃતિની સાથે વિરોધ આવશે એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે --

## नाद्वैतश्रुतिविरोधो जातिपरत्वात् ॥ १५४ ॥

व्यक्तम् ॥ १५४ ॥

**સૂ०**---[ અદ્વૈતશ્રુતિના ] જાતિપરપણાથી અદ્વૈતશ્રુતિનો વિરોધ નથી. १५४

**વિ०** —" આત્મા ( પુરુષો ) ઘણા છે " એ અમારુ કથન શ્રુતિથી વિરુદ્ધ નથી, પણ શ્રુતિસમત છે " सदेव सौम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् " ( હે પ્રિયદર્શન ! આ જગત્ આગળ સત્જ હતુ, એકજ અદ્વિતીય હતુ, ) અને " आत्मा वा इदमेक एवाग्र आसीत् " ( પ્રસિદ્ધ આ જગત્ આગળ એકજ આત્મરૂપ હતુ, ) ઇત્યાદિ શ્રુતિઓ પુરુષનુ એકપણુ કહેતી નથી, પણ તેમની આત્મપણારૂપ એકજાતિ કહી તેમના વિજાતીયપણાનો નિષેધ કરે છે સર્વ પુરુષોગ વિરુદ્ધધર્મોનો અભાવ હોવાથી શ્રુતિઓમા તેમનુ જ્ઞાનરૂપ સમાનસ્વભા- વાળાપણુ કહ્યુ છે, એકજ આત્મા છે એમ કહ્યુ નથી. १५४

પુરુષોનું સજાતીયપણું પ્રત્યક્ષ ન થવાથી પુરુષોના સજાતીયપણાનું કથન વિરુદ્ધ છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે —

**विदितबंधकारणस्य दृष्ट्याऽतद्रूपम् ॥ १५५ ॥**

विदितं बन्धकारणं प्रकृतिपुरुषाविवेकादर्शनं यस्य, तस्य दृष्ट्या विवेकज्ञानेन तद्रूप कैवल्यरूपम् ॥ १५५ ॥

સૂ૦ —જેનામાં પ્રસિદ્ધ બંધનું કારણ [ અવિવેક ] છે એવાની દૃષ્ટિવડે તે રૂપ નથી ૧૫૫

વિ૦ —પ્રસિદ્ધ બંધનું કારણ જે અવિવેક તે જેમનામાં છે એવા અવિવેકી પુરુષોને પુરુષોમાં વિજાતીયપણાની ભ્રાંતિ થાય છે એવી ભ્રાંતિથી વિવેકીઓને પ્રતીત થતા પુરુષના સજાતીયપણાનો બાધ થતો નથી નેત્રના યોગ્ય સામર્થ્યવિનાનું ઘુડ દિવસે સૂર્ય ન દેખતાં અંધારું દેખે તેથી કાંઇ સૂર્યના પ્રકાશનો બાધ થાય ? નજ થાય ૧૫૫

હવે પુરુષોનું સજાતીયપણું પ્રતિપાદન કરે છે —

**नांधादृष्ट्या चक्षुष्मतामनुपलंभः ॥ १५६ ॥**

अन्धो न पश्यतीति चक्षुष्मानपि किं नोपलभते। नानात्मवादिनामनेके न्यायाः सन्तीत्यर्थः ॥ १५६ ॥

સૂ૦ —અંધના અદર્શનવડે આંખોવાળાને અદર્શન નથી ૧૫૬

વિ૦ —અંધપુરુષ નેત્રને અભાવે દેખી ન શકે તેથી શું એમ સિદ્ધ થાય કે નેત્રવાળો દેખતો પુરુષ પણ ન દેખી શકે ? તાત્પર્ય કે જ્ઞાનીપુરુષો વિવેકવડે આત્માની સજાતીયતા જોઇ શકે છે અને

અજ્ઞાનીઓ પોતાના અવિવેકને લીધે આત્માની સજાતીયતા જોઇ શકતા નથી. ૧૫૬

અદ્વૈતમતમાં દૂષણ કહે છેઃ—

## वामदेवादिर्मुक्तो नाद्वैतम् ॥ १५७ ॥

पुराणादौ श्रुतं "वामदेवो मुक्तः शुको मुक्त" इत्यादि। यद्येक एवात्मा, एकमुक्तौ सर्वमुक्तेर्भेदश्रुतिबाधः स्यात् ॥१५७॥

સૂ૦:—વામદેવાદિ મુક્ત [ થયા છે, તેથી ] અદ્વૈત નથી. ૧૫૭

વિ૦:—વામદેવઋષિ મોક્ષ પામ્યા છે, ને શુકદેવજીને મુક્તિ મળી છે, એમ શાસ્ત્રમાં સાંભળવામાં આવે છે. હવે જો એકજ આત્મા બધાં શરીરોમાં સ્થિત હોય તો વામદેવાદિની મુક્તિથી અવશ્ય બીજાઓની પણ મુક્તિ થાત, પણ તેમ થયુ નથી; તેથી અદ્વૈતમત યોગ્ય નથી. ૧૫૭

વામદેવાદિને પરમમોક્ષ નથી થયો એમ કોઈ શંકા કરે તો તે શંકાનું નિવારણ કરે છેઃ—

## अनादावद्य यावदभावाद् भविष्यदप्येवम् ॥१५८॥

अनादौ संसारेऽद्य यावच्छून्यताया अदर्शनाद्भविष्यति मुक्तिरिति पक्षे नास्ति प्रमाणम् ॥ १५८ ॥

સૂ૦:—અનાદિથી હમણાંસુધીમાં [ મુક્તિના ] અભાવથી ભવિષ્યમાં પણ એમ [ થાય. ] ૧૫૮

વિ૦:—જો આ અનાદિ સંસારમાં વામદેવાદિ કોઈ પણ પુરુષને હજીસુધી પરમમુક્તિ થઇ નથી એમ કહો તો હવે પછી પણ

કોઈ પુરુષને પરમમુક્તિ નહિ થાય, આવો નિશ્ચય થાય છે, ને જો એમ થશે તો પછી કોઇ પણ પુરુષની પરમમુક્તિના સાધનોમાં પ્રવૃત્તિ થશે નહિ વળી જ્ઞાનવડે પુરુષ અવશ્ય મુક્ત થાય છે આવો જે શ્રુતિસ્મૃતિનો પ્રસિદ્ધ સિદ્ધાંત છે તેની સાથે પણ તમારા કથનનો વિરોધ આવશે ૧૫૮

આ સંસારમાં જ્ઞાનવડે ક્રમથી જો બધા પુરુષોની મુક્તિ થઈ જશે તો પછી આ સંસારનો ઉચ્છેદ થઈ જશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે—

## इदानीमिव सर्वत्र नात्यन्तोच्छेदः ॥ १५९ ॥

अनन्तत्वादात्मनां क्रमेण मुक्तिरपि स्यात्, संसारोच्छेदो ऽपि न स्यात् । इदानीमिव सर्वत्र भविष्यत्कालेऽपि मुक्ति र्भविष्यतीति नात्यन्तोच्छेद स्यात्, प्रवाहनित्यत्वात् ॥ उपाधिविगमो मोक्ष इति पक्षेऽपि सर्वशून्यताप्रसग इति तुल्योऽनुयोगः । यथा नानात्मना क्रमेण मुक्तौ सर्वोच्छेदः, तथा सर्वकर्मोच्छेदे सर्वोपाधिनाशाज्जगच्छून्यं स्यात् । अथोपाधीनामनन्तत्वान्न शून्यता, नानात्मपक्षेऽपि तुल्यत्वम् । तथा च " अत एव हि विद्वत्सु मुच्यमानेषु संततम् । ब्रह्माण्डजीव लोकानामनन्तत्वादशून्यता " ॥ १५९ ॥

સૂ૦ —વર્તમાનની પેઠે સર્વકાલે [ સંસારનો ] અત્યંત અભાવ નથી ૧૫૯

વિ૦ઃ—આ સંસાર અનાદિ છે, આત્માઓ અસંખ્ય છે, ને મુક્તિની પ્રાપ્તિ બહુજ દુર્લભ છે એ બધા કારણોથી આ વર્તમાનકાલની

પેઠે ભવિષ્યકાળમાં પણ આ સંસાર ચાલતો રહેશે, તેનો અત્યંત ઉચ્છેદ નહિ થાય. જો આજસુધી આ સંસાર ચાલુ રહ્યો છે તો હવે પછી તેનો અભાવ થશે તેમાં પ્રમાણ શું ? ૧૫૯

આત્મા બદ્ધ છે કે મુક્ત છે ? જો આત્મા સ્વાભાવિક બદ્ધ હોય તો તેના સ્વરૂપનો નાશ થયા વિના તેનો મોક્ષ નહિ થાય, ને સ્વરૂપનો નાશ માનવાથી તેને અનિત્યપણું પ્રાપ્ત થશે; અને આત્મા જો સ્વાભાવિક મુક્ત હોય તો ધ્યાનાદિને વ્યર્થપણું પ્રાપ્ત થશે, એમ કોઈ શંકા કરે તો તે શંકાના ઉત્તરમાં ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર કહે છેઃ—

## व्यावृत्तोभयरूपः ॥१६० ॥

न बद्धो नायं मुच्यते, किंतु नित्यमुक्तः । अज्ञान-नाशस्तु ध्यानादिना क्रियत इति ॥ १६० ॥

સૂ૦ઃ—[ પુરુષ ] બંને રૂપથી ભિન્ન [ છે. ] ૧૬૦

વિ૦ઃ—સૂક્ષ્મદૃષ્ટિવડે આત્મસ્વરૂપનુ અવલોકન કરતાં જણાય છે કે આત્મા સ્વભાવથી બદ્ધ નથી, તેમ તેને નવી મુક્તિ પ્રાપ્ત થતી નથી. આત્માને પોતાનુ સ્વાભાવિક નિત્યમુક્તપણુ અવિવેકને લીધે નથી અનુભવાતુ એજ તેને બંધ છે, અને એ બંધનો વિવેકજ્ઞાનદ્વારા અભાવ થવો એજ તેની મુક્તિ છે. આત્માને પોતાના કલ્પિત બંધનો અભાવ યોગાનુષ્ઠાન કરવાવડે તેના અંત:કરણની શુદ્ધિ થયે વિવેકજ્ઞાન થવાથી અનુભવાય છે. ૧૬૦

જો દૃશ્યથી ભિન્ન આત્મા હોય તો વિવેકજ્ઞાન પામેલાને પણ દૃશ્યનું સાક્ષીપણું રહેવાથી તેનો મોક્ષ નહિ થાય આવી શંકા થાય તો તે શંકાના ઉત્તરમાં કહે છેઃ—

## साक्षात्संवन्धात्साक्षित्वम् ॥ १६१ ॥

अक्षं इंद्रियम् । तत्संनन्धात्साक्षित्वम् । निवेके च क्वेंद्रिय-संवन्ध इति ॥ १६१ ॥

સૂ૦ —ઇંદ્રિયસાથેના સબધથી [ આત્માનુ ] સાક્ષીપણું [ છે ] ૧૬૧

વિ૦ —અક્ષ એટલે શ્રોત્રાદિ ઇંદ્રિયો અહીં ઇંદ્રિયોના કથનવડે તેના અહકારાદિ કારણો પણ સમજવા ઇંદ્રિયોના અહકારના, મહત્તત્ત્વના ને પ્રકૃતિના સબધકાલે આત્મા સાક્ષી એટલે પ્રકૃતિ આદિનો દ્રષ્ટા ગણાય છે. મુક્તિકાલમા તેને ઇંદ્રિયાદિનો સબધ ન રહેવાથી તે પ્રકૃતિ આદિનો દ્રષ્ટા રહેતો નથી, પણ પોતાના સ્વરૂપમાજ સ્થિત રહે છે ૧૬૧

હવે પુરુષનું નિત્યમુક્તપણુ છે એમ કહે છે —

## नित्यमुक्तत्वम् ॥ १६२ ॥

स्पष्टम् ॥ १६२ ॥

સૂ૦ —[ પુરુષનુ ] નિત્યમુક્તપણુ [ છે ] ૧૬૨

વિ૦ —દુ ખ બુદ્ધિનુ પરિણામ છે પુરુષનુ પરિણામ નથી પુરુષને દુ ખના સબધના અત્યતાભાવરૂપ મુક્તપણુ નિત્યસિદ્ધ છે, અને પ્રતિબિબરૂપ દુ ખના ભોગની નિવૃત્તિ તો તેને વિવેકજ્ઞાનના સાધનો દ્વારા વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થયે થાય છે ૧૬૨

## औदासीन्यं चेति ॥ १६३ ॥

व्यक्तम् ॥ १६३ ॥

સૂ૦ —અને [ તેનુ ] ઉદાસીનપણુ પણ [ છે ] ૧૬૩

વિ૦:—વળી પુરુષમાં ઉદાસીનપણુ રહેલુ છે અહીં કર્તાપણાના

અભાવને ઉદાસીનપણુ કહેલુ છે કર્તાપણુ આદિ ધર્મો બુદ્ધિમા છે, પુરુષમા નથી, તેથી પણ પુરુષ નિત્યમુક્ત છે એમ સિદ્ધ થાય છે. ૧૬૩

હવે પુરુષમાં કર્તાપણાની પ્રતીતિ શાથી થાય છે તે કહે છે.—

## उपरागात्कर्तृत्वं चित्सान्निध्याच्चित्सान्निध्यात् ॥ १६४ ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने प्रथमो विषयाध्यायः ॥ १ ॥

चित्सांनिध्येन प्रकृत्युपरागादात्मनः कर्तृत्वं कर्तृत्वाभिमानः ॥ चित्सांनिध्यादिति वीप्सा परिसमाप्तौ, श्रुतौ तथा दृष्टत्वादिति ॥ १६४ ॥

इति श्रीमदनिरुद्धभट्टविरचितायां श्रीकापिलसांख्यप्रवचनसूत्रवृत्तौ विषयाध्यायः प्रथमः ॥ १ ॥

સૂ૦ —[ બુદ્ધિના ] ઉપરાગથી [ પુરુષમા ] કર્તાપણુ [ આરોપાય છે, ] પુરુષના સમીપપણાથી, પુરુષના સમીપપણાથી. ૧૬૪

વિ૦:—કર્તાપણાના ધર્મવાળી બુદ્ધિ અકર્તા પુરુષના સમીપમા રહેલી છે બુદ્ધિની સમીપતાને લીધે પુરુષમા બુદ્ધિનુ પોતાના ધર્મસહિત પ્રતિબિંબિ પડે છે, તેથી તેનુ કર્તાપણુ પુરુષમા આરોપિત થાય છે વસ્તુતાએ પુરુષ સર્વદા અકર્તા અને નિત્યમુક્ત છે આ અધ્યાયના સમાપ્તિ બતાવવામાટે આ સૂત્રમા चित्सान्निध्यात् એ પદ બે વાર મૂકેલુ છે. ૧૬૪

इति श्रीमत्प्रभुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां प्रथमो विषयाध्यायः ॥ १ ॥

## साक्षात्संबन्धात्साक्षित्वम् ॥ १६१ ॥

अक्षं इंद्रियम् । तत्संबन्धात्साक्षित्वम् । विवेके च क्वेंद्रियसंबन्ध इति ॥ १६१ ॥

સૂ૦:—ઇંદ્રિયસાથેના સંબંધથી [ આત્માનું ] સાક્ષીપણું [ છે. ] ૧૬૧

વિ૦—અક્ષ એટલે શ્રોત્રાદિ ઇંદ્રિયો. અહીં ઇંદ્રિયોના કથનવડે તેનાં અહંકારાદિ કારણો પણ સમજવાં. ઇંદ્રિયોના, અહંકારના, મહત્તત્ત્વના ને પ્રકૃતિના સબંધકાલે આત્મા સાક્ષી એટલે પ્રકૃતિ આદિનો દ્રષ્ટા ગણાય છે. મુક્તિકાલમાં તેને ઇંદ્રિયાદિનો સબંધ ન રહેવાથી તે પ્રકૃતિ આદિનો દ્રષ્ટા રહેતો નથી, પણ પોતાના સ્વરૂપમાજ સ્થિત રહે છે. ૧૬૧

હવે પુરુષનું નિત્યમુક્તપણું છે એમ કહે છેઃ—

## नित्यमुक्तत्वम् ॥ १६२ ॥

स्पष्टम् ॥ १६२ ॥

સૂ૦:—[ પુરુષનું ] નિત્યમુક્તપણું [ છે. ] ૧૬૨

વિ૦:—દુઃખ બુદ્ધિનું પરિણામ છે, પુરુષનું પરિણામ નથી. પુરુષને દુઃખના સબંધના અત્યંતાભાવરૂપ મુક્તપણું નિત્યસિદ્ધ છે, અને પ્રતિબિંબરૂપ દુઃખના ભોગની નિવૃત્તિ તો તેને વિવેકજ્ઞાનના સાધનોદ્વારા વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થયે થાય છે. ૧૬૨

## औदासीन्यं चेति ॥ १६३ ॥

व्यक्तम् ॥ १६३ ॥

સૂ૦:—અને [ તેનું ] ઉદાસીનપણું પણ [ છે. ] ૧૬૩

વિ૦:—વળી પુરુષમાં ઉદાસીનપણું રહેલું છે. અહીં કર્તાપણાના

અભાવને ઉદાસીનપણુ કહેલું છે. કર્તાપણું આદિ ધર્મો બુદ્ધિમાં છે, પુરુષમા નથી, તેથી પણ પુરુષ નિત્યમુક્ત છે એમ સિદ્ધ થાય છે. ૧૬૩

હવે પુરુષમાં કર્તાપણાની પ્રતીતિ શાથી થાય છે તે કહે છેઃ—

## उपरागात्कर्तृत्वं चित्सान्निध्याच्चित्सान्निध्यात् ॥ १६४ ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने प्रथमो विषयाध्यायः ॥ १ ॥

चित्सांनिध्येन प्रकृत्युपरागादात्मनः कर्तृत्वं कर्तृत्वाभिमानः ॥ चित्सांनिध्यादिति वीप्सा परिसमाप्तौ, श्रुतौ तथा दृष्टत्वादिति ॥ १६४ ॥

इति श्रीमदनिरुद्धभट्टविरचितायां श्रीकापिलसांख्यप्रवचनसूत्रवृत्तौ विषयाध्यायः प्रथमः ॥ १ ॥

સૂ૦—[ બુદ્ધિના ] ઉપરાગથી [ પુરુષમાં ] કર્તાપણું [ આરોપાય છે, ] પુરુષના સમીપપણાથી, પુરુષના સમીપપણાથી. ૧૬૪

વિ૦:—કર્તાપણાના ધર્મવાળી બુદ્ધિ અકર્તા પુરુષના સમીપમા રહેલી છે બુદ્ધિની સમીપતાને લીધે પુરુષમા બુદ્ધિનુ પોતાના ધર્મસહિત પ્રતિબિંબ પડે છે, તેથી તેનુ કર્તાપણુ પુરુષમા આરોપિત થાય છે. વસ્તુતાએ પુરુષ સર્વદા અકર્તા અને નિત્યમુક્ત છે. આ અધ્યાયની સમાપ્તિ બતાવવામાટે આ સૂત્રમા चित्सान्निध्यात् એ પદ બે વાર મૂકેલુ છે. ૧૬૪

इति श्रीमन्नथुरामशर्मणा विरचिताया श्रीसांख्यतात्पर्यबोधिन्याख्याया गुर्जरभाषाटीकाया प्रथमो विषयाध्यायः ॥ १ ॥

ॐ

# ॥ २ प्रधानकार्याध्याय ॥

આ ગ્રંથના પહેલા અધ્યાયમા સાંખ્યશાસ્ત્રના વિષયોનું વર્ણન થયુ. હવે આ શાસ્ત્રના બીજા અધ્યાયમાં પુરુષનું અપરિણામીપણુ દર્શાવવામાટે પ્રધાનથી ( પ્રકૃતિથી ) આ જગત્‌ની ઉત્પત્તિ થાય છે એમ કહેવામાં આવશે. પ્રધાનના કાર્યોનુ યથાર્થ જ્ઞાન થયાવિના જિજ્ઞાસુને સ્પષ્ટરીતે પુરુષના સ્વરૂપનો વિવેક થાય નહિ, માટેજ ભગવાન્ સૂત્રકાર આ અધ્યાયમાં પ્રધાનનાં કાર્યોનુ નિરૂપણ કરે છે. તેમાં નીચેના પહેલા સૂત્રમાં આ જગત્‌ની ઉત્પત્તિમાં પ્રયોજન કહે છે:–

## विमुक्तमोक्षार्थं स्वार्थं वा प्रधानस्य ॥ १ ॥

स्वभावविमुक्त आत्मा । तस्याभिमानिकबन्धविमोक्षार्थं प्रधानस्य जगत्कर्तृत्वम् । दुःखसृष्टौ स्वभावादेव वैराग्यान्मोक्षे वै पुरुषः प्रवर्तते । सुखसृष्टौ च दुःखशबलत्वात् सुखस्यापि दुःखपक्षनिक्षेपाद्वैराग्यमेवोपजायते । तच्चतुर्विधं, यतमानसंज्ञा व्यतिरेकसंज्ञा एकेन्द्रियसंज्ञा वशीकारसंज्ञा चेति । हेयं दुःखमनागतमेकविंशतिप्रकारं, शरीरं षडिन्द्रियाणि षड्विषयाः षड्बुद्धयः सुखं दुःखं चेति । तत्र शरीरं दुःखायतनत्वाद्दुःखं, इन्द्रियाणि विषया बुद्धयश्च तत्साधनभावात्, सुखं दुःखानुषङ्गा-

त, दुःखं यातनापीडासंतापात्मकं मुख्यत एवेति । तस्य निर्वर्तकमसाधारणं कारणमविद्या तृष्णा धर्माधर्माविति । अविद्या विपरीतज्ञानं, तत्संस्कारश्च विद्वद्भिरुक्तस्तृष्णादीनामसाधारणो हेतुः । दुःखहानं च दुःखोत्पत्तिनिवृत्तिरात्यन्तिकी । तस्योपायस्तत्त्वज्ञानमात्मविषयं, ततोऽविद्याया निवृत्तेः । तथा चोक्तं "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः" "श्रोतव्यः श्रुतिवाक्येभ्यो मन्तव्यश्चोपपत्तिभिः । मत्वा च सततं ध्येय एते दर्शनहेतवः" ॥ "तरति शोकमात्मविदि" ति । स द्विविधः परश्चापरश्चेति । तथा चोक्तं "द्वे ब्रह्मणी वेदितव्ये, परं चापरमेव चे" ति । विद्यैश्वर्यविशिष्टः संसारधर्मैरीषदप्यसंस्पृष्टः परो भगवान्महेश्वरः सर्वज्ञः सकलजननादिविधाता । स कथं ज्ञातव्यः । अनुमानाद्वा शमाद्वा । तथा हि, विवादाध्यासितमुपलब्धं सकारणकं, अभूत्वा भावित्वात्, चित्रवदित्यनुमानम् । ततः सामान्येनावगतस्य योगेन विशेषतो ज्ञानम् । अपरस्य जीवस्य स्वानुभवादेव सिद्धिः । तयोश्च परापरयोर्विवेकज्ञानाय प्रकृतेः प्रवृत्तिः । तत्र परार्थता वक्ष्यते ॥ स्वार्थता च, यं पुरुषं प्रत्यात्मानं विवेकेन दर्शितवती, तं प्रत्युदास्ते ॥ अचेतनायाः प्रकृतेः कथं प्रवृत्तिः । दृष्टमचेतनानामपि वृक्षाणां फलादिद्वारेण प्रवृत्तिरिति ॥ १ ॥

સૂ૦:—આત્માના મોક્ષમાટે અથવા પ્રધાનના સ્વાર્થમાટે [ પ્રધાનની પ્રવૃત્તિ છે. ] ૧

વિ૦:—વિમુક્તસ્વભાવવાળા–અત્યંતમુક્તસ્વભાવવાળા—આત્માના

આભિમાનિક બંધની નિવૃત્તિમાટે અથવા પોતાના સ્વાભાવિક દુ ખના વિનાશમાટે પ્રધાન આ જગતની ઉત્પત્તિ કરે છે જડ પદાર્થની પ્રવૃત્તિનો કોઈ વાસ્તવિક ઉદ્દેશ કહી શકાય નહિ, પણ તેના ફલનેજ લોકો ઉપચારથી પ્રયોજન અથવા ઉદ્દેશ કહે છે જેમ વૃક્ષની ઉત્પત્તિનુ મુખ્ય પ્રયોજન ફલ મનાય છે તેમ સૃષ્ટિની ઉત્પત્તિનુ મુખ્ય પ્રયોજન મોક્ષ મનાય છે પ્રકૃતિથી રહિત થવુ એ પુરુષનો મોક્ષ અને પુરુષના સબંધથી રહિત થવુ એ પ્રકૃતિનો મોક્ષ છે આ જગતમા બહુધા સર્વત્ર દુ ખનુ બહુપણુ જોવામા આવે છે એમ જાણી જ્યારે પુરુષને વૈરાગ્ય ઉપજે ત્યારેજ તે પુરુષને પ્રયત્નવડે મોક્ષ થાય છે વૈરાગ્ય બે પ્રકારના છે, અપર ને પર તેમા અપરવૈરાગ્યના ચાર પ્રકાર છે, યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર કામક્રોધાદિ આતરશત્રુઓનો પોતાના મનમાથી ત્યાગ કરવામાટે તેમા રહેલા દોષોના જ્ઞાનપૂર્વક જે યત્ન થાય તે યતમાનવૈરાગ્ય કહેવાય છે, કામક્રોધાદિ દોષોમાના આટલા દોષોનો મેં આટલે અશે નાશ કર્યો, અને આટલા દોષોનો આટલે અશે નાશ કરવો હજી બાકી છે એમ નિશ્ચય કરી શેષ રહેલા દોષોનો નાશ કરવામાટે જે પ્રયત્ન થાય તે વ્યતિરેકવૈરાગ્ય કહેવાય છે કામક્રોધાદિ દોષોમા ને વિષયોમા દોષદર્શન થઈ તેનો ત્યાગ થાય, પણ માન આદિના સસ્કારો ને વિષયોની સૂક્ષ્મલાલસા મનમા રહે તે એકેન્દ્રિયવૈરાગ્ય કહેવાય છે, અને હુ દોષોને કે વિષયોને વશ નથી, પણ તે દોષો ને વિષયો મારે વશ છે, એવી સ્વતત્ર સમજ પોતાના મનમા ઉપજે તે વશીકારવૈરાગ્ય કહેવાય છે એ વિષયવૈતૃષ્ણ્યરૂપ અપરવૈરાગ્યથી ગુણવૈતૃષ્ણ્યરૂપ પરવૈરાગ્ય ઉત્કૃષ્ટ છે પરવૈરાગ્યમા પુરુષ પોતાના મનનો ને તેમાં પ્રકટતાં સુખ, દુઃખ ને મૂઢતાનો દ્રષ્ટા રહે છે તેનુ વિશેષ વર્ણન **શ્રીપાતજલયોગદર્શન**ની રહસ્યદીપિકાનામની ટીકામા છે ૧

હવે મોક્ષાધિકારી કોણ છે તે કહે છે —

**विरक्तस्य तत्सिद्धेः ॥ २ ॥**

तथा च श्रुतिः " पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ती " ति, " शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति " ॥ २ ॥

સૂ૦:—વિરક્તને તેની ( મોક્ષની ) સિદ્ધિથી [ તે અધિકારી છે. ] ૨

વિ૦:—પરવૈરાગ્યની પ્રાપ્તિદ્વારા તે વિરક્ત પુરુષને કૈવલ્યરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે પ્રકૃતિના સત્ત્વાદિ ત્રણ ગુણોમા તથા તેનાં સુખાદિ પરિણામોમા તૃષ્ણારહિતપણુ થાય તે પરવૈરાગ્ય કહેવાય છે " पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरति " ( પુત્રની વાસના દ્રવ્યની વાસના, અને લોકની વાસનાનો પરિત્યાગ કરીને પછી ભિક્ષાવડે શરીરનો નિર્વાહ કરે છે,—સંન્યાસી થાય છે, ) તથા " शांतो दांत उपरतस्तितिक्षु समाहितो भूत्वाऽऽत्मन्येवात्मान पश्येत् " ( વિવેકી મનુષ્ય શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો અને સમાધાનવાળો થઈ પોતાના શુદ્ધ ચિત્તમાંજ આત્માને અનુભવે, ) ઇત્યાદિ શ્રુતિઓમા પણ વિષયતૃષ્ણારહિત વિરક્ત પુરુષનેજ આત્મસાક્ષાત્કારના અધિકારી કહ્યા છે. ૨

વિષયવૈરાગ્યની પ્રાપ્તિ બધા મનુષ્યોને થતી નથી તેમાં કારણ કહે છે·—

## न श्रवणमात्रात्तत्सिद्धिरनादिवासनाया बलवत्त्वात् ॥ ३ ॥

न श्रवणानन्तरं मोक्षः, किंतु यस्यानादिवासना पटुस्तस्य क्षिप्रं मुक्तिः, अन्यस्य चिरमिति ॥ ३ ॥

સૂ૦ —શ્રવણમાત્રથી તેની ( વૈરાગ્યની ) સિદ્ધિ નથી, અનાદિ વાસનાના બલવાન્‌પણાથી ૩

વિ૦:—પૂર્વના ઘણા જન્મોના પુણ્યોના પરિપાકવડે પુરુષની સત્‌શાસ્ત્રોના શ્રવણમા પ્રવૃત્તિ થાય છે, પણ કેવલ સત્‌શાસ્ત્રોનુ તથા વિષયોમા રહેલા દોષોનુ શ્રવણ કરવાથીજ સર્વ પુરુષોને કાઇ અપરવૈરાગ્યની કે પરવૈરાગ્યની સિદ્ધિ થઈ જતી નથી જ્યારે શ્રોતા મનુષ્યને પુરુષનુ પ્રત્યક્ષ જ્ઞાન થાય ત્યારેજ તે શ્રોતા મનુષ્યને પરવૈરાગ્યની પ્રાપ્તિ થાય છે અનાદિ કાળની વિષયવાસનાનુ પ્રબલપણુ હોવાથી ઘણા પુરુષોના ચિત્તમા વારવાર વિષયચિંતનરૂપ વિક્ષેપ ઉપજી આવે છે, ને તેથી તેમને વિષયવૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી જેની વિષયવાસના નિર્બલ થઇ ગઇ હોય તેનેજ વિષયવૈરાગ્યરૂપ અપરવૈરાગ્યની ને ગુણવૈતૃષ્ણ્યરૂપ પરવૈરાગ્યની પ્રાપ્તિ ઉતાવળે થાય છે, અને અન્યને તો તેમના પ્રયત્નના પ્રમાણમા તેની પ્રાપ્તિ ન્યૂનાધિક વિલમ્બે થાય છે ૩

તેના સબધમા તથા મોક્ષના સબધમા અન્ય યુક્તિ કહે છે —

## बहुभृत्यवद्वा प्रत्येकम् ॥ ४ ॥

यथैकस्य बहवो भृत्या आराधनापराधाभ्यां केचिन्मुच्यन्ते केचित्प्रसादभाजः केचिद्बध्यन्ते, तथा प्रकृतिरेका पुरुषाश्च बहव इति । येषां स्पष्टं विवेकज्ञानं तेषां शीघ्रं, येषामुपासनामात्रं तेषां क्रमेण, अन्येषां नास्त्येव ॥ ४ ॥

સૂ૦ —અથવા બહુ દાસની પેઠે પ્રત્યેકને [ ભિન્ન ભિન્ન સ્થિતિમા રાખે છે ] ૪

વિ૦ —અથવા જેમ કોઇ માણસને ઘણા ચાકરો હોય તેમાથી

કેટલાક ચાકરોને તેમની યોગ્યતાને લીધે દાસપણામાંથી તે સ્વામી શીઘ્ર મોકળા કરે છે, કેટલાક ચાકરોને તે પોતાના કૃપાપાત્ર બનાવીને કેટલીક સમય પોતાના કામમાં રાખે છે, અને કેટલાક ચાકરોને તેમના દોષ-થી તે બંધનમાં રાખે છે, તેમ એક પ્રકૃતિને જાણે પુરુષોરૂપી બહુ ભૃત્યો છે, તેમાંથી જેમને વૈરાગ્યદ્વારા સ્પષ્ટવિવેકજ્ઞાન થાય તેમને તે શીઘ્ર મુક્તિ આપે છે, ઉપાસના કરેનારા પુરુષોને તે સિદ્ધિલાભ આપી વિલંબે મુક્તિ આપે છે, અને અન્ય વિષયાનુરાગી પુરુષોને તે બંધનમાંજ રાખે છે. ૪

ઘણી શ્રુતિઓમાં આત્મામાંથી આ જગત્‌ની ઉત્પત્તિ કથન કરી છે. હવે જો તમે પ્રકૃતિમાંથી આ જગત્‌ની ઉત્પત્તિ માનશો તો તે શ્રુતિઓની સાથે તમારા કથનનો વિરોધ આવશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:–

## प्रकृतिवास्तवे च पुरुषस्याध्याससिद्धिः ॥ ५ ॥

प्रकृतिर्यं प्रत्यात्मानं दर्शितवती तं प्रति प्रकृतेरप्रवर्तनं मोक्षः । यं प्रति प्रवर्तते तं प्रति पुरुषं छायापत्तिरेवाध्यासः, न तात्त्विकः । तथा च "यद्यात्मा मलिनोऽस्वच्छो विकारी स्यात्स्वभावतः । नहि तस्य भवेन्मुक्तिर्जन्मान्तरशतैरपि" ॥५॥

સૂ૦:—પ્રકૃતિની [ કર્તાપણાની ] સત્યતામાંજ પુરુષના [ કર્તાપણાના ] અધ્યાસની સિદ્ધિ [ છે. ] ૫

વિ૦:—અસંગ ને અપરિણામી સ્વભાવવાળા આત્મામાં આ જડ જગત્‌નું વાસ્તવિક કર્તાપણું નથી આ જડ જગત્‌નું વાસ્તવિક કર્તાપણું પરિણામી સ્વભાવવાળી પ્રકૃતિમાં છે. આત્મામાં એ કર્તાપણાનો આરોપ કરીને આત્માને આ જગત્‌નો કર્તા શ્રુતિમાં કહેલ છે. જેમ યોદ્ધાઓના જયપરાજયનો તેમના રાજાઓમાં આરોપ થાય છે તેમ પ્રકૃતિના કર્તાપણાનો પુરુષમાં માત્ર આરોપ થાય છે એમ સમજવું. ૫

આ જગત્ સ્વપ્નસમાન મિથ્યા હોવાથી તેનુ વાસ્તવિક કારણ પ્રકૃતિ છે એમ કહેવાય નહિ એમ શકા થાય તો તેનું નિવારણ કરે છે:—

## कार्यतस्तत्सिद्धेः ॥ ६ ॥

प्रकृतिकार्याणां महदादीनामनिच्छेददर्शनात्प्रकृतेर्नन्धसिद्धिः ॥ ६ ॥

સૂ૦ —કાર્યથી તેની ( પ્રકૃતિની ) સિદ્ધિથી [ તે સત્ય છે. ] ૬

વિ૦ —પ્રકૃતિના કાર્યોમા વ્યાવહારિક સત્યપણુ જણાવાથી તેમનુ કારણ જે પ્રકૃતિ તેમા આ જડ જગતનુ વાસ્તવિક કર્તાપણુ સભવી શકે છે આ જગત્ સ્વપ્નસમાન મિથ્યા છે એમ કહેનારી શ્રુતિઓ આ જગતમાં કૂટસ્થતારૂપ ( અપરિણામીપણારૂપ ) સત્ય પણાના અભાવનુ પ્રતિપાદન કરે છે, તેના અત્યત અસત્યપણાને પ્રતિ પાદન કરતી નથી જો તેના અત્યત અસત્પણાને પ્રતિપાદન કરે છે એમ આપણે માનીએ તો આ જગત્ની ઉત્પત્તિનું કથન કરનારી શ્રુતિઓને ખોટી માનવી પડશે, જે અયોગ્ય છે ૬

પોતાનામા ( પોતાના પરિણામરૂપ બુદ્ધિમા ) રહેલા દુ ખોની નિવૃત્તિમાટે પ્રકૃતિની પ્રવૃત્તિ થાય છે એ પક્ષમા મુક્તપુરુષભણી પણ તેમાટે પ્રકૃતિની પ્રવૃત્તિ થવી જોઇએ એમ શકા થાય તો તેનુ નિવારણ કરે છે —

## चेतनोद्देशान्नियमः कण्टकमोक्षवत् ॥ ७ ॥

यथा कण्टकं दृष्ट्वा कंचित्कश्चिन्निषेधति " अनेन वर्त्मना

मा गाः," न सर्वान्प्रति, तयाधिकाराच्चेतनविशेषोद्देशात्प्रवर्तनं, न सर्वं प्रतीति नियमः ॥ ७ ॥

સૂ૦:--વિવેકજ્ઞાનવાળાના ઉદ્દેશથી નિયમ [ છે, ] કાંટાથી મોકળા થવાની પેઠે. ૭

વિ૦:—જેમ પોતાના માર્ગમાં પડેલા કાંટાને જેણે જોયો છે તેને તે કાંટો દુઃખ આપી શકતો નથી, પણ અજાણ્યો માણસ જેણે પોતાના માર્ગમાં તે કાંટો જોયો નથી તેને તે કાંટો દુઃખ આપે છે, તેમ વિવેકજ્ઞાનવડે જેણે પ્રકૃતિને પોતાનાથી ભિન્ન જાણી છે તેવા કૃતાર્થ પુરુષને તે દુઃખ દઇ શકતી નથી, પણ માત્ર વિવેકજ્ઞાનરહિત અજ્ઞાનીનેજ તે દુઃખ આપી શકે છે ૭

આત્મામાં વાસ્તવિક બંધ નથી એમ કહે છેઃ—

## अन्ययोगेऽपि तत्सिद्धिर्नाञ्जस्येनायोदाहवत् ॥८॥

प्रवर्तकत्वमेव प्रकृतेर्बन्धाय । प्रकृतियोगेऽपि तच्छायापत्त्या पुरुषस्य बन्धाभिमानसिद्धिः । नाञ्जस्येन न तत्त्वतः । 'अयोदाहवदि' ति यथा तप्तलोहयोगाल्लोहो दहतीति मन्यते, न च लोहस्य दाहकत्वं, किंतु संयोगादग्नेरेवेति ॥८॥

સૂ૦:—બીજાના ( પ્રકૃતિના ) સબંધમાં પણ તેની ( બંધની ) સિદ્ધિ વાસ્તવિકરીતે નથી, લોઢાના દાહની પેઠે. ૮

વિ૦:—પુરુષનો અવિવેકવડે પ્રકૃતિની સાથે સંબંધ હોવાથીજ પુરુષને બંધજેવું જણાય છે -તેનામાં બંધનું અભિમાન પ્રકટે છે,-વાસ્તવિકરીતે તેને બંધ નથી. જેમ તપેલા લોઢાથી કોઇ પદાર્થ બળતો હોય તો "લોઢું બાળે છે" એમ લોકોમા કહેવાય છે, પરંતુ તે લોઢામાં પોતાનું દાહકપણું નથી, માત્ર અગ્નિના સંયોગથીજ તેમાં તે

વિ૦:—આ જગત્ની ઉત્પત્તિ અવિવેકવાળા સંસારી પુરુષોના ભોગમાટે તથા સામાન્યવિવેકવાળા મુમુક્ષુ પુરુષોના મોક્ષમાટે થાય છે, પ્રકૃતિના પ્રયોજનમાટે આ જગત્ની ઉત્પત્તિ થતી નથી જેમ પ્રકૃતિ પોતાના પ્રયોજનમાટે મહત્તત્ત્વને ઉત્પન્ન કરતી નથી, પણ પુરુષના ભોગમોક્ષમાટે મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે, તેમ મહત્તત્ત્વ જે અહંકારને ઉત્પન્ન કરે છે અહંકાર જે પાંચ તન્માત્રાઓને તથા અગિયાર ઇંદ્રિયોને ઉત્પન્ન કરે છે, પાંચ તન્માત્રાઓ જે પાંચ ભૂતોને ઉત્પન્ન કરે છે, ને પાંચ ભૂતો જે સ્થાવરજંગમરૂપ પદાર્થોને ઉત્પન્ન કરે છે, તે સર્વને તેઓ પોતપોતાના પ્રયોજનમાટે ઉત્પન્ન કરતા નથી, પણ સંસારી પુરુષોના ભોગમાટે તથા મુમુક્ષુ પુરુષોના મોક્ષમાટે તેમને ઉપજાવે છે ૧૧

*આ સાંખ્યમતમાં દિશા તથા કાલની ગણના ક્યા તત્ત્વમાં કરવી તે કહે છે —*

## दिक्कालावाकाशादिभ्यः ॥ १२ ॥

तत्तदुपाधिभेदादाकाशमेव दिक्कालशब्दवाच्यम् । तस्मादाकाशेऽन्तर्भूतौ ॥ आदिशब्दः संपातायातः । सप्तम्यर्थे पञ्चमी ॥ १२ ॥

સૂ૦:—દિશા ને કાલ આકાશાદિથી [ ભિન્ન નથી. ] ૧૨

વિ૦:—દિશા તથા કાલ એ બંને આકાશતત્ત્વની અંતર આવી જાય છે એ આકાશજ ઉપાધિભેદે કરીને દિશા તથા કાલ એ શબ્દવડે વાચ્ય થાય છે, માટેજ તેમની આગળ કહેલા ચોવીશ જડ તત્ત્વોથી પૃથક્ ગણના કરી નથી. સૂર્યના ઉદય ને અસ્તથી ઉપલક્ષિત જે આકાશ તે દિશા કહેવાય છે, અને તેના ( સૂર્યના ) ગતિરૂપ ક્રિયાથી ઉપલક્ષિત જે આકાશ તે કાલ કહેવાય છે આકા

શાદિથી એમાંના આદિશબ્દથી વાયુ આદિ ચાર ભૂતો ને ભૌતિક પદાર્થો સમજવા. દિશા ને કાલ માત્ર શબ્દરૂપ હોવાથી—વસ્તુરૂપ ન હોવાથી—વાયુ આદિથી પણ તે ભિન્ન નથી. ૧૨

નીચેના સૂત્રવડે મહત્તત્ત્વના સ્વરૂપને જણાવે છે:—

## अध्यवसायो बुद्धिः ॥ १३ ॥

एवमेवेति निश्चयोऽध्यवसायः ॥ १३ ॥

સૂ૦:—નિશ્ચયરૂપ બુદ્ધિ [ છે. ] ૧૩

વિ૦:—નિશ્ચયસ્વભાવવાળી બુદ્ધિનું અન્ય નામ મહત્તત્ત્વ છે. બુદ્ધિની અસાધારણવૃત્તિને નિશ્ચય કહે છે. આ સાંખ્યમતમાં ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી આ સૂત્રમાં બુદ્ધિ તથા તેના નિશ્ચય રૂપ ધર્મનો અભેદ બતાવ્યો છે. ત્રેવીશ વ્યક્તતત્ત્વોમાં મુખ્ય હોવાથી બુદ્ધિને મહાન્—મહત્તત્ત્વ કહે છે. ૧૩

હવે મહત્તત્ત્વનાં કાર્યોને કહે છે:—

## तत्कार्यं धर्मादिः ॥ १४ ॥

धर्मज्ञानवैराग्यैश्वर्याणि। तत्कार्यत्वेनात्मधर्मत्वं निरस्तम्। कार्यकारणयोरभेदादन्वर्भावो दर्शितः ॥ १४ ॥

સૂ૦:—તેનું કાર્ય ધર્માદિ [ છે. ] ૧૪

વિ૦—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ચાર મહત્તત્ત્વનાં કાર્યો ગણાય છે. અહિંસાદિ શુભકર્મો ધર્મ કહેવાય છે, પ્રકૃતિપુરુષનો વિવેક જ્ઞાન કહેવાય છે, પ્રકૃતિમાં ને પ્રકૃતિનાં કાર્યોમાં તૃષ્ણારહિતપણુ થાય તે વૈરાગ્ય કહેવાય છે, અને અણિમાદિ આઠ સિદ્ધિઓ ઐશ્વર્ય કહેવાય છે. શુદ્ધસાત્ત્વિકબુદ્ધિ એ ચારેનું ઉપાદાનકારણ હોવાથી એ ચારેને બુદ્ધિનાં કાર્યો કહેલાં છે. ૧૪

દાહકપણુ જણાય છે, તેમ પુરુષમા પણ પ્રકૃતિના સયોગથીજ બધનુ ભાન થાય છે, વાસ્તવિકરીતે તેમા બધ નથી ૮

પુરુષમા બધમોક્ષ શાવડે પ્રતીત થાય છે તે કહે છે –

**रागविरागयोर्योगः सृष्टिः ॥ ९ ॥**

रागाद्भुक्तिः, वैराग्यान्मुक्तिः । परमार्थतस्तु रागादपि भोगे विषयदोषदर्शनाद्वैराग्यमेवेति ॥ ९ ॥

સૂ૦:—રાગથી સૃષ્ટિ [ને] વિરાગથી યોગ [ છે ] ૯

વિ૦:—અવિવેકવાને પુરુષમા રાગ-પ્રકૃતિમા ને તેના કાર્યોમાં આસક્તિ-હોવાથી તેને જગતના ને દુ ખના સમધરૂપ બધ થાય છે, અને તેના પુણ્યના ઉદયવડે તેને વૈરાગ્ય ઉપજવાથી તેને શ્રવણાદિવડે યોગરૂપ-ચિત્તની વૃત્તિઓના નિરોધરૂપ-મુક્તિ થાય છે " योऽकामो न तस्य प्राणा उत्क्रामन्ति " ( જે પુરુષ કામનારહિત છે તેના પ્રાણો ઉત્ક્રમણુ-અન્ય શરીરમા ગમન કરતા નથી, ) એ શ્રુતિ પણ વિષયતૃષ્ણાથી રહિત થયેલાને મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ કહે છે વાસ્તવિકરીતે જોઇએ તો રાગ ને વૈરાગ્ય પણ પ્રકૃતિમાજ ( તેના કાર્ય ચિત્તમાજ ) છે, પુરુષમા નથી ૯

હવે આ જગતની ઉત્પત્તિનો ક્રમ કહે છે —

**महदादिक्रमेण पंचभूतानाम् ॥ १० ॥**

सृष्टिरिति । क्रमं वक्ष्यति ॥ १० ॥

સૂ૦ —મહદાદિ ક્રમવડે પાચ ભૂતોની [ ઉત્પત્તિ થાય છે ] ૧૦

વિ૦ —સૃષ્ટિ એ પદની પાછળના સૂત્રમાથી આ સૂત્રમા

અનુવૃત્તિ થાય છે. સૃષ્ટિ એટલે ઉત્પત્તિ. પ્રકૃતિથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વથી અહંકાર, અહંકારથી શબ્દાદિ પાંચ 'તન્માત્રાઓ અને મનસહિત અગિયાર ઇંદ્રિયો, અને શબ્દાદિ પાંચ તન્માત્રાઓથી આકાશાદિ પાંચ મહાભૂતોની ક્રમપૂર્વક ઉત્પત્તિ થાય છે. નીચેની મુંડકશ્રુતિમાં પણ એને મળતીજ તેમની ઉત્પત્તિ કહી છેઃ—

" एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ "

ભાવાર્થઃ—તે પ્રકૃતિથી પ્રાણ, (મહત્તત્ત્વ,) મન, સર્વે ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ ને સ્થાવરજંગમને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે.

સાંખ્યમતમાં પ્રાણ એ અંતઃકરણનું સ્થૂલશરીરને ધારણ કરનાર પરિણામવિશેષ મનાય છે, માટે આ શ્રુતિમાં મહત્તત્ત્વને પ્રાણશબ્દવડે કહેલું છે. ૧૦

આ જગત્‌ની ઉત્પત્તિ પ્રકૃતિના સ્વાર્થમાટે થાય છે કે પુરુષને માટે થાય છે તે કહે છેઃ—

## आत्मार्थत्वात्सृष्टेर्नैषामात्मार्थ आरंभः ॥ ११ ॥

पुरुषार्थत्वात्सृष्टेर्नैषा महदादीनामात्मार्थे स्वार्थे आरम्भः । नित्यत्वात्प्रकृतेः स्वार्थारम्भो युक्तः महदादीनां तु कारणलयेन नाशात्सृष्टिमात्रमिति ॥ ११ ॥

સૂ૦:—[જગત્‌ની] ઉત્પત્તિના પુરુષાર્થપણાથી તેમના (મહદાદિના) સ્વાર્થમાટે [જગત્‌નો] આરંભ નથી. ૧૧

વિ૦:—આ જગતની ઉત્પત્તિ અવિવેકવાળા સંસારી પુરુષોના ભોગમાટે તથા સામાન્યવિવેકવાળા મુમુક્ષુ પુરુષોના મોક્ષમાટે થાય છે, પ્રકૃતિના પ્રયોજનમાટે આ જગતની ઉત્પત્તિ થતી નથી જેમ પ્રકૃતિ પોતાના પ્રયોજનમાટે મહત્તત્ત્વને ઉત્પન્ન કરતી નથી, પણ પુરુષના ભોગમોક્ષમાટે મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે, તેમ મહત્તત્ત્વ જે અહંકારને ઉત્પન્ન કરે છે. અહંકાર જે પાંચ તન્માત્રાઓને તથા અગિયાર ઇંદ્રિયોને ઉત્પન્ન કરે છે, પાંચ તન્માત્રાઓ જે પાંચ ભૂતોને ઉત્પન્ન કરે છે, ને પાંચ ભૂતો જે સ્થાવરજંગમરૂપ પદાર્થોને ઉત્પન્ન કરે છે, તે સર્વને તેઓ પોતપોતાના પ્રયોજનમાટે ઉત્પન્ન કરતા નથી, પણ સંસારી પુરુષોના ભોગમાટે તથા મુમુક્ષુ પુરુષોના મોક્ષમાટે તેમને ઉપજાવે છે ૧૧

આ સાંખ્યમતમાં દિશા તથા કાલની ગણના કયા તત્ત્વમાં કરવી તે કહે છેઃ—

## दिक्कालावाकाशादिभ्यः ॥ १२ ॥

तत्तदुपाधिभेदादाकाशमेव दिक्कालशब्दवाच्यम् । तस्मादाकाशेऽन्तर्भूतौ ॥ आदिशब्दः संपातावातः । सप्तम्यर्थे पञ्चमी ॥ १२ ॥

સૂ૦:—દિશા ને કાલ આકાશાદિથી [ ભિન્ન નથી. ] ૧૨

વિ૦:—દિશા તથા કાલ એ બંને આકાશતત્ત્વની અંતર આવી જાય છે એ આકાશજ ઉપાધિભેદે કરીને દિશા તથા કાલ એ શબ્દવડે વાચ્ય થાય છે, માટેજ તેમની આગળ કહેલા ચોવીશ જડ તત્ત્વોથી પૃથક્ ગણના કરી નથી. સૂર્યના ઉદય ને અસ્તથી ઉપલક્ષિત જે આકાશ તે દિશા કહેવાય છે, અને તેની (સૂર્યની) ગતિરૂપ ક્રિયાથી ઉપલક્ષિત જે આકાશ તે કાલ કહેવાય છે. આકા

શાદિથી એમાંના આદિશબ્દથી વાયુ આદિ ચાર ભૂતો ને ભૌતિક પદાર્થો સમજવા. દિશા ને કાલ માત્ર શબ્દરૂપ હોવાથી–વસ્તુરૂપ ન હોવાથી–વાયુ આદિથી પણ તે ભિન્ન નથી. ૧૨

નીચેના સૂત્રવડે મહત્તત્ત્વના સ્વરૂપને જણાવે છેઃ—

## अध्यवसायो बुद्धिः ॥ १३ ॥

एवमेवेति निश्चयोऽध्यवसायः ॥ १३ ॥

સૂ૦:—નિશ્ચયરૂપ બુદ્ધિ [ છે. ] ૧૩

વિ૦:—નિશ્ચયસ્વભાવવાળી બુદ્ધિનું અન્ય નામ મહત્તત્ત્વ છે. બુદ્ધિની અસાધારણવૃત્તિને નિશ્ચય કહે છે આ સાંખ્યમતમાં ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી આ સૂત્રમા બુદ્ધિ તથા તેના નિશ્ચયરૂપ ધર્મનો અભેદ બતાવ્યો છે. ત્રેવીશ વ્યક્તતત્ત્વોમાં મુખ્ય હોવાથી બુદ્ધિને મહાન્–મહત્તત્ત્વ કહે છે. ૧૩

હવે મહત્તત્ત્વના કાર્યોને કહે છેઃ—

## तत्कार्यं धर्मादिः ॥ १४ ॥

धर्मज्ञानवैराग्यैश्वर्याणि। तत्कार्यत्वेनात्मधर्मत्वं निरस्तम् । कार्यकारणयोरभेदादन्तर्भावो दर्शितः ॥ १४ ॥

સૂ૦:—તેનું કાર્ય ધર્માદિ [ છે. ] ૧૪

વિ૦—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ચાર મહત્તત્ત્વના કાર્યો ગણાય છે. અહિંસાદિ શુભકર્મો ધર્મ કહેવાય છે, પ્રકૃતિપુરુષનો વિવેક જ્ઞાન કહેવાય છે, પ્રકૃતિમાં ને પ્રકૃતિનાં કાર્યોમાં તૃષ્ણારહિતપણુ થાય તે વૈરાગ્ય કહેવાય છે, અને અણિમાદિ આઠ સિદ્ધિઓ ઐશ્વર્ય કહેવાય છે. શુદ્ધસાત્ત્વિકબુદ્ધિ એ ચારેનું ઉપાદાનકારણ હોવાથી એ ચારેને બુદ્ધિનાં કાર્યો કહેલા છે. ૧૪

જો ધર્માદિક ચાર મનુષ્યની બુદ્ધિનાં કાર્યો હોય તો ઘણા મનુષ્યોની બુદ્ધિમાં અધર્માદિની અધિકતા કેમ જોવામાં આવે છે એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ–

## महदुपरागाद्विपरीतम् ॥ १५ ॥

अधर्माज्ञानावैराग्यानैश्वर्याणि। दृष्टो हि सहकारिभेदात्कार्यभेदः। यथा वेत्रबीजस्य वेत्राङ्कुरजनकत्वं, वह्निसंयोगसहकारिणः कदलीकाण्डजनकत्वं, तथा सत्त्वसहकारिणो महतो धर्मादिजनकत्वं, तमःसहकारिणोऽधर्मादिजनकत्वमिति ॥ १५ ॥

**સૂ૦:**—[ રજોગુણના તથા તમોગુણના ] સંબંધથી બુદ્ધિ વિપરીત [ થાય છે. ] ૧૫

**વિ૦:**—મનુષ્યની બુદ્ધિમાં રજોગુણનું તથા તમોગુણનું અધિકપણું થવાથી સત્ત્વગુણ દબાતાં તેનાં ધર્માદિ કાર્યો તિરોધાન પામી તેમાં અધર્મ, અજ્ઞાન, અવિરતિ અને અનૈશ્વર્ય એ કાર્યો ઉપજે છે. સહકારીના ભેદથી કાર્યનો ભેદ થાય છે એમ લોકમાં પણ જોવામાં આવે છે. જેમ નેતરના બીજમાં નેતરનાં અંકુરો ઉપજાવવાનો ગુણ છે, પણ દાવાગ્નિના સંયોગના સહકારીપણાને લીધે તેનો તે ગુણ દબાઈ જઈ તે બીજમાં કેળનાં અંકુરો ઉપજાવવાનો ગુણ આવે છે. ૧૫

હવે અહંકારનું લક્ષણ કહે છેઃ–

## अभिमानोऽहंकारः ॥ १६ ॥

अहमित्यभिमानः ॥ १६ ॥

**સૂ૦:**—અભિમાનરૂપ અહંકાર [ છે. ] ૧૬

વિ૦:—" હું કરુ છું " એવી અભિમાનવૃત્તિ ઉપજાવનારા દ્રવ્યને અહંકાર કહે છે.—' હું " એવા બુદ્ધિના કાર્યને અહંકારદ્રવ્યનું નામ આપવામાં આવે છે. અભિમાન એ અહંકારની અસાધારણ વૃત્તિ છે. જેમ અહંકારદ્રવ્યનું કારણ બુદ્ધિદ્રવ્ય છે તેમ અભિમાન-વૃત્તિનું કારણ નિશ્ચયવૃત્તિ છે એમ જાણવું ૧૬

હવે અહંકારનાં સોળ કાર્યોને કહે છે:—

## एकादशं पंचतन्मात्रं तत्कार्यम् ॥ १७ ॥

एकादशेन्द्रियाणि पञ्च तन्मात्राणि षोडशकं तत्कार्यम् ॥ १७ ॥

સૂ૦:—તેનું કાર્ય અગિયાર [ અને ] પાંચ તન્માત્રા [ છે. ] ૧૭

વિ૦:—મનસહિત અગિયાર ઇંદ્રિયો અને શબ્દાદિ પાચ તન્માત્રાઓ એ સોળ તત્ત્વો અહંકારના કાર્યો છે. કાન, ચામડી, આંખ, જીભ ને નાક એ પાચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. અને વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો કહેવાય છે તથા મન એ બન્ને ઇંદ્રિયોની સાથે કામ કરનારુ અને સુખદુ ખાદિને જાણનારું છે. એમ અગિયાર ઇંદ્રિયો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાચ સૂક્ષ્મ દ્રવ્યો તન્માત્રાઓ કહેવાય છે ૧૭

અહંકારરૂપ એકજ કારણમાંથી તેઓ કેવી રીતે ઉપજે છે તે સમજાવે છેઃ—

## सात्विकमेकादशकं प्रवर्तते वैकृतादहंकारात् ॥१८॥

महद्विकारादहंकारात् सात्त्विकं सत्त्वसहकृतं एकादशकं एकादशेन्द्रियं प्रवर्तते । तमःसहकृतं तन्मात्रम् ॥ १८ ॥

સૂ૦:—સાત્વિક અહંકારથી સાત્વિક અગિયારમું [ મન ] ઉપજે છે. ૧૮

વિ૦:—વૈકૃત એટલે સાત્વિક અહંકારમાંથી ઇંદ્રિયોમાં સાત્વિક ને અગિયારમું જે મન તે ઉત્પન્ન થાય છે, રાજસ અહંકારમાંથી શ્રોત્રાદિ તથા વાગાદિ દશ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે, અને તામસ અહંકારમાંથી શબ્દાદિ પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે ૧૮

હવે અગિયાર ઇંદ્રિયોના ભેદને કહે છે –

## कर्मेन्द्रियबुद्धीन्द्रियैरांतरमेकादशकम् ॥ १९ ॥

कर्मेन्द्रियैर्वागादिभिः पञ्चभिर्बुद्धीन्द्रियैर्घ्राणादिभिः पञ्चभिः सह आन्तरं मन इत्येकादशकमिन्द्रियम् ॥ १९ ॥

સૂ૦ —કર્મેંદ્રિયોની [ અને ] જ્ઞાનેંદ્રિયોની [ સાથે ] અંતરનું અગિયારમું [ મન છે ] ૧૯

વિ૦:—વાણી, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો તથા કાન, ચામડી, આંખ, જીભ ને નાક એ પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને કુલ દશ પ્રકારની ઇંદ્રિયો છે, અને અગિયારમું મન એ આંતરેંદ્રિય કહેવાય છે. એ પ્રત્યેક ઇંદ્રિયનું એક એક લોકપ્રસિદ્ધ અસાધારણ કર્મ છે પુરુષ એટલે ઇંદ્ર તે ઇંદ્રના શબ્દાદિ જ્ઞાનના તથા બોલવા આદિ કર્મના સાધનરૂપ હોવાથી કાન આદિને ઇંદ્રિયો કહેવામાં આવે છે મનનામની ઇંદ્રિય પુરુષના શબ્દાદિના જ્ઞાનમાં તથા કર્મમાં સહાય કરનાર થાય છે, ને સુખદુઃખાદિના જ્ઞાનમાં સાધનરૂપ થાય છે ૧૯

એ ઇંદ્રિયોને પાંચ ભૂતોનું કાર્ય માનનારાના મતનું ખંડન કરે છે—

## आहंकारिकत्वश्रुतेर्न भौतिकानि ॥ २० ॥

तत्र च श्रुतिबाधादित्यर्थः ॥ २० ॥

સૂ૦:—[ ઇંદ્રિયોના ] આહંકારિકપણાની શ્રુતિથી [ તેઓ ] ભૌતિક નથી. ૨૦

વિ૦:—આ સૂત્રમાં इंद्रियाणि એ પદનો અધ્યાહાર છે. "एकोऽहं बहु स्याम्" ( હું એક બહુરૂપે–ઘણી ઇંદ્રિયોરૂપે–થાઉં, ) એ શ્રુતિમાં ઇંદ્રિયોની ઉત્પત્તિ અહંકારમાંથી કહી છે, માટે તે ઇંદ્રિયો આહંકારિક એટલે અહંકારના કાર્યરૂપ છે, ભૌતિક એટલે આકાશાદિ ભૂતોના કાર્યરૂપ નથી આકાશાદિ ભૂતોમાં મલિનપણાની અધિકતા હોવાથી તેમાંથી ઉપજેલા પદાર્થોમા ચૈતન્યના સ્વભાવનું સંક્રમણ થવાનો અસંભવ છે, માટે પણ તેઓ ભૌતિક નથી પણ આહંકારિક છે. ઇંદ્રિયો એ અહંકારનું કાર્ય છે એમ મનુસ્મૃતિમાં પણ નીચેના વચનથી કહ્યું છે—

"महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।
विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥"

ભાવાર્થ:—અહંકારમાથી મનને, સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણ ગુણોને, અને શબ્દાદિ વિષયોને ગ્રહણ કરનારી પાંચ જ્ઞાનેન્દ્રિયોને તથા પાંચ કર્મેન્દ્રિયોને ઉત્પન્ન કરી. ૨૦

"आदित्यं वै चक्षुर्गच्छति" ( મરણકાલે ચક્ષુનો આદિત્યમાં લય થાય છે, ) આ શ્રુતિમાં પોતપોતાના દેવોમાં ઇંદ્રિયોનો લય કહેલો હોવાથી દેવોનેજ ઇંદ્રિયોના ઉપાદાનકારણરૂપે માનવા જોઇએ; ઉપાદાનકારણમાંજ

કાર્યનો લય થાય છે, એ પ્રસિદ્ધ વાત છે, એવી શકા થાય તો તેનુ નિવારણ કરે છે —

## देवतालयश्रुतिर्नारंभकस्य ॥ २१ ॥

कारणे कार्यलय इति स्थितम् । "आदित्यं वै चक्षुर्गच्छती"ति देवे लयः श्रूयते । तस्मान्नारम्भकस्य नारम्भकाभिमतस्य भूतस्य कारणत्वमिति ॥ २१ ॥

સૂ૦ —દેવતામા લયની શ્રુતિ ઉપાદાનની નથી ૨૧

વિ૦ —મનુષ્યના મરણકાને નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાના ઉપર ઉપકાર કરનારા દેવોમા લીન થાય છે એમ કહેનારી શ્રુતિ કાઇ એમ નથી કહેતી કે નેત્રાદિ ઇંદ્રિયોનુ ઉપાદાનકારણ સૂર્યાદિ દેવ છે વળી ઉપાદાનકારણમાજ તેના કાર્યનો સાક્ષાત્ લય થાય એવો કાઈ નિયમ નથી કારણકે પોતાના ઉપાદાનકારણથી ભિન્ન પૃથ્વીમા પણ જલબિંદુનો લય થાય છે શ્રુતિમા જે ઇંદ્રિયોના લયનુ કથન છે તે માત્ર તે તે ઇંદ્રિયોના દેવોનો નિર્ણય કરાવવામાટે છે, તેમનો કાર્યકારણભાવ બતાવવામાટે નથી ૨૧

હવે મનને નિત્ય માનનારા તાર્કિકોના મતનુ ખંડન કરે છે —

## तदुत्पत्तिः श्रूयते विनाशदर्शनाच्च ॥ २२ ॥

अहंकारादुत्पत्ति. श्रूयते । उत्पन्नस्य विनाशोऽप्यनस्य भावीति ॥ २२ ॥

સૂ૦ —તેની ઉત્પત્તિ સભળાય છે, અને વિનાશના દર્શનથી [ મન નિત્ય નથી ] ૨૨

વિ૦—"एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च" (આ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ, મન ને સર્વે ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં મનની ઉત્પત્તિ સાંભળવામાં આવે છે. જે વસ્તુ ઉત્પત્તિવાળી હોય તે વસ્તુ અવશ્ય વિનાશવાળી પણ હોય છે. વળી સ્થૂલશરીરની વૃદ્ધાદિ અવસ્થામાં શ્રોત્રાદિ અન્ય ઇંદ્રિયોની પેઠે મનની પણ ક્ષીણતા જોવામાં આવે છે. એ સર્વે કારણોથી સિદ્ધ થાય છે કે મન નિત્ય નથી, પણ અનિત્યજ છે,–મોક્ષકાલે નાશ પામનારુંજ છે. ૨૨

શ્રોત્રાદિ ઇંદ્રિયોનાં ગોલકોને ઇંદ્રિયો માનનારાના મતનું ખંડન કરે છેઃ—

## अतींद्रियमिंद्रियं भ्रांतानामधिष्ठाने ॥ २३ ॥

भ्रान्तानामधिष्ठाने चक्षुर्गोलकादाविन्द्रियज्ञानम् । अन्यथा छिन्नकर्णस्य श्रवणानुपपत्तिः, पाटलचक्षुषो रूपग्रहणप्रसङ्गः ॥ २३ ॥

સૂ૦:—ઇંદ્રિય અપ્રત્યક્ષ [ છે, ] ભ્રાંતોને [ તેના ] ગોલકમાં [ તે મનાય છે. ] ૨૩

વિ૦:—ભ્રાંતિવાળા લોકો શ્રોત્રાદિ ઇંદ્રિયોનાં ગોલકોને શ્રોત્રાદિ ઇંદ્રિયો માને છે, તે તેમની ભૂલ છે. વસ્તુતાએ શ્રોત્રાદિ ઇંદ્રિયો, શ્રોત્રાદિનાં ગોલકોથી ભિન્ન ને તે ઇંદ્રિયોથી નહિ જણાય એવી છે, તેથીજ કપાઇ ગયેલા કાનવાળો સાંભળી શકે છે, ને રાતા છતાં પડળવાળો જોઇ શકતો નથી. ૨૩

શરીરમાં ઇંદ્રિય એકજ છે, પણ તે ઉપાધિના ભેદથી

ભિન્ન ભિન્ન કામ કરે છે, એમ માનનારાના મતનુ ખડન કરે છે —

## शक्तिभेदेऽपि भेदसिद्धौ नैकत्वम् ॥ २४ ॥

भवतूपाधिभेदः, शक्तिभेदस्त्ववश्यं वक्तव्यः, स च सत्य इति नानात्वमपि सत्यम् ॥ २४ ॥

સૂ૦—શક્તિના ભેદમા પણ [ ઇંદ્રિયોના ] ભેદની સિદ્ધિથી [ ઇંદ્રિયોનુ એકપણું ] નથી ૨૪

વિ૦ — શરીરપરના ભિન્ન ભિન્ન સ્થાનની ચામડીરૂપ ઉપાધિના ભેદથી તે સ્થાનની શક્તિના ભેદનો પણ અવશ્ય અગીકાર કરવો જોઇએ ને જ્યારે ત્યા ભિન્ન ભિન્ન શક્તિઓનો સ્વીકાર કર્યો ત્યારે ઇંદ્રિયોનુ પણ બહુપણુજ સિદ્ધ થયુ તેનુ એકપણુ ન રહ્યુ ૨૪

ઇંદ્રિયોનુ બહુપણ માનવામા ગૌરવ છે, અને તેમનુ એકપણું માનવામા લાઘવ છે, એમ વાદી શકા કરે તો તેનુ સૂત્રકારથી ઉત્તર આપે છે —

## न कल्पनाविरोधः प्रमाणदृष्टस्य ॥ २५ ॥

स्पष्टम् ॥ २५ ॥

સૂ૦ —પ્રમાણવડે જોયેલાનો કલ્પનાવડે વિરોધ નથી ૨૫

વિ૦ —જે પ્રમાણવડે સિદ્ધ થતુ હોય —જેનુ ફલ અથવા કાય પ્રત્યક્ષપ્રમાણનવડે સિદ્ધ થતુ હોય,—તેમાં કલ્પનાવડ ઉપજાવેલા વિરોધનો દોષ સ્વીકારાતો નથી અર્થાત્ માત્ર કલ્પનાવડે તેનો (પ્રમાણવડે સિદ્ધ થતી વાતનો) બાધ થઈ શકતો નથી જે ઠેકાણે થોડાની કલ્પનાથી

અભીષ્ટની સિદ્ધિ થાય ત્યા ઘણાની કલ્પના કરવી એ દોષ ગણાય છે, પણ અન્યસ્થને તે દોષ ગણાતો નથી ઇંદ્રિયોના બહુપણાના અનુમાનના કરતા તેમના એકપણાનુ અનુમાન લાઘવવાળુ છતા પણ તેથી પૃથક્ પૃથક્ જ્ઞાન ને કર્મ થવારૂપ ઇચ્છિતની સિદ્ધિ થતી નથી, અને જ્ઞાનક્રિયાના બહુપણારૂપ ફલની પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધિ હોવાથી અહીં બહુપણાની કલ્પના દોષવાળી થતી નથી એકજ ઇંદ્રિય શ્રોત્રમાં જઇ સાભળવાનુ કામ કરે છે, નેત્રમા જઈ જોવાનુ કામ કરે છે, અને અન્ય ગોલકોમા જઇ તે તે ગોલકને અનુસરતુ કામ કરે છે એમ કહેવાને બદલે તે તે ગોલકમા રહેલી ઇંદ્રિયો પોતપોતાનુ કામ કરે છે એમ કહેવું તે વધારે યોગ્ય જણાય છે ૨૫

હવે મનનું લક્ષણ કહે છે —

## उभयात्मकं मनः ॥ २६ ॥

बुद्धीन्द्रियात्मकं कर्मेन्द्रियात्मकं मनोऽधिष्ठानादुभयप्रवृत्तेः ॥ २६ ॥

સૂ૦ —મન ઉભયરૂપ [ છે ] ૨૬

વિ૦:—આંતરેંદ્રિય જેને મન કહેવામા આવે છે તે ઉભયાત્મક છે, અર્થાત્ તે જ્ઞાનેંદ્રિયની સાથે મળીને કામ કરે છે, અને કર્મેંદ્રિયની સાથે મળીને પણ કામ કરે છે, પ્રયોજન હોય તે પ્રમાણે તે બને પ્રકારની ઇંદ્રિયોમાની કોઇએક ઇંદ્રિયની સાથે જોડાઇને કામ કરે છે.૨૬

અહંકારરૂપ એક કારણમાથી ઇંદ્રિયોરૂપ અનેક કાર્યો શા કારણથી ઉપજે છે તે કહે છે —

## गुणपरिणामभेदान्नानात्वमवस्थावत् ॥ २७॥

धर्माधर्मसहकारिसत्त्वादिगुणपरिणामभेदादनेकानि ।

" अवस्थावदि " ति यथैकस्य देहस्य बाल्ययौवनवार्द्धकानीति ॥ २७ ॥

સૂ૦:—ગુણના પરિણામના ભેદથી નાનાપણું [ છે, શરીરની ] અવસ્થાની પેઠે ૨૭

વિ૦ —અહંકાર એ એક દ્રવ્ય છે, પરંતુ તેમાં તેના મહત્તત્ત્વરૂપ કારણમાંથી આવેલા સત્ત્વાદિ ત્રણ ગુણો એકરૂપવાળા નથી, તેથી તેમના પરિણામો પણ એકરૂપવાળા નથી એવી રીતે ત્રણ ગુણોના પરિણામના ભેદને લીધે ભિન્ન ભિન્ન સ્વભાવવાળી ઘણી ઇંદ્રિયો એકજ અહંકારમાંથી ઉપજે છે જેમ એકજ દેહમાં બચપણ, જુવાની ને વૃદ્ધાવસ્થા આદિ અવસ્થાઓ થાય છે તેમ એકજ અહંકારદ્રવ્યમાંથી ભિન્ન ભિન્ન ધર્મવાળી ઘણી ઇંદ્રિયો પણ ગુણોના પરિણામના ભેદવડે ઉપજે છે ૨૭

નીચેના સૂત્રમાં જ્ઞાનેંદ્રિયોના તથા કર્મેન્દ્રિયોના વિષયોને કહે છે —

## रूपादिरसमलान्त उभयोः ॥ २८ ॥

उभयोः बुद्धीन्द्रियकर्मेन्द्रिययोः । बुद्धीन्द्रियस्य विषया रूपरसगन्धस्पर्शशब्दाः । कर्मेन्द्रियस्य विषया वचननिहरणादानानन्दरसमलाः । रसमलो नाम मलः, तदन्तः ॥ २८ ॥

સૂ૦ —રૂપાદિ ને રસ [ તથા ] મલપર્યંત ઉભયના [ વિષયો છે ] ૨૮

વિ૦ —આગળ કહેલા બે પ્રકારની ઇંદ્રિયોના રૂપથી માંડીને રસ ને મલત્યાગપર્યંત વિષયો છે રૂપ એ આંખનો શબ્દ એ કાનનો, સ્પર્શ એ ચામડીનો, ગંધ એ નાકનો, અને રસ એ જીભનો

બોલવુ એ વાણીનો ચાલવુ એ પગનો, લેવું એ હાથનો, આનંદ એ ઉપસ્થનો, અને મળનો ત્યાગ કરવો એ ગુદાનો વિષય છે. એવી રીતે પાંચ જ્ઞાનેંદ્રિયોના ને પાંચ કર્મેન્દ્રિયોના ભિન્ન ભિન્ન વિષયો છે. ૨૮

હવે આત્માના તથા ઇંદ્રિયોના વિરુદ્ધધર્મોને કહે છેઃ-

## द्रष्टृत्वादिरात्मनः करणत्वमिंद्रियाणाम् ॥२९॥

व्यक्तम् ॥ २९ ॥

સૂ૦ઃ—દ્રષ્ટાપણુ આદિ પુરુષનુ [ ને ] કરણપણું ઇંદ્રિયોનુ [ છે. ] ૨૯

વિ૦—આત્માના દ્રષ્ટાપણું આદિ ધર્મો છે, અને ઇંદ્રિયોનું કરણપણું એ ધર્મ છે. પ્રથમ શ્રોત્રાદિ ઇંદ્રિયોના વ્યાપારથી મનની વિષયાકારવૃત્તિ થાય છે. પછી તે વિષયાકારવૃત્તિને ચેતન્યરૂપ પુરુષ પ્રકાશે છે. શ્રોત્રાદિ ઇંદ્રિયોદ્વારા મનની વૃત્તિ શબ્દાદિ વિષયોને આકારે થાય છે, માટે શ્રોત્રાદિ ઇંદ્રિયોમા કરણપણું મનાય છે, અને આત્માદ્વારા તે વૃત્તિ પ્રકાશિત થાય છે, માટે આત્મામા દ્રષ્ટાપણુ આદિ કહેવાય છે. આદિશબ્દવડે પુરુષના અસંગ રહીને પ્રેરકપણું ને ઉપભોક્તાપણું એ ધર્મો સમજવા. ૨૯

બુદ્ધિ આદિ ત્રણે અંતઃકરણોના પરસ્પરના વિરુદ્ધ-ધર્મોને કહે છેઃ—

## त्रयाणां स्वालक्षण्यम् ॥ ३० ॥

महदहंकारमनसां स्वालक्षण्यं स्वं स्वं लक्षणम्। महतोऽध्य-वसायः, अहंकारस्याभिमानः, मनसः संकल्प इति ॥ ३० ॥

સૂ૦ઃ—[ બુદ્ધિ, અહંકાર ને મન એ ] ત્રણેનું સ્વલક્ષણપણું [ છે. ] ૩૦

વિ૦:—મહત્તત્ત્વ, (બુદ્ધિ,) અહંકાર અને મન એ ત્રણેનુ પોતપોતાનુ લક્ષણ તેમના પરસ્પ ના વિપરીત ધર્મોને જણાવે છે નિશ્ચય કરવો એ બુદ્ધિનુ પોતાનું લક્ષણ છે અભિમાન એ અહંકારનુ પોતાનુ લક્ષણ છે, અને સંકલ્પવિક પ એ મનનુ પોતાનુ લક્ષણ છે કોઈ કામ કરવાની ઇચ્છાને સંકલ્પ અને કોઈ કામ કરવુ વા ન કરવુ એવી બે કોટિને વિષય કરવારૂપ સંશયને વિકલ્પ કહે છે ૩૦

હવે એ ત્રણુના સમાનધર્મને કહે છે —

## सामान्यकरणवृत्तिः प्राणाद्या वायवः पंच ॥३१॥

प्राणाद्याः पञ्च वायवस्त्रिभिः करणैर्धार्यन्ते ॥ ३१ ॥

સૂ૦ —પ્રાણાદિ પાચ વાયુઓ અંત કરણની સાધારણવૃત્તિ [ છે ] ૩૧

વિ૦ —સ્થૂલશરીરની સ્થિતિમા હેતુભૂત પ્રાણ અપાન, સમાન, ઉદાન ને વ્યાન એ નામના પાચ પ્રાણવાયુઓને આ સૂત્રમા પાંચ વાયુઓ કહ્યા છે, કેમકે તેઓ બહારના વાયુની પેઠે ગતિવાળા છે એ પાચ પ્રાણો પૂર્વે કહેલા ત્રણ અંત કરણોની સામાન્યવૃત્તિરૂપ છે, અર્થાત્ એ પાચે પ્રાણો ત્રણ અંત કરણોના પરિણામરૂપ છે પૃથક્ પદાર્થરૂપ વા પૃથક્ તત્ત્વરૂપ નથી ૩૧

નીચેના સૂત્રમા ઇંદ્રિયોની વૃત્તિઓ ક્યારેક ક્રમે અને ક્યારેક અક્રમે ઉપજે છે એમ કહે છે —

## क्रमशोऽक्रमशश्चेंद्रियवृत्तिः ॥ ३२ ॥

'क्रमशश्च' मन्दालोके चौरं दृष्ट्वेन्द्रियेण वस्तु विचारयति, ततः 'चौरोऽय मि'ति मनसा संकल्पयति, ततो 'धनं गृह्णाती' त्यहङ्कारेणाभिमन्यते, ततः 'चौरं गृह्णामी'ति बुद्ध्या-

घ्यवस्यति। 'अक्रमशश्च' रात्रौ विद्युदालोके व्याघ्रं दृष्ट्वा झटित्यपसरति। तत्र चतुर्णामेकदा वृत्तिः। यद्यपि वृत्तीनामेकदाऽसंभवात्तत्रापि क्रम एव, तथाप्युत्पलशतपत्रव्यतिभेदवदवभासनादक्रम इत्युक्तमिति ॥ ३२ ॥

સૂ૦:—ઇંદ્રિયની વૃત્તિ ક્રમથી અને અક્રમથી [ કામ કરે છે. ] ૩૨

વિ૦ —શ્રોત્રાદિ ઇંદ્રિયો ક્યારેક ક્રમથી અને ક્યારેક અક્રમથી એટલે એકીવેલાએ પોતપોતાનું કાર્ય કરે છે. જેમ કોઇ એક ઇંદ્રિયની એક વિષયાકારવૃત્તિ એકકાલમાં થાય છે તેમ કેટલીક વેલા બહુ ઇંદ્રિયો એકકાલમાં ભેળાં જ્ઞાનો પણ ઉપજાવતી હોય એમ જણાય છે. જેમ કોઇ ધોળી કોમલ વસ્તુ ખાવાના સમયમાં આ વસ્તુ અતિકોમલ છે, મધુરરસયુક્ત છે, ને ધોળી છે, એવાં અનેક પ્રત્યક્ષજ્ઞાનો એકકાલમાં તે તે ઇંદ્રિયોવડે સાથે ઉત્પન્ન થતાં જણાય છે. આ સૂત્ર નૈયાયિકો ને વૈશેષિકો મનને અણુ માને છે, ને ક્રમથી ઇંદ્રિયોમાં જ્ઞાન ઉપજે છે એમ કહે છે, તેમના મતના ખંડનમાટે છે. મનનું અણુપરિમાણ નથી, પણ તેનું શરીરજેટલું એટલે મધ્યમપરિમાણ છે, માટે અનેક ઇંદ્રિયોનું એકસાથે જ્ઞાન પણ સલવી શકે છે. ૩૨

અંતઃકરણની વૃત્તિઓની સંખ્યા ને તેમના વિભાગ કહે છેઃ—

## वृत्तयः पंचतय्यः क्लिष्टाक्लिष्टाः ॥ ३३ ॥

प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः। प्रत्यक्षानुमानशब्दाः प्रमाणानि। विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम्। विकल्प उभयस्पृग्ज्ञानम्। निद्रा तमोऽवलम्बि ज्ञानम्। स्मृतिरतीत-

ज्ञानम् ॥ क्लिष्टाः क्लेशयुक्ताः रजस्तमोमय्यः । अक्लिष्टाः सत्त्वमय्यो दग्धक्लेशाः ॥ ३३ ॥

સૂ૦ —વૃત્તિઓ પાંચ પ્રકારની છે [ તેઓ ] ક્લિષ્ટ અને અક્લિષ્ટ [ છે ] ૩૩

વિ૦ —અંતઃકરણની વૃત્તિઓ પાંચ પ્રકારની છે તેઓ પુરુષને ક્લેશ આપનારી તથા ક્લેશ નહિ આપનારી છે પ્રમાણ વિપર્યય, વિકલ્પ, નિદ્રા ને સ્મૃતિ એ અંતઃકરણની વૃત્તિઓના પાંચ પ્રકારનાં નામો છે તેમાં પ્રત્યક્ષ અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણવૃત્તિના ભેદના નામો છે, જેનું વર્ણન આગળ થઈ ગયું છે વિપર્યય એટલે મિથ્યાજ્ઞાન વસ્તુવિનાના માત્ર વાચક શબ્દને અનુસરનારી અંતઃકરણની વૃત્તિ તે વિકલ્પવૃત્તિ જેમ વંધ્યાપુત્રાદિ શબ્દ સાંભળ્યા પછી તેવો આકારે થનારી વૃત્તિ સુષુપ્તિસમયની અંતઃકરણની વૃત્તિને નિદ્રા કહે છે સંસ્કારમાત્રથી જન્ય જે વૃત્તિ તે સ્મૃતિ કહેવાય છે એ પાંચ વૃત્તિઓ રજોગુણના ને તમોગુણના વધારાથી અંતઃકરણને દુઃખાનુભવ કરાવનારી તથા સત્ત્વગુણના વધારાથી અંતઃકરણને સુખાનુભવ કરાવનારી છે ૩૩

એ બન્ને ભેદવાળી પાંચ પ્રકારની વૃત્તિઓની નિવૃત્તિ થવાથી પુરુષની પોતાના સ્વરૂપમાં સ્થિતિ થાય છે એમ કહે છે —

## तन्निवृत्तावुपशांतोपरागः स्वस्थः ॥ ३४ ॥

वृत्तिनिवृत्तौ क्षपिताविद्यास्मितारागद्वेषाभिनिवेशः स्वस्थः स्वरूपं लभते ॥ ३४ ॥

સૂ૦—તેમની નિવૃત્તિમાં પ્રતિબિંબની નિવૃત્તિવાળો [ પુરુષ ] સ્વસ્થ [ થાય છે ] ૩૪

વિ૦:—ગયા સૂત્રમાં કહેલી અંતઃકરણની સર્વ વૃત્તિઓની નિવૃત્તિ થવાથી અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પંચપર્વા અવિદ્યા અથવા એ પાંચ પ્રકારના ક્લેશો ક્ષીણ થઇ આત્મા અંતઃકરણના ને તેની વૃત્તિઓના સંબંધથી રહિત થઇ સ્વસ્થ થાય છે, અર્થાત્ પોતાના સ્વરૂપમાં બુદ્ધિવૃત્તિઓના પ્રતિબિંબની નિવૃત્તિ થવાથી પુરુષ પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે. ૩૪

એ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

## कुसुमवच्च मणिः ॥ ३५ ॥

यथा जपाकुसुमसंसर्गात्स्फटिके लौहित्यं, तदपगमात्स्फटिकः स्वरूपेणावतिष्ठते, तथा सोऽपीति ॥ ३५ ॥

સૂ૦:—મણિ અને ફૂલની પેઠે. ૩૫

વિ૦:—રાતારંગવાળું જાસુદીનું પુષ્પ ઉપાડી લેવાથી તેની સમીપમાં રહેલો સ્ફટિકમણિ જેમ પોતાના વાસ્તવિક ધોળા રૂપમાં સ્થિત થાય છે, રાતારંગવાળો પ્રતીત થતો નથી, તેમ બુદ્ધિવૃત્તિઓના પ્રતિબિંબની નિવૃત્તિ થવાથી પુરુષ પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થાય છે, બુદ્ધિની વૃત્તિઓના આકારવાળો પ્રતીત થતો નથી. ૩૫

હવે કોની પ્રેરણાથી કરણોની પ્રવૃત્તિ થાય છે તે કહે છેઃ—

## पुरुषार्थं करणोद्भवोऽप्यदृष्टोल्लासात् ॥ ३६ ॥

न तुल्यता, करणोद्भवानुद्भवाभ्यां विशेषात् । विशेषश्चादृष्टोल्लासात् बलवत्तरत्वात् ॥ ३६ ॥

સૂ૦:—પુરુષમાટે કરણની પ્રવૃત્તિ [ થાય છે, ] પણ [ તે ] અદૃષ્ટની અભિવ્યક્તિથી [ થાય છે. ] ૩૬

વિ૦:—પુરુષના ભોગમાટે શ્રોત્રાદિ કરણોની પ્રવૃતિ થાય છે એ સાચી વાત છે, પણ તે પ્રવૃત્તિ તે પુરુષના અંતઃકરણરૂપ ઉપાધિમાં રહેલા સંસ્કારોની જાગૃતિથી થાય છે. શ્રોત્રાદિ ઇંદ્રિયોની પ્રવૃત્તિ કરાવનારા આગળ પાડેલા સંસ્કારોની પ્રબળ પ્રેરણાવિના ઇંદ્રિયસમૂહ પોતપોતાની વૃત્તિ ઉપજાવી શકે નહિ. અંતઃકરણમાં રહેલા તે સઘળા સંસ્કારો જો યોગાગ્નિદ્વારા દગ્ધબીજભાવને પામી જાય તો પછી ઇંદ્રિયોને વેગવાળી પ્રવૃત્તિ કરાવનારા સંસ્કારોને અભાવે તે ઇંદ્રિયો માંથી વેગવાળી વૃત્તિ ઉપજી શકે નહિ. ૩૬

પુરુષને માટે ઇંદ્રિયોની પ્રવૃત્તિમાં દૃષ્ટાંત આપે છે—

## धेनुवद्वत्साय ॥ ३७ ॥

यथा धेनुत्वेन तुल्यत्वेऽपि या क्षीरिणी सा वत्सं पुष्णाति ॥ ३७ ॥

સૂ૦—વાછડામાટે ગાયની પેઠે [ ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે ] ૩૭

વિ૦:—જેમ દુઝણી ગાય પ્રેમને વશ થઈ પોતાના વાછડાને ધાવવામાટે પોતાના આંચળમાં દૂધ ઉતારે છે તેમ શ્રોત્રાદિ ઇંદ્રિયો પણ સંસ્કારોને વશ થઈ પુરુષને માટે પોતપોતાની વૃત્તિઓને ઉપજાવે છે. ૩૭

ઇંદ્રિયોની અવાંતરભેદથી સંખ્યા કેટલી છે તે કહે છે—

## करणं त्रयोदशविधमवांतरभेदात् ॥ ३८ ॥

अन्तर्बुद्ध्यहंकारमनांसि । बाह्यानि दशेन्द्रियाणि ॥३८॥

સૂ૦—અવાંતરભેદથી કરણ તેર પ્રકારનું [ છે ] ૩૮

વિ૦ —અવાતરભેદથી ઇદ્રિયો તેર પ્રકારની છે. તે આ પ્રમાણે—દશ બાહ્યેંદ્રિયો ( શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો ને વાણી આદિ પાચ કર્મેંદ્રિયો ) અને ત્રણ આતરેંદ્રિયો. ( બુદ્ધિ, અહંકાર ને મન. ) એવી રીતે પુરુષનુ તેર પ્રકારનું કરણ ( જ્ઞાનનુ તથા કર્મનું સાધન ) છે. ૩૮

તે ઇદ્રિયોમાં કરણપણુ શામાટે કહેવાય છે તે કહે છેઃ—

## इन्द्रियेषु साधकतमत्वगुणयोगात्कुठारवत् ।३९।

यथा साधकतमत्वेन कुठारे करणत्वं, तथेन्द्रियेष्वपीति ।३९

સૂ૦ઃ—મુખ્યસાધકપણાના ગુણના સંબંધથી કુહાડાની પેઠે ઇંદ્રિયોમા [ કરણપણુ છે. ] ૩૯

વિ૦ —જેમ લાકડાની છેદનક્રિયાનો મુખ્યસાધક કુવાડો છે, તેથી લોકો તેને લાકડા કાપવાનુ કરણ કહે છે, તેમ પુરુષના જ્ઞાનની તથા ક્રિયાની મુખ્યસાધક હોવાથી ઇદ્રિયોને પણ પુરુષનું કરણ કહેવામા આવે છે ૩૯

અગિયાર કરણોમા (મન, જ્ઞાનેંદ્રિય તથા કર્મેન્દ્રિયમાં) શ્રેષ્ઠ કોણુ છે તે કહે છે —

## द्वयोः प्रधानं मनो लोकवद्‌ भृत्यवर्गेषु ॥ ४० ॥

द्वयोः बुद्धीन्द्रियकर्मेंद्रिययोः प्रधानं मनः, तदधिष्ठानादेवैषां प्रवृत्तेः, यथा लोके भृत्येषु स्वामी ॥ ४० ॥

સૂ૦ઃ—દાસસમૂહોમાં લોકની પેઠે બનેમાં મન પ્રધાન ( મુખ્ય ) [ છે. ] ૪૦

વિ૦ —સેવકોમા તેમનો સ્વામી શ્રેષ્ઠ ગણાય છે. એ લૌકિક-

રીતપ્રમાણે મન એ પાંચ જ્ઞાનેંદ્રિયોનું તથા પાંચ કર્મેંદ્રિયોનું પ્રેરક હોવાથી એ બંનેમા એ મન શ્રેષ્ઠ ગણાય છે. ૪૦

દશ ઇંદ્રિયોમાં મનના પ્રધાનપણાને નીચેનાં ત્રણ સૂત્રોવડે કહે છેઃ—

**अव्यभिचारात् ॥ ४१ ॥**

व्यक्तम् ॥ ४१ ॥

સૂ૦ઃ—અવ્યભિચારથી [ઇંદ્રિયોમાં મન શ્રેષ્ઠ છે.] ૪૧

વિ૦—મન અપવાદવિના નિયમપૂર્વક દશે ઇંદ્રિયોની કાર્યસિદ્ધિમાં તેમની સાથે રહે છે, તેથી તે દશ ઇંદ્રિયોથી શ્રેષ્ઠ છે, અર્થાત મનના સાહાય્યવિના કોઈ પણ ઇંદ્રિય પોતાનુ કામ કરી શકતી નથી, તેમજ તે પોતાના કામમા પ્રવૃત્ત પણ થઈ શકતી નથી; માટે પૂર્વે કહેલી દશ ઇંદ્રિયોથી મન શ્રેષ્ઠ ગણાય છે ૪૧

**तथाऽशेषसंस्काराधारत्वात् ॥ ४२ ॥**

नष्टेन्द्रियाणामपि संस्कारदर्शनात ॥ ४२ ॥

સૂ૦ઃ—તથા બધા સંસ્કારના આધારપણાથી [ઇંદ્રિયોમાં મન શ્રેષ્ઠ છે. ] ૪૨

વિ૦—વળી મન વિચારવડે ને કર્મવડે પડેલા બધા સંસ્કારોના આધારભૂત હોવાથી પણ ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ ગણાય છે પૂર્વે કરેલા વિચારોના ને કર્મોના સંસ્કારો પ્રાણીઓના મનમાં રહે છે એ સપ્રમાણ વાત છે. એ સંસ્કારોવડે મન દશે ઇંદ્રિયોનું પ્રેરક થાય છે, તેથી તે ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે. ૪૨

**स्मृत्याऽनुमानाच्च ॥ ४३ ॥**

इन्द्रियं विनापि स्मृतिदर्शनान्मनोऽनुमीयते ॥ ४३ ॥

સૂ૦ --અને સ્મૃતિવડે [ થતા ] અનુમાનથી [ પણ મન શ્રેષ્ઠ છે ] ૪૩

[વિ૦ --અને સ્મૃતિવડે થતા અનુમાનથી પણ અન્ય ઇંદ્રિયોમા મન શ્રેષ્ઠ છે એમ નક્કી થાય છે પાચ કર્મેન્દ્રિયોમા પાચ જ્ઞાનેંદ્રિયોમા કોઇ પણ વિષયનુ સ્મરણ કરવાનુ સામર્થ્ય નથી પણ મનમા અનુભવેલા વિષયનુ સ્મરણ કરવાનુ સામર્થ્ય છે, તેથી અનુમાન થાય છે કે તે ઇંદ્રિયોના કરતા મન શ્રેષ્ઠ છે ૪૩

જ્ઞાનના વા કર્મના સસ્કારો પુરુષમા સભવતા નથી એમ કહે છે –

## संभवेन्न स्वतः ॥ ४४ ॥

स्वत आत्मनो न संभवेत्, कूटस्थनिर्गुणत्वात् ॥ ४४ ॥

સૂ૦ --પોતાનો ( પુરુષનો ) [ સ્મૃતિસ્વભાવ ] સભવે નહિ ૪૪

વિ૦ --અસગસ્વભાવવાળો પુરુષ જ્ઞાનના વા કર્મના સસ્કારોનો આશ્રય સભવતો નથી પુરુષ અસગ અને નિર્વિકારસ્વરૂપવાળો હોવાથી તે જ્ઞાનના વા કર્મના સસ્કારોનો આધાર શી રીતે થઇ શકે ? નજ થઈ શકે ૪૪

કરણપણામા મન બીજા દશ કરણોની તુલ્ય છે, છતા તેઓમા ગુણપ્રધાનભાવ કેવી રીતેનો છે, તે કહે છે —

## आपेक्षिको गुणप्रधानभावः क्रियाविशेषात् ॥४५॥

स्पष्टम् ॥ ४५ ॥

સૂ૦:—ક્રિયાવિશેષથી [ તેમનો ] ગુણપ્રધાનભાવ આપેક્ષિક [ છે. ] ૪૫

વિ૦:—મન એ પ્રધાન ( મુખ્ય ) અને બીજી દશ ઇંદ્રિયો અપ્રધાન ગૌણ) એવી રીતનો તેમનો પ્રધાન ને અપ્રધાનનો વ્યવહાર કેવળ તેમની પોતપોતાની ક્રિયાઓની અપેક્ષાવાળો છે દશ બાહ્યેંદ્રિયો પોતપોતાના વ્યાપારની સિદ્ધિમાટે મનની અપેક્ષા રાખે છે, માટે તે અપેક્ષાવડે મન બીજી દશ ઇંદ્રિયોમા મુખ્ય એટલે પ્રધાન છે ૪૫

પુરુષમાટે કરણોની પ્રવૃત્તિ કયા કારણથી થાય છે તે કહે છે—

**तत्कर्मार्जितत्वात्तदर्थमभिचेष्टा लोकवत् ॥ ४६ ॥**

बुद्धिप्रतिविम्बितपुरुषकर्मार्जितत्वात् पुरुषार्थमभिचेष्टा प्रवर्तनं बुद्ध्यादीनाम् । यथा लोके येनार्जितो भृत्यस्तत्कर्म करोति ॥ ४६ ॥

સૂ૦—તેના ( પુરુષના ) કર્મવડે સપાદન કરેલપણાથી તેને ( પુરુષને ) માટે સર્વ વ્યાપાર લોકની પેઠે [ છે. ] ૪૬

વિ૦—જેમ જે માણસે પોતાના દ્રવ્યથી જે કુવાડો લીધો હોય છે તે કુવાડો તે માણસમાટે લાકડાં છેદવાકાપવાની ક્રિયામાં ઉપયોગી થાય છે તેમ જે પુરુષનાં કર્મોદ્વારા જે કરણો ઉપજેલાં હોય છે તે કરણો તે પુરુષમાટે જ્ઞાનમાં તથા ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. પુરુષના કરણોથી કર્મો થાય છે, અને કર્મોના સંસ્કારોથી તે કરણો ઉપજે છે, એવો બીજાંકુરના જેવો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યા કરે છે. ૪૬

હવે બુદ્ધિનુ તેર કરણોમાં પ્રધાનપણું કહે છે.—

## समानकर्मयोगे बुद्धेः प्राधान्यं लोकवल्लोकवत् ४७

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने द्वितीयः प्रधानकार्याध्यायः ॥ २ ॥

यथा लोके ग्रामाध्यक्षाद्राज्याध्यक्षः श्रेष्ठः, तस्मादपि राजेति, तथा मनो बुद्ध्यर्थं प्रवर्तत इति सर्वप्रधाना बुद्धिरिति। समानकर्मयोगे पुरुषार्थतुल्यक्रियायोगेऽपि सर्वेषामिति। लोकवदिति वीप्साऽध्यायपरिसमाप्तौ ॥ ४७ ॥

इति श्रीमदनिरुद्धभट्टेन विरचितायां श्रीकापिलप्रवचनसूत्रवृत्तौ प्रधानकार्याध्यायो द्वितीयः ॥ २ ॥

સૂ૦ઃ—[ પુરુષને માટે સર્વ કરણોના ] સમાનકર્મયોગમાં ( સમાન વ્યાપારના સંભવમાં પણ ) બુદ્ધિનું પ્રધાનપણું લોકની પેઠે [ છે, ] લોકની પેઠે [ છે. ] ૪૭

વિ૦ઃ—શ્રોત્રાદિ ને વાગાદિ બાહ્યેંદ્રિયોના વ્યાપારમાં મનનું પ્રધાનપણું છે એમ પૂર્વે કહ્યું છે મનના વ્યાપારમાં અહંકારનું પ્રધાનપણું છે, અને અહંકારના વ્યાપારમાં બુદ્ધિનું પ્રધાનપણું છે જેમ પટેલથી વહીવટદાર શ્રેષ્ઠ છે, વહીવટદારથી વસુલાતી અધિકારી શ્રેષ્ઠ છે, અને વસુલાતી અધિકારીથી કારભારી શ્રેષ્ઠ છે, તેમ બાહ્યેંદ્રિયોથી મન શ્રેષ્ઠ છે, મનથી અહંકાર શ્રેષ્ઠ છે, અને અહંકારથી બુદ્ધિ શ્રેષ્ઠ છે. જો કે સર્વે કરણોનો વ્યાપાર પુરુષમાટે થાય છે, તોપણ તે બધાં કરણોમાં બુદ્ધિનું પ્રધાનપણું છે. આ બીજા અધ્યાયની સમાપ્તિ સૂચવવામાટે આ સૂત્રમાં लोकवत् એ પદ બે વાર મૂકેલું છે. ૪૭

इति श्रीमन्नथुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां द्वितीयः प्रधानकार्याध्यायः ॥ २ ॥

ॐ

# ॥ ३ वैराग्याध्याय ॥

સાંખ્યશાસ્ત્રના આ ત્રીજા અધ્યાયમાં વૈરાગ્ય જે પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનનું મુખ્ય સાધન છે તે વૈરાગ્યની પ્રાપ્તિ જિજ્ઞાસુઓને જે સાધનોવડે થાય છે તે સાધનો કહેવામાં આવશે. પ્રથમ આકાશાદિ પાંચ મહાભૂતો, સ્થૂલશરીર અને સૂક્ષ્મશરીર એ ત્રણેનું વર્ણન કરી, પછી તેમના સંબંધથી નાનાપ્રકારની યોનિઓમાં અવિવેકી પુરુષોના ગમનાગમનની જે પ્રતીતિ થાય છે એ સમજાવી, પુરુષોને વૈરાગ્યની પ્રાપ્તિ કરાવવાના ઉદ્દેશની સિદ્ધિ કરવી છે; માટે આ અધ્યાયના નીચેના પહેલા સૂત્રમાં આકાશાદિ સ્થૂલભૂતોની ઉત્પત્તિ શામાંથી થઈ છે તે કહે છેઃ—

## अविशेषाद्विशेषारंभः ॥ १ ॥

अविशेषात् भूतसूक्ष्मात् विशेषस्य महाभूतस्यारंभः ॥ १ ।

સૂ૦ઃ—અવિશેષથી વિશેષનો આરંભ [ થાય છે. ] ૧

વિ૦ઃ—શાંત, ઘોર ને મૂઢ એવા વિશેષભાવથી રહિત અવિશેષમાંથી એટલે શબ્દાદિ પાંચ તન્માત્રાઓમાંથી વા આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતોમાંથી પાંચ વિશેષોની એટલે આકાશાદિ પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થઈ છે. ૧

સ્થૂલશરીરની તથા સૂક્ષ્મશરીરની ઉત્પત્તિ શામાંથી થઈ છે તે કહે છેઃ—

## तस्माच्छरीरस्य ॥ २ ॥

तस्य मांसादिमयविचाराविर्वियते ॥ २ ॥

સૂ૦:—તેનાથી શરીરનો [ આરંભ થાય છે. ] ૨

વિ૦:—મહત્તત્ત્વ, ( બુદ્ધિ, ) અહંકાર, મનસહિત અગિયાર ઇંદ્રિયો, ને શબ્દાદિ પાંચ તન્માત્રાઓમાંથી પરંપરાએ ને આકાશાદિ પાંચ મહાભૂતોમાંથી સાક્ષાત્ આ અતીત થતા સ્થૂળશરીરની ઉત્પત્તિ થઈ છે, અને આકાશાદિ પાંચ સ્થૂલભૂતોવિનાના બાકીના અઢાર તત્ત્વોમાંથી સૂક્ષ્મશરીરની ( લિંગશરીરની ) ઉત્પત્તિ થઇ છે ૨

પુરુષને કયા કારણથી સંસારની પ્રાપ્તિ થાય છે તે કહે છે.—

## तद्बीजात्संसृतिः ॥ ३ ॥

तस्य भूतारंभस्य कारणात् धर्माधर्मात् संसरणं नाशः ॥३॥

સૂ૦:—તેના બીજથી [ તેનું ] ગમનાગમન [ થાય છે. ] ૩

વિ૦:—સ્થૂલશરીરની ને સૂક્ષ્મશરીરની ઉત્પત્તિનું બીજ અથવા નિમિત્તકારણ ધર્માધર્મના સંસ્કારો છે. જ્યાંસુધી પુરુષની અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ થાય છે, ને તેવી પ્રવૃત્તિવડે પોતાના અંતઃકરણમાં ધર્માધર્મના સંસ્કારો પાડવામાં આવે છે, ત્યાંસુધી એ બને શરીરો ઉત્પન્ન થયા કરે છે, ને તે પુરુષ આ સંસારમાં ભમ્યા કરે છે. જ્યારે પુરુષની અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ થતી નથી, ને તેના અંતઃકરણમાં તેવા સંસ્કારો પડતા નથી ત્યારે તે બને શરીરો ઉત્પન્ન થતાં નથી, ને તે પુરુષ સંસારમાં ભમતો અટકે છે ૩

આકાશાદિ પાંચ ભૂતોમાં શરીર ઉત્પન્ન કરવાનો

સ્વભાવ હોવાથી તેઓ સર્વદા શરીર ઉત્પન્ન કર્યાં કરશે, તેથી પુરુષને મોક્ષની પ્રાપ્તિ થશે નહિ, એમ શંકા થાય તો તેનુ ઉત્તર આપે છે —

आविवेकाच्च प्रवर्तनमविशेषाणाम् ॥ ४ ॥

विवेकज्ञानपर्यंतमारम्भकस्वभावत्वं भूततन्मात्राणामिति ॥४॥

સૂ૦—વિવેકજ્ઞાનપર્યંત અવિશેષોની પ્રવૃત્તિ [ થાય છે ] ૪

વિ૦.—જ્યાસુધી પુરુષને પ્રકૃતિપુરુષનુ સ્પષ્ટ વિવેકજ્ઞાન ન થાય ત્યાસુધી અવિશેષોની એટલે શબ્દાદિ પાચ તન્માત્રાઓની, પોતાના કાર્યમા પ્રવૃત્તિ રહે છે -તેઓ બને શરીરોને ઉપજાવે છે જ્યારે પુરુષને સ્પષ્ટ વિવેકજ્ઞાન થાય છે ત્યારે તે તન્માત્રાઓ !! બને શરીરોને ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામી જાય છે મહાપ્રલયમાં અવિવેકી પુરુષોપ્રતિ તન્માત્રાઓની બને શરીરોને ઉત્પન કરનારી શક્તિ વિદ્યમાન રહે છે, નાશ પામતી નથી ૪

વિવેકજ્ઞાનવાળા પુરુષને ધર્માધર્મરૂપ નિમિત્તકારણને અભાવે પુન જન્મમરણ થતા નથી એમ કહે છે —

उपभोगादितरस्य ॥ ५ ॥

अविवेकिन उपभोगान्महाप्रलये शरीराभावात्कुत उपभोग इति न तं प्रत्यारंभकत्वम् ॥ ५ ॥

સૂ૦ —અન્યનો ( આરબ્ધકર્મનો ) ઉપભોગથી [ નાશ થાય છે ] ૫

વિ૦.—અવિવેકી પુરુષોનેજ કરેલાં કર્મોના ફ્ળોની પ્રાપ્તિ થાય

છે. જેમને વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય છે તેમનાં સંચિતકર્મો વિવેકજ્ઞાનરૂપ અગ્નિવડે દગ્ધ થઇ જાય છે, તેમનાં ક્રિયમાણકર્મોની સાથે તેમનો સબંધ થતો નથી, અને તેમનું પ્રારબ્ધકર્મ ભોગવડે નાશ પામે છે, તેથી વિવેકી પુરુષને પુનઃ જન્મમરણ થવાનો સંભવ નથી. ૫

અવિવેકી પુરુષ કયા કારણથી બંને શરીરોની સાથે જોડાયેલો રહે છે તે કહે છેઃ—

## संप्रति परिष्वक्तो द्वाभ्याम् ॥ ६ ॥

धर्माधर्माभ्याम् । गमागमपरिष्वंगी प्रलयेऽपि धर्माधर्मानुबद्ध आत्मेति तं प्रति पुनरारम्भः । मुक्तौ न तथेति ॥६॥

સૂ૦ઃ—વર્તમાનમાં [ તે ] બેથી ( ધર્માધર્મથી ) જોડાઈ ગયેલો [ છે. ] ૬

વિ૦ઃ—અવિવેકી પુરુષ અવિવેકદશામાં ધર્માધર્મના સસ્કારોમાં પરિષ્વક્ત એટલે સર્વબાજુથી જોડાઇ ગયેલો રહે છે, મહાપ્રલય થાય તોપણ તેનાં ધર્માધર્મના સસ્કારરૂપ બને શરીરનાં બીજો નાશ પામતાં નથી, તેથીજ તેને સામ્પ્રતકાલમાં ( પ્રલયના અંતમાં અથવા સૃષ્ટિકાલમાં ) બને શરીરની પ્રાપ્તિ થાય છે. ૬

હવે બને શરીરોમાં જે વિલક્ષણપણુ છે તે કહે છેઃ—

## मातापितृजं स्थूलं प्रायश इतरन्न तथा ॥७॥

प्रायश इति दृश्यत्वात् । इतरत्सूक्ष्मशरीरं न तथा, दुरूहत्वात् ॥ ७ ॥

સૂ૦ઃ—સ્થૂલ બહુધા માતાપિતાથી ઉપજેલું [ છે, ] તેવી રીતે અન્ય નથી. ૭

વિ૦:—પ્રાણીઓનું સ્થૂલશરીર બહુધા માતાપિતાથી ઉપજેલું હોય છે, પરંતુ સૂક્ષ્મશરીર માતાપિતાથી ઉપજેલું હોતું નથી કેટલાંક પ્રાણીઓના સ્થૂલશરીરો માતાપિતાના સંસર્ગવિના પણ ઉપજે છે, તેથી સૂત્રમાં "प्रायश" એ પદ મૂકેલું છે ૭

એ બે શરીરોમાં સુખદુઃખાદિનો ભોગ કોને થાય છે તે કહે છે—

## पूर्वोत्पत्तेस्तत्कार्यत्वं भोगादेकस्य नेतरस्य ॥८॥

पूर्वोत्पत्तेः सूक्ष्मशरीरस्य । भोगादेकस्य तस्य, नेतरस्य स्थूलस्य, तत्कार्यत्वम् । स्थूलशरीरस्य गौणो भोगः, मृतशरीरे भोगादर्शनात् ॥ ८ ॥

સૂ૦—પૂર્વોત્પત્તિથી તેનું કાર્યપણું [ છે, ] ભોગથી એકને [ સંબંધ છે, ] અન્યને નથી ૮

વિ૦:—સૃષ્ટિના આદિકાલમાં ધર્માધર્મરૂપ નિમિત્તથી તન્માત્રાઓ આદિવડે ( સૂક્ષ્મભૂતાદિવડે ) જે સૂક્ષ્મશરીર ઉત્પન્ન થાય છે તે-વડેજ પુરુષને સુખદુઃખાદિનો ભોગ થાય છે મરણ પામેલા વા સૂક્ષ્મશરીરવિનાના સ્થૂલશરીરને સુખદુઃખાદિનો ભોગ થતો નથી સુખદુઃખનો વાસ્તવિક ભોગ સૂક્ષ્મશરીરને થાય છે, પુરુષમાં તો માત્ર તેનું પ્રતિબિંબજ પડે છે. એ સર્વ પૂર્વે કહેવામાં આવ્યું છે ૮

હવે સૂક્ષ્મશરીરનું સ્વરૂપ કહે છે—

## सप्तदशैकं लिंगम् ॥ ९ ॥

सप्तदश च एकं च अष्टादश । तेलिंगं सूक्ष्मदेह उत्पद्यते । बुद्ध्यहंकारमनांसि पंच सूक्ष्मभूतानि दशेन्द्रियाणीति ॥ ९ ॥

વિ૦:—પ્રાણીઓનુ સ્થૂલશરીર બહુધા માતાપિતાથી ઉપજેતુ હોય છે, પરતુ સૂક્ષ્મશરીર માતાપિતાથી ઉપજેતુ હોતુ નથી કેટલાંક પ્રાણીઓના સ્થૂલશરીરો માતાપિતાના સસર્ગવિના પણ ઉપજે છે, તેથી સૂત્રમા " प्रायश " એ પદ મૂકેલુ છે ૭

એ બે શરીરોમાં સુખદુ-ખાદિનો ભોગ કોને થાય છે તે કહે છે –

## पूर्वोत्पत्तेस्तत्कार्यत्वं भोगादेकस्य नेतरस्य ॥८॥

पूर्वोत्पत्तेः सूक्ष्मशरीरस्य । भोगादेकस्य तस्य, नेतरस्य स्थूलस्य, तत्कार्यत्वम् । स्थूलशरीरस्य गौणो भोगः, मृतशरीरे भोगादर्शनात् ॥ ८ ॥

સૂ૦ —પૂર્વોત્પત્તિથી તેનુ કાર્યપણુ [ છે, ] ભોગથી એકને [ સબધ છે, ] અન્યને નથી. ૮

વિ૦:—સૃષ્ટિના આદિકાલમા ધર્માધર્મરૂપ નિમિત્તથી તન્માત્રાઓ બુદ્ધિવડે ( સૂક્ષ્મભૂતાદિવડે ) જે સૂક્ષ્મશરીર ઉત્પન્ન થાય છે તે- પરુષને સુખદુ ખાદિનો ભોગ થાય છે મરણ પામેલા વા ‑‑વિનાના સ્થૂલશરીરને સુખદુ ખાદિનો ભોગ થતો નથી ખનો વાસ્તવિક ભોગ સૂક્ષ્મશરીરને થાય છે, પુરુષમાં તો માત્ર પ્રતિબિમ્બજ પડે છે, એ સર્વ પૂર્વે કહેવામાં આવ્યુ છે ૮

હવે સૂક્ષ્મશરીરનું સ્વરૂપ કહે છે —

## सप्तदशैकं लिंगम् ॥ ९ ॥

सप्तदश च एकं च अष्टादश । तैर्लिंगं सूक्ष्मदेह उत्पद्यते । बुद्ध्यहंकारमनांसि पंच सूक्ष्मभूतानि दशेन्द्रियाणीति ॥ ९ ॥

સૂ૦:—સૂક્ષ્મ [ શરીર ] અઢાર [ તત્ત્વનું છે. ] ૯

વિ૦:—લિંગ એટલે પ્રાણીઓનું સૂક્ષ્મશરીર સપ્તદશ અને એક એટલે અઢાર તત્ત્વોનું બનેલું છે,-શબ્દાદિ પાંચ તન્માત્રાઓ, પાંચ કર્મેંદ્રિયો, પાચ જ્ઞાનેંદ્રિયો, મન, અહંકાર અને બુદ્ધિ એ અઢાર તત્ત્વોનું સૂક્ષ્મશરીર થાય છે. ત્રણ અંત:કરણોની સામાન્યવૃત્તિનેજ આ શાસ્ત્રમાં પ્રાણ કહેવામાં આવે છે, માટે પ્રાણપંચકનો ( પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાનનો ) પણ લિંગશરીરમાંજ અતર્ભાવ થાય છે. અહંકારનો મનમાં અંતર્ભાવ ગણીને કોઈ શાસ્ત્રમાં સૂક્ષ્મ-શરીરનાં સત્તર તત્ત્વો પણ કહેલાં છે. લિંગદેહમાં બુદ્ધિ પ્રધાન ગણાય છે. ૯

જો સૂક્ષ્મદેહનું સર્વત્ર તુલ્યપણું હોય તો ભિન્ન ભિન્ન પુરુષોને ભિન્ન ભિન્ન પ્રકારના ભોગ નહિ થવા જોઈએ એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છે:—

## व्यक्तिभेदः कर्मविशेषात् ॥ १० ॥

व्यक्तम् ॥ १० ॥

સૂ૦:—કર્મના ભેદથી પ્રત્યેકનો ભેદ [ છે. ] ૧૦

વિ૦:—બધાં લિંગશરીરોની રચના સમાન છતાં પણ તેમાં રહેલા ધર્માધર્મરૂપ નિમિત્તકારણનો બહુ ભેદ હોવાથી સ્થૂલશરીરની રચનામાં ને તે સ્થૂલશરીરવડે ભોગવાતા ભોગમાં ન્યૂનાધિકપણું થાય છે,-બધાં સૂક્ષ્મશરીરોના કર્મો ભિન્ન ભિન્ન પ્રકારનાં હોવાથી તેમને ભિન્ન ભિન્ન પ્રકારના સ્થૂલદેહની તથા ભિન્ન ભિન્ન પ્રકારના ભોગોની પ્રાપ્તિ થાય છે. ૧૦

જ્યારે આત્મા સ્થૂલદેહથી પૃથક્ છે ત્યારે સ્થૂલદેહમાં

"હું" એવું અભિમાન મનુષ્યોને કેમ ઉપજે છે એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે:—

## तदधिष्ठानाश्रये देहे तद्वादात्तद्वादः ॥ ११ ॥

आत्माधिष्ठानाश्रये देहे संभोगादात्मवादाद्देहेऽहमित्यभिमानवादः ॥ ११ ॥

સૂ૦:—તે ( આત્મરૂપ ) અધિષ્ઠાનના આશ્રયરૂપ શરીરમા તેના ( આત્માના ) કથનથી તેનુ (સ્થૂલશરીરનું) કથન છે. ૧૧

વિ૦—અવિવેકવડે સ્થૂલદેહમા પોતાના આત્માની સ્થિતિ માની લેવાથી અવિવેકી લોકો પોતાના સ્થૂલદેહમા આત્માનું એટલે હુંપણાનું મિથ્યાભિમાન કરે છે અર્થાત્ આત્મરૂપ અધિષ્ઠાનના આશ્રયરૂપ સ્થૂલશરીરમા, આત્મામા હુંપણાના કથનને સ્થાને, ભ્રાતિથી તે અવિવેકી મનુષ્યો હુંપણાનુ કથન કરે છે ૧૧

નીચેના સૂત્રમા એ વાત સમજાવવામાટે દૃષ્ટાત કહે છે —

## न स्वातंत्र्यात्तदृते छायावच्चित्रवच्च ॥ १२ ॥

यद्यात्मना विना देहेऽहमिति प्रत्ययः, तदा मृतदेहेऽहमिति प्रत्ययः स्यात् । न चैवम् ॥ यथाऽऽवरकेण विना न छाया, भित्तिं विना न चित्रम्, तथाऽत्रापि ॥ १२ ॥

સૂ૦—તેના (આત્મા) વિના સ્વતત્રપણાથી છાયાની પેઠે અને ચિત્રની પેઠે [ સ્થૂલદેહમા હુંપણાનુ અભિમાન ] નથી ૧૨

વિ૦:—આત્મા જો સ્વતંત્ર એટલે સ્થૂલદેહથી પૃથક્ વસ્તુ ન હોય તો કોઇ પણ રીતે આ સ્થૂલદેહમાં હું એવું અભિમાન ઉપજે નહિ. આત્માવિના જડ સ્થૂલદેહ કદીપણ હું હું એમ બોલે ? નજ બોલે. મરણ પામેલુ સ્થૂલશરીર કાંઈ હું હુ એમ બોલે છે ? નથીજ બોલતું. આથી જેમ આવરણ કરનાર પદાર્થવિના છાયા રહેતી નથી, અને જેમ ભીંત આદિ વિના ચિત્ર રહેતુ નથી તેમ આત્માવિના કેવલ સ્થૂલદેહમાં હુંપણાનું જ્ઞાન ઉપજી શકતુ નથી ૧૨

હવે સૂક્ષ્મદેહ આત્મા નથી એમ પ્રતિપાદન કરે છે.—

## मूर्तत्वेऽपि न संघातयोगात्तरणिवत् ॥ १३ ॥

संघातत्वान्मूर्तः, मूर्तत्वात्परार्थः । 'तरणिवदि'ति यथा प्रकाशत्वेऽपि मूर्तत्वान्नादित्यस्यात्मत्वम् ॥ १३ ॥

સૂ૦:—મૂર્તપણામાં અને સંઘાતના યોગથી [સૂક્ષ્મ-શરીર આત્મા] નથી, સૂર્યની પેઠે. ૧૩

વિ૦:—અઢાર તત્ત્વરૂપ સૂક્ષ્મશરીર જ્ઞાનશક્તિવાળુ જણાતાં છતા પણ આત્મા નથી, કેમકે તે શરીર મૂર્ત એટલે પરિચ્છિન્ન-પરિમાણવાળુ અને ઘણા તત્ત્વોના સંઘાતરૂપ છે પ્રકાશશક્તિવાળા છતા પણ સૂર્ય જેમ મૂર્ત હોવાથી ને પરમાણુઓના સમૂહરૂપ હોવાથી આત્મા નથી તેમ પ્રકાશશક્તિવાળુ છતા પણ સૂક્ષ્મશરીર મૂર્ત હોવાથી ને અઢાર તત્ત્વોના સમૂહરૂપ હોવાથી આત્મા નથી ૧૩

મન પણ આત્મા નથી એમ કહે છે.—

## अणुपरिमाणं तत्कृतिश्रुतेः ॥ १४ ॥

मनोऽणुपरिमाणं तत्क्रियायां श्रुतिदर्शनात् । व्यापकस्य निरुपाधेर्नेन्द्रियत्वमित्युपाधिर्वक्तव्यः । यदि कर्णशष्कुलीव-

त्रियतावयवस्योपाधित्वं, तदा तावन्माने वृत्तिलाभो नान्यत्रेति श्रोत्रवत्प्रसज्येत । ततश्च देहमात्रमुपाधिर्वक्तव्यः । तथा च तदवच्छेदेन वृत्तिलाभे 'शिरसि मे वेदना' 'पादे मे सुखमि'-त्यव्याप्यवृत्तित्वप्रतीतिविरोधः । युगपज्ज्ञानानुत्पत्तेरपि मनसोऽणुत्वमाह । न्यायश्चान्यत्र प्रपंचित इति ॥ १४ ॥

સૂ૦:—[ તેનુ ] પરિચ્છિન્ન પરિમાણ [ છે તેથી, ને ] તેની ક્રિયાની શ્રુતિથી [ મન આત્મા નથી ] ૧૪

વિ૦:—સંકલ્પવિકલ્પરૂપ ધર્મવાળુ મન પણ આત્મા નથી, કેમકે આત્મા વ્યાપક છે ને મન અણુપરિમાણુ છે અહીં પરિચ્છિન્નપરિમાણુને અણુપરિમાણુ કહેલ છે. સાવયવ હોવાથી મન અત્યતસૂક્ષ્મ નથી તેને વ્યાપક અને ઉપાધિરહિત માનો તો તેમા ઇંદ્રિયપણુ ઘટતુ નથી વળી મન ક્રિયાવાળુ છે એમ " अन्यत्रमना अभूव " ( બીજે મનવાળો હતો, ) એ શ્રુતિમા કહ્યુ છે, ને આત્મા નિષ્ક્રિય છે, તેથી પણ સિદ્ધ થાય છે કે મન આત્મા નથી ૧૪

મન આત્મા નથી તેમા બીજો હેતુ કહે છે—

## तदन्नमयत्वश्रुतेश्च ॥ १५ ॥

तस्य मनसोऽन्नमयत्वे श्रुतिरस्ति । अन्नमयत्वेन च सौम्यत्वं दर्शितम् । सौम्यत्वं च चन्द्ररूपत्वमिति । न चात्मा चन्द्रः॥ श्रुतिश्च "अन्नं वै प्राणाः" प्राणश्च चंद्रमयो ज्ञेयः । "चन्द्रमा मनसो जातः," तस्मादणु मनो, नात्मेति ॥१५॥

સૂ૦:—તેના અન્નમયપણાની શ્રુતિથી પણ [ તે આત્મા નથી. ] ૧૫

વિ૦ — " અન્નમય હિ સૌમ્ય મન ' (હે પ્રિયદર્શન ! મન અન્નના કાર્યરૂપ છે,) આ શ્રુતિમા મનનુ અન્નમયપણુ પ્રતિપાદન કરેલુ છે અન્નના કાર્યને અન્નમય કહે છે સાંખ્યમતમાં મનને આકાશાદિ પાચ ભૂતોનુ કાર્ય માન્યુ નથી, પણુ તેને અહંકારનુ કાર્ય માનેલુ છે, માટે અહીં મનમા જે અન્નમયપણાનો વ્યવહાર કર્યો છે તે ગૌણુ જાણુવો મન અન્નને અભાવે ક્ષીણુબલવાળુ થાય છે, અને અન્નના ભક્ષણુથી મનનુ બલ વધે છે, તેથી તેને અન્નના કાર્યરૂપ કહ્યુ છે આત્મા અન્નના કાર્યરૂપ નથી, તેથી સિદ્ધ થાય છે કે મન આત્મા નથી ૧૫

જડ લિગદેહના ગમનાગમનમા કારણુ કહે છે –

## पुरुषार्थं संसृतिर्लिंगानां सूपकारवद्राज्ञः ॥ १६ ॥

यथा प्रवृत्तिस्तथा संसृतिः । संसृतौ च मरणदुःखमिति निर्विण्णो भवति । 'सूपकारवदि'ति परार्थमेव प्रवृत्तिः ॥१६॥

સૂ૦ —પુરુષમાટે સૂક્ષ્મનુ ગમનાગમન રાજાના રસોયાની પેઠે [ છે ] ૧૬

વિ૦ —રાજાનો રસોયો જેમ રાજાને માટે પાકશાલામા ગમનાગમન (જાઆવ) કરે છે તેમ પુરુષને માટે લિંગદેહનુ સસારમાં ફરવુ એટલે કર્માનુસાર તેનુ પરલોકમા જવુ ને ત્યાંથી આ લોકમા આવવુ થાય છે ૧૬

હવે સ્થૂલશરીરના સ્વરૂપનો વિચાર કરે છે —

## पांचभौतिको देहः ॥ १७ ॥

स्पष्टम् ॥ १७ ॥

સૂ૦:—પાચ ભૂતોનુ બનેલુ [સ્થૂલ] શરીર [છે] ૧૭

વિ૦:—પૃથ્વી, જલ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ સ્થૂલભૂતોનું પરિણામ-કાર્ય-આ પ્રતીત થતું સ્થૂલશરીર છે. ૧૭

સ્થૂલશરીરના સંબંધમાં બીજા બે વાદીઓના મત કહે છે:—

चातुर्भौतिकमित्येके ॥ १८ ॥

आकाशपरित्यागेन चातुर्भौतिकं शरीरमित्यन्ये ॥१८॥

સૂ૦:—કોઇ ચાર ભૂતોનું બનેલું [ સ્થૂલશરીર છે ] એમ [ કહે છે. ] ૧૮

વિ૦:—આકાશનામનું ભૂત નિર્વિકારસ્વભાવવાળું હોવાથી તે કોઇ સ્થૂલશરીરનું જનક સંભવી શકે નહિ, માટે વાયુ આદિ ચાર ભૂતોનાં પરમાણુઓનું કાર્ય આ સ્થૂલશરીર છે એમ કેટલાક (તાર્કિકો ને ચાર્વાકો) માને છે. ૧૮

ऐकभौतिकमित्यपरे ॥ १९ ॥

पार्थिवं शरीरमिति ॥ १९ ॥

સૂ૦:—બીજા એક ભૂતનું બનેલું [ સ્થૂલશરીર છે ] એમ [ કહે છે. ] ૧૯

વિ૦:—પૃથ્વીનામના ભૂતનાં પરમાણુઓનું પરિણામ આ સ્થૂલશરીર છે, બીજાં ચાર ભૂતો માત્ર સ્થૂલશરીરની સ્થિતિમાં સાહાય્યક છે, એમ બીજા કેટલાક ચાર્વાકો કહે છે. ૧૯

ચૈતન્ય એ જડ સ્થૂલશરીરનો ધર્મ નથી એમ પ્રતિપાદન કરે છે:—

न सांसिद्धिकं चैतन्यं प्रत्येकादृष्टेः ॥ २० ॥

पृथक्पृथग्भूतेषु चैतन्यादर्शनान्न स्वभावचैतन्यम् । अत एव मिलितानां च चैतन्यं नाशंकनीयम् । जन्तवो हि प्रत्येकं क्षुद्रजन्तुसंयमनशक्तिमन्तो मिलितास्ते हस्तिनमपि संयमयन्ति, न चैवं भूतानीति । न देहचैतन्यम् ॥ २० ॥

સૂ૦ —[ ભૂતોમા ] સ્વાભાવિક ચૈતન્ય નથી, પ્રત્યેકમા [ તે ] નહિ દેખવાથી ૨૦

**વિ૦:**—સ્થૂલદેહમા જ્ઞાનના સદ્ભાવવડે જે ચૈતન્યનામની વસ્તુનુ અનુમાન કરાય છે એ ચૈતન્ય આ ભૌતિકદેહનો સ્વાભાવિકધર્મ નથી, પણ તે આત્માનો સ્વભાવ છે પાચ ભૂતોમાના કોઇ પણ ભૂતનો ચૈતન્યસ્વભાવ હોવાનુ સિદ્ધ થઇ શકતું નથી ચૈતન્ય પ્રત્યેક ભૂતનો અથવા મળેલા પાચ ભૂતોનો સ્વભાવ અથવા ધર્મ નથી, પરતુ તે ચૈતન્ય અથવા આત્મા નિત્ય અને ભૂતોથી પૃથક્ પદાર્થ છે ૨૦

ચૈતન્યને સ્થૂલશરીરનો ધર્મ માનવામા બીજું દૂષણ કહે છે —

**प्रपंचमरणाद्यभावश्च ॥ २१ ॥**

देहस्य चेतनत्वे प्रपंचत्वस्य मरणस्याभावः, चेतनस्य नित्यत्वात् । अथ चेतनस्यापि मरणं मुक्तिरिति ॥ २१ ॥

સૂ૦ —અને પ્રપચરૂપ મરણાદિનો અભાવ [થાય ]૨૧

**વિ૦:**—વળી જો સ્થૂલદેહનો સ્વભાવ ચૈતન્ય હોય તો કોઇના પણ સ્થૂલદેહને અચેતનતારૂપ મરણ, સુષુપ્તિ તથા મૂર્છા એ ન થવા જોઇએ જે પદાર્થોનો જે સ્વભાવ હોય તે પદાર્થમા તે સ્વભાવ તે પદાર્થ રહે ત્યાસુધી રહે એવો નિયમ છે જેમ ઉષ્ણતા એ અગ્નિનો સ્વભાવ હોવાથી જ્યાસુધી અગ્નિ રહે ત્યાસુધી તેમા ઉષ્ણતા પણ રહે ?

ચૈતન્ય જો સ્થૂલદેહનો સ્વભાવ હોય તો ઉપર કહેલા નિયમપ્રમાણે જેટલો સમય સ્થૂલદેહ રહે તેટલો સમય તેમાં ચૈતન્ય પણ રહેવું જોઈએ, પણ તેમ થતું હોય એમ મરણાદિના પ્રસંગમાં જોવામાં આવતું નથી, માટે સ્થૂલદેહનો સ્વભાવ ચૈતન્ય નથી એમ સિદ્ધ થાય છે. ૨૧

જેમ કેફ ઉત્પન્ન કરવાનું બલ એક એક મદબીજમાં ( કેફ ઉપજાવનારા કોઈ પણ બીમાં ) નથી. પણ ઘણાં મદબીજો મળવાથી તેમાં કેફ ઉત્પન્ન કરવાનુ બલ ઉપજે છે તેમ એક ભૂતમાં ચેતનપણુ નથી, પણ પૃથિવી આદિ ચાર ભૂતો મળવાથી તેના કાર્યરૂપ સ્થૂલદેહમાં ચેતનપણું ઉપજે છે, એમ કોઈ ચાર્વાકવાદી શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

## मदशक्तिवच्चेत् प्रत्येकपरिदृष्टे सौक्ष्म्यात्सांहत्ये तदुद्भवः ॥ २२ ॥

यथा मदशक्तिः प्रतिपुरुषे सूक्ष्मत्वेन दृष्टा, सांहत्ये महच्छक्त्युद्भवाद्बृहच्छिलामपि वहन्ति । न च भूतेष्वपि प्रत्येकं सूक्ष्मचैतन्यं दृष्टं, येन सांहत्ये देहे चैतन्यं स्यात् ' न सांसिद्धिकमि'ति सूत्रे निषिद्धं निषेधमुखेन दर्शितं भवति, इह सूत्रे विधिमुखेनेति न पुनरुक्तम् ॥ २२ ॥

સૂ૦:—મદશક્તિની પેઠે [ એમ જો કહો ] તો સૂક્ષ્મપણે પ્રત્યેકમાં દષ્ટ થવાથી એકઠાપણામાં તેનો ઉદ્ભવ [ થાય છે. ] ૨૨

વિ૦ —ખસખસ આદિ પ્રત્યેક મદબીજમાં કેફ ઉત્પન્ન કરવાની શક્તિ નથી એમ કહેવું યોગ્ય નથી, કારણ તે પ્રત્યેક મદબીજમાં

સૂક્ષ્મરૂપે માદકશક્તિ રહે છે, એટલે તેમના એકત્ર થવાથી તેનો ઉદ્ભવ-સ્પષ્ટ વિકાસ-થાય છે પરતુ પૃથિવી આદિ પ્રત્યેક ભૂતમા સૂક્ષ્મરૂપે ચૈતન્ય રહેવાનુ સપ્રમાણ સિદ્ધ થઈ શકતું નથી, એટલે તેના સઘાતમા પણ ચેતનપણાની ઉત્પત્તિ સંભવી શકતી નથી "न सांसिद्धिक" ઇત્યાદિ સૂત્રમા નિષેધમુખે પૃથિવી આદિ ભૂતોમા ચેતનનો અભાવ જણાવ્યો છે, અને આ સૂત્રમા વિધિમુખે તે ભૂતોમાં તેનો અભાવ જણાવ્યો છે, માટે આ સૂત્રમા પુનરુક્તિનો દોષ આવતો નથી ૨૨

વૈરાગ્યાદિને પરપરાવડે મુક્તિનુ સાધનપણુ કહ્યું, હવે મુક્તિના સાક્ષાત્ સાધનને કહે છે —

## ज्ञानान्मुक्तिः ॥ २३ ॥

व्यक्तम् ॥ २३ ॥

સૂ૦ —જ્ઞાનથી મુક્તિ [ થાય છે ] ૨૩

વિ૦ —પુરુષને પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનવડે મુક્તિ એટલે તેના કલ્પિત બધનો અભાવ થાય છે ૨૩

હવે પુરુષના બધનો હેતુ કહે છે —

## बन्धो विपर्ययात् ॥ २४ ॥

अज्ञानात् ॥ २४ ॥

સૂ૦ —અજ્ઞાનથી બધ [ થાય છે ] ૨૪

વિ૦:—પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનની અપ્રાપ્તિરૂપ અજ્ઞાનથી પુરુષને પોતાના સ્વરૂપમા દુ ખના અનુભવરૂપ બધ થાય છે ૨૪

પુરુષને શાસ્ત્રોક્ત કર્મથી મુક્તિ થતી નથી એમ કહે છે —

## नियतकारणत्वान्न समुच्चयविकल्पौ ॥ २५ ॥

नियतमेव कारणम्। ज्ञानान्मुक्तिः, कर्मणो मुक्तिः। यत्राप्यकामकर्मणः समुच्चयः श्रूयते, तत्रापि ज्ञानार्थे, तस्मान्न समुच्चयः। नापि कदाचिज्ज्ञानात्कदाचित्कर्मण इति विकल्पः॥ श्रुतिश्च "वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय"॥२५॥

સૂ૦ — નિયતકારણપણાથી સમુચ્ચય કે વિકલ્પ [ મોક્ષમા હેતુ ] નથી ૨૫

વિ૦:—' ज्ञानादेव तु कैवल्यं " ( જ્ઞાનથીજ પુરુષને મુક્તિની પ્રાપ્તિ થાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓદ્વારા વિવેકજ્ઞાનજ મુક્તિનું નક્કી થયેલુ કારણ છે, એટલે એમા કર્મના સમુચ્ચયનો અથવા વિક પનો અસભવ છે, અર્થાત્ જ્ઞાનકર્મ બનેથી અથવા એકલા કર્મથી પુરુષને મુક્તિ પ્રાપ્ત થતી નથી જ્ઞાન અને કર્મ બને સાથે હોય તોજ મોક્ષલાભ થાય એ સમુચ્ચય કહેવાય છે, અને જ્ઞાનથી પણ મોક્ષલાભ થાય, તથા કર્મથી પણ મોક્ષલાભ થાય એ વિકલ્પ કહેવાય છે શાસ્ત્રમાં કર્મને મુક્તિનુ પરપરાવડે કારણ કહેલુ છે, પણ તેને મુક્તિનુ સાક્ષાત્કારણ કહેલુ નથી, અર્થાત્ નિષ્કામકર્મદ્વારા ચિત્તશુદ્ધિ, ચિત્તશુદ્ધિદ્વારા વિવેકજ્ઞાન અને વિવેકજ્ઞાનદ્વારા પુરુષને મુક્તિ થાય છે ૨૫

મોક્ષમા જ્ઞાનકર્મનો સમુચ્ચય અથવા વિકલ્પ માનવા બીજું દૂષણ કહે છે —

## स्वप्नजागराभ्यामिव मायिकामायिकाभ्यां नोभयोर्मुक्तिः पुरुषस्य ॥ २६ ॥

मायिकः स्वप्नः, अमायिको जागरः। स्वप्नवत्कर्म, जागरवज्ज्ञानम्। तुल्यकालयोर्हि समुच्चयः, न तु स्वप्नजागरयोस्तुल्यकालत्वं, तस्मान्न ज्ञानकर्मसमुच्चयः ॥ २६ ॥

સૂ૦:—સ્વપ્ન અને જાગ્રતના જેવાં માયિક ને અમાયિક [ છે તે ] ઉભયથી પુરુષની મુક્તિ નથી. ૨૬

વિ૦:—કર્મ અને જ્ઞાન એ બંને યથાનુક્રમે સ્વપ્ન અને જાગ્રત્‌તુલ્ય છે, અર્થાત્ સર્વ કર્મો સ્વપ્નતુલ્ય-માયિક-મિથ્યા-છે, અને જ્ઞાન જાગ્રતુલ્ય-અમાયિક-સત્ય-છે, એમ એ બંને પરસ્પર વિરોધી છે, તેથી કર્મનો અને જ્ઞાનનો સમુચ્ચય સંભવી શકતો નથી; અને તે બંનેનો સમુચ્ચય ન હોવાથી એકલા કર્મદ્વારા પણ મુક્તિ સંભવતી નથી. ૨૬

સ્વપ્નના જ્ઞાનની પેઠે જાગ્રતનું જ્ઞાન પણ જ્ઞાન હોવાથી જાગ્રતના જ્ઞાનને મિથ્યાપણાની પ્રાપ્તિ થશે એવી શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

## इतरस्यापि नात्यन्तिकम् ॥ २७ ॥

स्वप्नप्रत्ययस्यापि नात्यन्तिकं मिथ्यात्वं, खपुष्पवत्, न च स्वात्मन्यपि मिथ्यात्वं, अन्यथा स्वप्न इत्येव न स्यात्। न चात्यन्तादृष्टे स्वप्नः, किंतु जाग्रद्दृष्टेऽर्थे ॥ २७ ॥

સૂ૦:—અન્યનું પણ અત્યંત [ મિથ્યાપણું ] નથી. ૨૭

વિ૦:—સ્વપ્નનું જ્ઞાન આકાશના ફૂલની પેઠે અત્યંત મિથ્યા નથી. તે જ્ઞાન વાસનામય છે. અત્યંત અદૃષ્ટ પદાર્થનું સ્વપ્નમાં જ્ઞાન થવું સંભવતું નથી, કિંતુ કોઇ પણ કાળમાં જાગ્રતમાં જે પદાર્થ દૃષ્ટ થયો હોય તેનું જ્ઞાન સ્વપ્નમાં થાય છે. જીવને પોતાની અનંત જન્મોની

## नियतकारणत्वान्न समुच्चयविकल्पौ ॥२५॥

नियतमेव कारणम्। ज्ञानान्मुक्तिः, कर्मणो भुक्तिः। यत्राप्यकामकर्मणः समुच्चयः श्रूयते, तत्रापि ज्ञानार्थं, तस्मान्न समुच्चयः। नापि कदाचिज्ज्ञानात्कदाचित्कर्मण इति विकल्पः। श्रुतिश्च "वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय"॥२५॥

સૂ૦ — નિયતકારણપણાથી સમુચ્ચય કે વિકલ્પ [ મોક્ષમા હેતુ ] નથી ૨૫

વિ૦:—' ज्ञानादेव तु कैवल्यं " ( જ્ઞાનથીજ પુરુષને મુક્તિની પ્રાપ્તિ થાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓદ્વારા વિવેકજ્ઞાનજ મુક્તિનું નક્કી થયેલુ કારણ છે એટલે એમાં કર્મના સમુચ્ચયનો અથવા વિકલ્પનો અસંભવ છે, અર્થાત્ જ્ઞાનકર્મ બનેથી અથવા એકલા કર્મથી પુરુષને મુક્તિ પ્રાપ્ત થતી નથી જ્ઞાન અને કર્મ બને સાથે હોય તોજ મોક્ષલાભ થાય એ સમુચ્ચય કહેવાય છે, અને જ્ઞાનથી પણ મોક્ષલાભ થાય તથા કર્મથી પણ મોક્ષલાભ થાય એ વિકલ્પ કહેવાય છે શાસ્ત્રમાં કર્મને મુક્તિનુ પરંપરાવડે કારણ કહેલુ છે પણ તેને મુક્તિનુ સાક્ષાત્કારણ કહેલુ નથી, અર્થાત્ નિષ્કામકર્મદ્વારા ચિત્તશુદ્ધિ ચિત્તશુદ્ધિદ્વારા વિવેકજ્ઞાન અને વિવેકજ્ઞાનદ્વારા પુરુષને મુક્તિ થાય છે ૨૫

મોક્ષમા જ્ઞાનકર્મનો સમુચ્ચય અથવા વિકલ્પ માનવ । બીજું દૂષણ કહે છે —

## स्वप्नजागराभ्यामिव मायिकामायिकाभ्यां नोभयोर्मुक्तिः पुरुषस्य ॥ २६ ॥

मायिकः स्वप्नः, अमायिको जागरः। स्वप्नवत्कर्म, जागरवज्ज्ञानम्। तुल्यकालयोर्हि समुच्चयः, न तु स्वप्नजागरयोस्तुल्यकालत्वं, तस्मान्न ज्ञानकर्मसमुच्चयः ॥ २६ ॥

સૂ૦ઃ—સ્વપ્ન અને જાગ્રત્‌ના જેવાં માયિક ને અમાયિક [ છે તે ] ઉભયથી પુરુષની મુક્તિ નથી. ૨૬

વિ૦ઃ—કર્મ અને જ્ઞાન એ બંને યથાનુક્રમે સ્વપ્ન અને જાગ્રત્ તુલ્ય છે, અર્થાત્ સર્વે કર્મો સ્વપ્નતુલ્ય-માયિક-મિથ્યા-છે, અને જ્ઞાન જાગ્રત્‌તુલ્ય-અમાયિક-સત્ય-છે, એમ એ બંને પરસ્પર વિરોધી છે, તેથી કર્મનો અને જ્ઞાનનો સમુચ્ચય સંભવી શકતો નથી, અને તે બંનેનો સમુચ્ચય ન હોવાથી એકલા કર્મદ્વારા પણ મુક્તિ સંભવતી નથી ૨૬

સ્વપ્નના જ્ઞાનની પેઠે જાગ્રત્‌નું જ્ઞાન પણ જ્ઞાન હોવાથી જાગ્રત્‌ના જ્ઞાનને મિથ્યાપણાની પ્રાપ્તિ થશે એવી શંકા થાય તો તેનું ઉત્તર આપે છે—

## इतरस्यापि नात्यन्तिकम् ॥ २७ ॥

स्वप्नप्रत्ययस्यापि नात्यन्तिकं मिथ्यात्वं, खपुष्पवत्, न च स्वात्मन्यपि मिथ्यात्वं, अन्यथा स्वप्न इत्येव न स्यात्। न चात्यन्तादृष्टे स्वप्नः, किंतु जाग्रद्दृष्टेऽर्थे ॥ २७ ॥

સૂ૦ઃ—અન્યનુ પણ અત્યંત [ મિથ્યાપણું ] નથી. ૨૭

વિ૦ઃ—સ્વપ્નનુ જ્ઞાન આકાશના ફૂલની પેઠે અત્યંત મિથ્યા નથી તે જ્ઞાન વાસનામય છે અત્યંત અદૃષ્ટ પદાર્થનુ સ્વપ્નમાં જ્ઞાન થવું સંભવતું નથી, કિંતુ કોઇ પણ કાલમા જાગ્રત્‌માં જે પદાર્થ દૃષ્ટ થયો હોય તેનુ જ્ઞાન સ્વપ્નમા થાય છે. જીવને પોતાની અનંત જન્મોની

જાગ્રદવસ્થામાં અનંત પદાર્થો દષ્ટ થયા છે, અને તેની સૂક્ષ્મવાસના જોનારના હૃદયમાં રહી છે, તે તે વેળા (સ્વપ્નમા) ઉદ્ભવ પામે છે. કોઈ પણ જન્મમા નજ અનુભવવામાં આવે એવા વિપરીત પદાર્થોનું જે સ્વપ્ન આવે છે તેમા નિદ્રાદોષને લીધે દ્રષ્ટાને અન્ય પ્રકારના અનુભવનું અન્ય પ્રકારે ભાન થાય છે, માટે સ્વપ્નના દષ્ટાંતથી જાગ્રતને મિથ્યાપણાની પ્રાપ્તિ થતી નથી. ૨૭

દષ્ટકારણના અભાવથી માત્ર સકલ્પવડે યોગીને કોઈ પણ વસ્તુની સિદ્ધિ ન થવી જોઇએ એમ શકા થાય તો તેનું સમાધાન નીચેનાં બે સૂત્રોથી કરે છેઃ—

## संकल्पितेऽप्येवम् ॥ २८ ॥

नास्मदादीनां संकल्पात्सिद्धिरिति योगजधर्मोपगृहीतानां सिद्धानामपि न भवितव्यम्। तस्मान्न मिथ्येति ॥ २८ ॥

સૂ૦:—સંકલ્પિતમાં પણ એ પ્રમાણે [ છે. ] ૨૮

વિ૦:—મનના સંકલ્પથી પ્રતીત થતી વસ્તુમા પણ સાધારણ રીતે સ્વપ્નની વસ્તુની પેઠે મિથ્યાપણું છે સકલ્પના પદાર્થો મિથ્યા છે એ ખરું, પણ બધા મનુષ્યોના બધા સકલ્પોના પદાર્થો મિથ્યા હોય છે એમ કહેવાય નહિ સિદ્ધયોગીઓના સકલ્પોના પદાર્થો યોગવડે પ્રાપ્ત થયેલા શુદ્ધ ધર્મના પ્રભાવથી ઉપજેલા હોવાથી સત્યજ હોય છે, મિથ્યા હોતા નથી. ૨૮

## भावनोपचयाच्छुद्धस्य सर्वं प्रकृतिवत् ॥ २९ ॥

यथा महदादीनां पूर्वमपेक्ष्य कार्यकरणं, प्रकृतेस्तु न कार्यकरणे कस्याप्यपेक्षा, तथा दृष्टकारणाभावादपि योगिनां भावनोपचयात्सर्वं संपद्यते ॥ २९ ॥

સૂ૦:—ભાવનાના વધારાથી શુદ્ધ[ પુરુષ ]નું સર્વ [ સિદ્ધ થાય છે, ] પ્રકૃતિની પેઠે ૨૯

વિ૦:—ભાવનાવિશેષના બળથી પવિત્ર અંત કરણવાળા યોગીઓના બધા સકલ્પો સિદ્ધ થાય છે જેમ પ્રકૃતિમાથી મહત્તત્ત્વનો આવિર્ભાવ થવામા કોઇ પણ પ્રકારનુ દૃષ્ટ કારણ હોવાનુ અનુમાન થતુ નથી, તેમ યોગીઓના સકલ્પો સિદ્ધ થવામા પણ કોઇ પણ પ્રકારનુ દૃષ્ટ કારણ હોવાનુ અનુમાન થતુ નથી, માત્ર તેઓ ( યોગીઓ ) ભાવના-વિશેષદ્વારાજ પોતાના સકલ્પને સત્ય એટલે સફલ કરે છે. બધા કાર્યો દૃષ્ટકારણદ્વારાજ સિદ્ધ થાય છે એવો નિયમ નથી, કેટલાક કાર્યો અદૃષ્ટકારણદ્વારા પણ સિદ્ધ થાય છે યોગીઓના સકલ્પો સિદ્ધ થવાનું કારણ પણ તેમણે યોગદ્વારા પ્રાપ્ત કરેલુ અદૃષ્ટ બળ છે ૨૯

ભાવનાશક્તિ ધ્યાનદ્વારા ઉપજે છે, માટે નીચેના સૂત્રમા ધ્યાનનુ સ્વરૂપ કહે છે —

## रागोपहतिर्ध्यानम् ॥ ३० ॥

रागात् रजोगुणाच्चलितत्वं, तदपहतिर्निश्चलितत्वं ध्यानम् ॥ ३० ॥

સૂ૦:—રાગનો નાશ [ એ ] ધ્યાન [ છે ] ૩૦

વિ૦:—ભાવનાશક્તિ ધ્યાનવડે ઉત્પન્ન થાય છે. વિષયોના સબધનો પોતાના ચિત્તમા જે રાગ રહેતો હોય તે રાગનો નાશ કરવો એ ધ્યાન છે ચિત્તમા રહેલા રજોગુણદ્વારા ચિત્તનુ ચચળપણુ અથવા વિષયાભિમુખપણુ થાય છે એ ચચળપણાનુ અથવા વિષયાભિમુખપણાનુ નામ રાગ છે વિષયવૈરાગ્યવડે ને અભ્યાસવડે એ રાગનો અભાવ થવાથી ધ્યાનની ( ચિત્તની નિશ્ચલતાની ) સિદ્ધિ થાય છે ધ્યાનનુ

વિશેષ નિરૂપણ પાતંજલયોગદર્શન, યોગકૌસ્તુભ, યોગપ્રભાકર અને પરમપદબોધિની એ ગ્રંથોમા છે. ૩૦

ધ્યાનની સિદ્ધિ કયા ઉપાયથી થાય છે તે કહે છે —

**वृत्तिनिरोधात्तत्सिद्धिः ॥ ३१ ॥**

वृत्तयः प्रमाणादयः पञ्च, तन्निरोधात् तत्सिद्धिः ध्यानसिद्धिः ॥ ३१ ॥

**સૂ૦:**—વૃત્તિના નિરોધથી તેની સિદ્ધિ [ થાય છે ] ૩૧

**વિ૦:**—ધ્યેયપદાર્થવિનાના બીજા પદાર્થોમાથી પોતાના ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો, અર્થાત્ ચિત્તની પ્રમાણાદિ પાચ પ્રકારની વૃત્તિઓને રોકી ચિત્તને ધ્યેયમા એકાગ્ર કરવુ એ સપ્રજ્ઞાતયોગ કહેવાય છે. વૃત્તિઓના નિરોધથી સપ્રજ્ઞાતયોગરૂપ ધ્યાનની સિદ્ધિ થાય છે અહીં ધ્યાનશબ્દવડે ધારણા, ધ્યાન, સમાધિ ને સપ્રજ્ઞાતયોગ એ ચારે ગ્રહણ કરવા અન્ય વિષયોમાથી પોતાના ચિત્તની વૃત્તિઓનો નિરોધ કર્યા વિના સાધકને ધ્યેયવસ્તુનો સાક્ષાત્કાર થાય નહિ, તેથી વિવેકજ્ઞાનની પ્રાપ્તિમાટે વૃત્તિનિરોધ–યોગ–ની આવશ્યકતા માનવામા આવે છે ૩૧

હવે વૃત્તિના નિરોધના સાધનો કહે છે —

**धारणासनस्वकर्मणा तत्सिद्धिः ॥ ३२ ॥**

धारणा नाभ्यादिदेशे चित्तधारणम् । आसनं स्वस्तिकादि। अनेन यमनियमप्राणायामप्रत्याहारा उपलक्षिताः । स्वकर्म स्वजातिनिहितकर्मानुष्ठानम् । इति वृत्तिनिरोधसिद्धिः ॥३२॥

સૂ૦—ધારણા, આસન અને સ્વકર્મવડે તેની સિદ્ધિ [ થાય છે. ] ૩૨

વિ૦:—ધારણા, આસન અને સ્વકર્મના અનુષ્ઠાનદ્વારા વૃત્તિઓનો નિરોધ સિદ્ધ થાય છે. એ ત્રણેનાં સ્વરૂપો ભગવાન્ સૂત્રકાર સૂત્રોવડે હવે પછી સમજાવશે. યમ, નિયમ અને પ્રત્યાહાર એ પણ મનોવૃત્તિનો નિરોધ કરવાના ઉપાયો છે. એ સર્વનું વિશેષ વર્ણન પાતંજલયોગ-દર્શનાદિ ગ્રંથોમાં છે. ૩૨

હવે નીચેનાં ત્રણ સૂત્રોવડે ક્રમથી ધારણાદિ ત્રણેનાં લક્ષણો કહેવાનાં છે, તેમાં પ્રથમ ધારણાનું લક્ષણ નીચેના સૂત્રથી કહે છેઃ—

## निरोधच्छर्दिविधारणाभ्याम् ॥ ३३ ॥

छर्दिः रेचकम्। विधारणं कुंभकम्। उपलक्षणमेतत्। पूरकोऽपि द्रष्टव्यः ॥ ३३ ॥

સૂ૦:—રેચકકુંભકથી નિરોધ [ થાય છે. ] ૩૩

વિ૦:—છર્દિ એટલે રેચક. વિધારણ એટલે કુંભક. એ બેના કથનવડે પૂરકનું પણ ગ્રહણ કરવું. પૂરક, કુંભક અને રેચક એ ત્રણ ક્રિયાથી પ્રાણનો નિરોધ કરવાવડે મનને એકાગ્ર કરવાને અહીં ધારણા કહેવામાં આવેલ છે. પ્રાણનો વિધિપૂર્વક નિરોધ કરવાથી મનની વૃત્તિનો પણ નિરોધ થાય છે. બેમાંના એક નાસાપુટદ્વારા બહારના વાયુને ઉદરમાં પૂરવો તે પૂરક. પૂરેલા વાયુને યથાશક્તિ ઉદરમાં રોકવો તે કુંભક, ને પછી ઉદરમાંના વાયુને બીજા નાસાપુટદ્વારા ધીરે ધીરે બહાર કાઢવો તે રેચક કહેવાય છે. ૩૩

નીચેના સૂત્રમાં આસનનું લક્ષણ કહે છેઃ—

## स्थिरसुखमासनम् ॥ ३४ ॥

येन स्थैर्यं सुखं च स्यात्तदासनमनुष्ठेयम् ॥ ३४ ॥

**સૂ૦:**—સ્થિર ને સુખવાળુ [ તે ] આસન [ જાણવુ. ] ૩૪

વિ૦—શરીરને નિષ્કપ રાખે અને મનને સુખ આપે એમ બેસવું તે **આસન** કહેવાય છે. એવા આસનનું અનુષ્ઠાન પ્રાણનો તથા ચિત્તવૃત્તિનો નિરોધ કરવામાટે કરવું સિદ્ધ, પદ્મ ને સ્વસ્તિકાદિ ઘણા પ્રકારના આસનો છે. તેમા સિદ્ધાસન ને પદ્માસન એ બે આસનો યોગાભ્યાસમા વિશેષ ઉપયોગી ગણાય છે. ડાબા પગની પાનીને ગુદા ને ઉપસ્થની વચ્ચે રાખી પછી જમણા પગની પાની ઉપસ્થના મૂલપર રાખીને બેસવું તે સિદ્ધાસન કહેવાય છે જમણા પગની પાની ડાબા સાથળના મૂલપાસે રાખીને તથા ડાબા સાથળની પાની જમણા સાથળના મૂલપાસે રાખીને બેસવું તે **પદ્માસન** કહેવાય છે તેની વિશેષ સમજ-માટે જેમને ઇચ્છા થાય તેમણે યોગકૌસ્તુભ, પરમપદબોધિની ને યોગપ્રભાકર આદિ ગ્રથો જેવા ૩૪

હવે ક્રમથી પ્રાપ્ત સ્વકર્મનુ લક્ષણ કહે છે.—

## स्वकर्म स्वाश्रमविहितकर्मानुष्ठानम् ॥३५॥

स्पष्टम् ॥ ३५ ॥

**સૂ૦**—પોતાના આશ્રમના વિહિત કર્મનુ અનુષ્ઠાન [ તે ] સ્વકર્મ ૩૫

વિ૦:—સ્વકર્મ એટલે વેદાદિ શાસ્ત્રોએ કહેલા પોતપોતાના વર્ણાશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન પોતાનો બ્રાહ્મણાદિ જે વર્ણ અને બ્રહ્મ-ચર્યાદિ જે આશ્રમ હોય તેને ઉચિત એવાં વેદે ને સ્મૃતિએ વિધાન કરેલાં કર્મોનું અનુષ્ઠાન કરતાં કરતાં તે કર્મ કરનારા પુરુષના ચિત્તની શુદ્ધિ થઇ પછી ક્રમે કરીને તેને વૃત્તિનિરોધની પ્રાપ્તિ થાય છે. ૩૫

ચિત્તવૃત્તિના નિરોધનો મુખ્ય ઉપાય કહે છે —

## वैराग्यादभ्यासाच्च ॥ ३६ ॥

वैराग्याद्द्विविधात्, अपरादलमिति प्रत्ययात्, पराज्ज्ञानप्रसादमात्रात् । अभ्यासात् पौनःपुन्येन ध्यानात् । चः समुच्चये ॥ ३६ ॥

સૂ૦:—વૈરાગ્યથી અને અભ્યાસથી [ ચિત્તનિરોધ થાય છે. ] ૩૬

વિ૦:—અભ્યાસ અને વૈરાગ્ય એ બંનેનું એકસાથે અનુષ્ઠાન કરવાથી પ્રમાણાદિ પાચ પ્રકારની ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે. અભ્યાસ એટલે આત્મસ્વરૂપમા ચિત્તની સ્થિરતા કરવામાટે પુન પુન-આત્મધ્યાનાદિ કરવુ તે. વૈરાગ્યનુ સ્વરૂપ તથા તેના ભેદો પૂર્વે કહેવાઈ ગયા છે ૩૬

વિપર્યયવૃત્તિના મુખ્યભેદો કહે છે:—

## विपर्ययभेदाः पंच ॥ ३७ ॥

अविद्या मिथ्याज्ञानं, अस्मिता अभिमानः, रागोऽनुरागः, द्वेषः क्रोधः, अभिनिवेशः त्रास इति विपर्येण विपर्यज्ञानमुपलक्षितम् ॥ ३७ ॥

સૂ૦:—વિપર્યયના ભેદો પાંચ [ છે. ] ૩૭

વિ૦:—વિપર્યયનામની ચિત્તવૃત્તિના પાચ પ્રકારો છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ અવિદ્યા એટલે મિથ્યાજ્ઞાન, જેમ અનિત્ય દેવાદિમા અમરપણાની ભ્રાંતિ, સ્ત્રી આદિના અપવિત્ર દેહમાં પવિત્રપણાની ભ્રાંતિ, વિષયસેવનાદિ દુ ખના સાધનોમા સુખની ભ્રાંતિ અને બુદ્ધિ આદિ અનાત્મ ( જડ ) વસ્તુમાં આત્માની ભ્રાંતિ.

पुरुषनी–आत्मानी–तथा बुद्धिनी એકતાની સમજને અસ્મિતા કહેવામાં આવે છે. રાગ એટલે વિષયસુખ ને તેનાં સાધનોમાં સ્પૃહા, દુઃખ અને તેનાં કારણોપર ક્રોધ તે દ્વેષ, અને અભિનિવેશ ચિરકાલ જીવવાની ઇચ્છા અર્થાત્ મરણનો ત્રાસ. આ પાંચ પ્રકારની વિપર્યયવૃત્તિ યોગના પરમ શત્રુરૂપ છે. ૩૭

વિપર્યયવૃત્તિના કારણરૂપ અશક્તિના પ્રકાર કહે છેઃ–

## अशक्तिरष्टाविंशतिधा तु ॥ ३८ ॥

[ सुगमम् ॥ ३८ ॥ ]

સૂ૦ઃ—વળી અશક્તિ અઠ્ઠાવીશ પ્રકારની [છે.] ૩૮

વિ૦ઃ—વિપર્યયવૃત્તિનું ( મિથ્યાજ્ઞાનવાળી મનોવૃત્તિનું ) કારણ અશક્તિ છે. તે અશક્તિ અઠ્ઠાવીશ પ્રકારની છે. શ્રોત્રાદિ અગિયાર ઇંદ્રિયોના અગિયાર દોષોથી અને બુદ્ધિના સત્તર દોષોથી એ અઠ્ઠાવીશ પ્રકારની અશક્તિઓ ઉપજે છે. શ્રોત્ર આદિ અગિયાર ઇંદ્રિયો પોતપોતાના કામમાં અશક્ત થાય તે તેમની અશક્તિઓ જાણવી, જેમ બહેરાપણું, આંધળાપણું ને મૂઢપણું આદિ. આઠ સિદ્ધિઓના વિઘાત આઠ, અને નવ તુષ્ટિઓના વિઘાત નવ, એ સત્તર બુદ્ધિની અશક્તિઓ ગણાય છે. આઠ સિદ્ધિઓનું અને નવ તુષ્ટિઓનું સ્વરૂપ આ અધ્યાયમાં હવે પછીના ૪૩ મા તથા ૪૪ મા સૂત્રમાં કહેવામાં આવશે. ૩૮

હવે તુષ્ટિની સંખ્યા કહે છેઃ–

## तुष्टिर्नवधा ॥ ३९ ॥

[ सुगमम् ॥ ३९ ॥ ]

સૂ૦ઃ—તુષ્ટિ નવ પ્રકારની [ છે. ] ૩૯

વિ૦ઃ—તુષ્ટિ અથવા સંતોષના નવ પ્રકાર છે. તુષ્ટિના નવ પ્રકારની સમજ આ અધ્યાયના ૪૩ મા સૂત્રમાં આપવામાં આવશે. ૩૯

સિદ્ધિની સખ્યા કહે છેઃ—

## सिद्धिरष्टधा ॥ ४० ॥

[ सुगमम् ॥ ४० ॥ ]

સૂ૦:—સિદ્ધિ આઠ પ્રકારની [ છે. ] ૪૦

વિ૦:—સિદ્ધિ આઠ પ્રકારની છે એ આઠ પ્રકારનું સ્વરૂપ આ અધ્યાયમા આગળ ૪૪ મા સૂત્રમા સમજાવવામા આવશે ૪૦

હવે વિપર્યયના અવાંતરભેદો કહે છે—

## अवांतरभेदाः पूर्ववत् ॥ ४१ ॥

पूर्ववदिति पूर्वाचार्यैरुक्ताः । द्वापष्टिर्विपर्ययभेदाः । प्रकृतिमहदहंकारपंचतन्मात्रेष्वात्मबुद्धिरविद्या तमोऽष्टविपयत्वादष्टधा । देवा ह्यणिमादिकमात्मीयत्वेनाभिमन्यन्ते, सेयमस्मिता मोहोऽष्टविपयत्वादष्टधा । शब्दादिषु तन्मात्रेषु पंचसु दिव्यादिव्यतया रागो महामोहो दशविपयत्वाद्दशधा । शब्दादयो दश, अणिमाद्यष्टैश्वर्योपधानेन सहिताः, ते चान्यैनोपहन्यमाना इति द्वेपस्तामिस्र अष्टादशविपयत्वादष्टादशधा । देवा ह्येतानुपभुंजाना असुरैरुपहन्यन्त इत्यभिनिवेशस्त्रास अन्धतामिस्रोऽष्टादशविपयत्वादष्टादशधा । एवं द्वापष्टिरिति ॥४१॥

સૂ૦:—અવાંતરભેદો પૂર્વની પેઠે [ છે. ] ૪૧

વિ૦:—સાંખ્યશાસ્ત્રના પ્રાચીન આચાર્યોએ વિપર્યયના અવાતરભેદો બાસઠ કહ્યા છે પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પાચ તન્મા-

ત્રાઓ એ આઠ જડ વસ્તુઓમા જે આત્માની બુદ્ધિ તે આઠ પ્રકારની અવિદ્યા કહેવાય છે એ આઠ પ્રકારની અવિદ્યાને આઠ પ્રકારનુ તમસ્ પણ કહેનામા આવે છે અવિદ્યાના આઠ પ્રકાર હોવાથી તેના આઠ વિષયોને અભેદભાવે વિષય કરનારા મોહના ( અસ્મિતાના ) આઠ પ્રકાર થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાચ વિષયો દિવ્ય તથા અદિવ્ય એવા બે ભેદથી દશ પ્રકારના થાય છે દેવોને ભોગવવાયોગ્ય જે વિષયો હોય તે દિવ્યવિષયો કહેવાય છે બીજા લૌકિક વિષયો અદિવ્યવિષયો કહેવાય છે ઉપર કહેલી રીતે વિષયોના દશ પ્રકાર હોવાથી તેમા જે રાગ થાય છે તે પણ દશ પ્રકારનો હોય છે રાગને મહામોહ પણ કહે છે અવિદ્યાના અને અસ્મિતાના આઠ વિષયો તથા રાગના દશ વિષયો ગણીને અઢાર પ્રકારના વિષયો થાય છે તે અઢાર પ્રકારના વિષયોના ભોગમાં પ્રતિબંધ કરનારપર અઢાર પ્રકારનો જે દ્વેષ ઉપજે છે તેને તામિસ્ર કહેવામા આવે છે એ અઢાર પ્રકારના પદાર્થોના નાશનો વિચાર કરતાં અઢાર પ્રકારનો અભિનિવેશ ઉપજે છે તેને અંધતામિસ્ર કહે છે. ૪૧

નીચેના સૂત્રમા અશક્તિના ભેદો કહે છે —

## एवमितरस्याः ॥ ४२ ॥

इतरस्याः अशक्तेः, एवं अनेकधाष्टाविंशतिधा । एकादशेन्द्रियवधाः "बाधिर्यं कुष्ठितान्धत्वं जडता जिघ्रता तथा। मूकताकौण्यपंगुत्वक्लैब्योदावर्तमुग्धताः ॥" एतद्विपर्यया एकादश बुद्धेः । नव तुष्टयः, अष्ट सिद्धयः, तद्विपर्ययेण सप्तदश बुद्धेः । एवमष्टाविंशतिरिति ॥ ४२ ॥

સૂ૦ –એ પ્રમાણે અન્યના [ છે. ] ૪૨

વિ૦:—આગળ કહેવામા આવ્યુ તે પ્રમાણે અશક્તિના અઠ્ઠાવીશ અવાંતરભેદો છે જેનુ વર્ણન ૩૮ મા સૂત્રમા થઇ ગયુ છે ૩૮ મા સૂત્રમા અશક્તિની સખ્યા જણાવી છે, ને આ સૂત્રમા તેના ભેદો કહ્યા છે તેથી પુનરુક્તિનો દોષ પ્રાપ્ત થતો નથી ૪૨

હવે તુષ્ટિના ભેદો કહે છેઃ—

## आध्यात्मिकादिभेदान्नवधा तुष्टिः ॥ ४३ ॥

अनात्मन्यात्मबुद्ध्या प्रवर्तमाना आध्यात्मिकाश्चतस्रः। आदिशब्दाद्बाह्याः पंच ॥ प्रकृतिविवेकदर्शनाचेन्मुक्तिः, सैवोपास्या, किमात्मनेति प्रकृत्याख्या एका तुष्टिरम्भ इत्युच्यते। विवेकज्ञानादपि न साक्षात्, अदर्शनात्, व्रतग्रहणाद्भविष्यतीत्युपादानाख्या द्वितीया तुष्टिः सलिलमुच्यते । व्रतादपि न साक्षात्, किंतु कालाद्भवतीति कालाख्या तृतीया तुष्टिरोघ इत्युच्यते। कालवशादपि न सर्वेषां मुक्तिः, किंतु भाग्यादेवेति भाग्याख्या चतुर्थी तुष्टिर्वृष्टिरित्युच्यते। आत्मानमधिकृत्येत्याध्यात्मिकाः। पंचधा विषयोपरमाद्बाह्याः पंच। विषयार्जनदुःखादुपरमे एका तुष्टिः पारमुच्यते। रक्षणदुःखादुपरमे द्वितीया तुष्टिः सुपारमुच्यते। क्षयं भावयतो दुःखादुपरमे तृतीया तुष्टिः पारपारमुच्यते। भोगदोषं भावयतो दुःखादुपरमे चतुर्थी तुष्टिरनुत्तमाम्भ उच्यते। नानुपहत्य भूतानि भोगसिद्धिरिति दुःखादुपरमे पंचमी तुष्टिरुत्तमाम्भ उच्यते॥ एवं नवधेति ॥ ४३ ॥

સૂ૦—આધ્યાત્મિક આદિ ભેદથી નવ પ્રકારની તુષ્ટિ [ છે ] ૪૩

વિ૦—આધ્યાત્મિકાદિ ભેદવડે તુષ્ટિ નવ પ્રકારની છે તેમાં આધ્યાત્મિકા તુષ્ટિ ચાર પ્રકારની છે, ને બાહ્યતુષ્ટિ પાચ પ્રકારની છે. અનાત્મામા આત્મબુદ્ધિએ પ્રવૃત્ત થવું તે આધ્યાત્મિકાતુષ્ટિ કહેવાય છે પ્રકૃતિના વિવેકજ્ઞાનથીજ મુક્તિ થાય છે, માટે પ્રકૃતિજ ઉપાસના કરવા-યોગ્ય છે, આત્માની ઉપાસના કરવાની અગત્ય નથી, આવો વિચાર કરીને જે સંતોષ મેળવવો તે સતોષને આચાર્યો પ્રકૃતિતુષ્ટિ અથવા અભ કહે છે વ્રતધારણવિના (સન્યાસાદિના ગ્રહણવિના) વિવેકજ્ઞાન અથવા મુક્તિ થાય નહિ, એમ જાણી કેટલાક મનુષ્યો માત્ર વ્રતી થઇ સતોષ પામે છે તેમના તેવા સતોષને આચાર્યો ઉપાદાન અથવા સલિલ કહે છે અમે વ્રતી થયા છીએ, તેથી હવે અમારી કાલે કરીને મુક્તિ થશે આવી રીતની તુષ્ટિને સાંખ્યાચાર્યો કાલ અથવા ઓઘ કહે છે અમારા ભાગ્યમા હશે ત્યારે અમારી મુક્તિ થશે, તેથી અમારે ઊતાવળ કરવાની કાંઇ અગત્ય નથી એવી રીતની તુષ્ટિને ભાગ્ય અથવા વૃષ્ટિ કહે છે એવી રીતે ચાર પ્રકારની આધ્યાત્મિકાતુષ્ટિ કહી હવે વિષયના ત્યાગથી ઉપજતો જે પાચ પ્રકારનો સતોષ છે, ને જેને બાહ્યતુષ્ટિ કહેવામાં આવે છે, તે કહેવાય છે આજીવિકામાટે ધનનુ ઉપાર્જન કરવું એ બહુજ દુખયુક્ત છે, માટે અમારે ધનનુ પ્રયોજન નથી, એમ વિચારી તેની પ્રાપ્તિમાટે પ્રયત્ન નહિ કરતાં જે સતુષ્ટ રહેવુ તેને પાર કહે છે ધનનુ રક્ષણ કરવુ એમા બહુજ કષ્ટ રહેલુ છે એમ જાણી ધનાદિના પરિત્યાગપૂર્વક જે સતુષ્ટ રહેવુ તે સતોષને સુપાર કહે છે ધનનો નાશ થવાથી તેના સ્વામીને મહાદુખ થાય છે, માટે ધન ન હોય તેજ સારૂ, એમ વિચારી ધનની મમતાના રહિતપણાવડેજ સતો[illegible] રાખવો તે સતે[illegible]નુ નામ પારપાર છે શબ્દાદિ બધા વિ[illegible]યો ને તેના સાધનો ભોક્તાના ચિત્તને ભોગમાટે આકર્ષણ કરે છે, તે વિ[illegible]યોનો ભોગ ભોક્તાને પરિણામે દુખદાતા થાય છે, ને તેનો

ત્યાગજ જીવનું શ્રેયસ્ કરનાર છે, એવી રીતની વિષયના પરિત્યાગની બુદ્ધિદ્વારા વિષયત્યાગીના ચિત્તમાં જે સંતોષ ઉપજે તેને અનુત્તમાંભ કહે છે. શબ્દાદિ વિષયોની પ્રાપ્તિ કરવામાં ને તેનો ઉપભોગ કરવામાં હિંસાદિ નાનાપ્રકારના દોષો ઉપજે છે, તથા તેના પરિણામમાં દુઃખ પણ થાય છે, એવા દોષદર્શનથી શબ્દાદિ વિષયોનો ત્યાગ કરવાવડે તે મનુષ્યને જે સંતોષ ઉપજે તેને ઉત્તમાંભ કહેવામાં આવે છે. આ નવ પ્રકારની તુષ્ટિઓ વિવેકજ્ઞાનની ઉત્તેજક છે. એને અભાવે વિવેકજ્ઞાનનો નાશ કરનારી તથા યોગનો નાશ કરનારી બધી વિપર્યયવૃત્તિઓ પ્રબલ થઇ જાય છે. તુષ્ટિની ઉપર જણાવેલા બધા નામો પારિભાષિક ( આ શાસ્ત્રના સંકેતરૂપ ) છે. ૪૩

હવે સિદ્ધિના ભેદો કહે છેઃ—

## ऊहादिभिः सिद्धिः ॥ ४४ ॥

ऊहस्तर्को मननमित्येका सिद्धिस्तारमुच्यते । शब्दज्ञानं द्वितीया सिद्धिः सुतारमुच्यते । अध्ययनं तृतीया सिद्धिस्तारतारमुच्यते । गुरुब्रह्मचारिणां प्राप्तिश्चतुर्थी सिद्धी रम्यकमुच्यते । बाह्यान्तःशुद्धिः पंचमी सिद्धिः सदामुदितमुच्यते । आध्यात्मिकदुःखविघातः षष्ठी सिद्धिः प्रमोदमुच्यते । आधिभौतिकदुःखविघातः सप्तमी सिद्धिर्मुदितमुच्यते । आधिदैविकदुःखविघातोऽष्टमी सिद्धिर्मोदमानमुच्यते । एवमष्टधेति ॥ प्राधान्येन विपर्ययाशक्तितुष्टिसिद्धिरिति चतुष्प्रकारा अवान्तरभेदात्पंचाशत् ॥ ४४ ॥

સૂ૦—ઊહ આદિવડે સિદ્ધિ [આઠ પ્રકારની છે.] ૪૪

વિ૦:—ઊહ આદિ ભેદોવડે સિદ્ધિ આઠ પ્રકારની છે. તે

સિદ્ધિઓનો વ્યાઘાત કરનારી અશક્તિઓ પણ આઠ પ્રકારની છે. ઊહ, શબ્દ, અધ્યયન, સુહૃત્પ્રાપ્તિ, દાન, ( શુદ્ધિ, ) આધ્યાત્મિકદુઃખનો વિઘાત, આધિભૌતિકદુઃખનો વિઘાત, ને આધિદૈવિકદુઃખનો વિઘાત એ આઠ સિદ્ધિઓનાં સ્વરૂપો નીચે પ્રમાણે છે–

૧–ઊહ એટલે વર્તમાનજન્મમાં પોતાના સદ્ગુરુના ઉપદેશવિનાજ પોતાના પૂર્વજન્મમાં કરેલા વિવેકના અભ્યાસથી પોતાનીમેળેજ આ સંસારમાં સત્ય શું છે ? ને મુક્તિ કોને કહેવી ! એવા સુતર્કવાળી યુક્તિવડે સ્વસ્વરૂપનો નિશ્ચય કરવો તે. આનું બીજું શાસ્ત્રીય નામ તાર ( મતાંતરે તારતાર ) છે. ૨–શબ્દ એટલે બીજા વિવેકી પુરુષપાસેથી શાસ્ત્રનો પાઠ સાંભળીને અથવા પોતાનીમેળેજ શાસ્ત્રનો વિચાર કરીને અંતઃકરણની પ્રાપ્ત યોગ્યતાથી સ્વસ્વરૂપનો નિશ્ચય કરવો તે. આનું અન્ય શાસ્ત્રીય નામ સુતાર છે. ૩–અધ્યયન એટલે પોતાના સદ્ગુરુ-પાસેથી યથાવિધિ શાસ્ત્રનું અધ્યયન કરીને પોતાના સ્વરૂપનો નિશ્ચય કરવો તે. આનુ અન્ય શાસ્ત્રીય નામ તારતાર ( મતાંતરે તાર ) છે. ૪–અનાયાસે સુહૃત્પ્રાપ્તિ–અનાયાસે સદ્ગુરુની પ્રાપ્તિ–એટલે પોતાના મહાપુણ્યકર્મનો ઉદય થવાથી સ્વેચ્છાએ પોતાને ઘેર આવેલા પરમકૃપાળુ આત્મજ્ઞાનીદ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવી તે. આનું બીજું શાસ્ત્રીય નામ રમ્યક છે. ૫–દાન એટલે વિવેકજ્ઞાનની શુદ્ધિ અથવા પોતાના અંતઃકરણની શુદ્ધિ. એનું અન્ય શાસ્ત્રીય નામ સદામુદિત છે– આધ્યાત્મિકદુઃખોનો અભાવ. એનું અન્ય શાસ્ત્રીય નામ પ્રમોદ છે. ૭–આધિભૌતિકદુઃખોનો નાશ એનું બીજું શાસ્ત્રીય નામ મુદિત છે; અને ૮–આધિદૈવિકદુઃખોની નિવૃત્તિ. એનું અન્ય નામ આ શાસ્ત્રમાં મોદમાન કહ્યું છે. તેમાં ત્રણ દુઃખોની નિવૃત્તિરૂપ ત્રણ સિદ્ધિઓ મુખ્ય છે, ને તેના સાધનપણાવડે બીજી પાંચ સિદ્ધિઓ ગૌણ છે. એવી રીતે આત્મજ્ઞાનમાં ઉપયોગી સિદ્ધિઓના આઠ ભેદો છે. યોગશાસ્ત્રમાં કહેલી અણિમાદિ લૌકિક આઠ સિદ્ધિઓ બીજા પ્રકારની છે. ૪૪

વિપર્યય, અશક્તિ ને તુષ્ટિના પરિત્યાગથી તે સિદ્ધિઓનો લાભ થાય છે એમ કહે છે:—

## नेतरादितरहानेन विना ॥ ४५ ॥

इतरात् अशक्तितः इतरहानेन विपर्ययहानेन विना न सिद्धिः। एवं तुष्टितोऽशक्तिहानेन विना न सिद्धिः। एवं तद्धानेन विनेति ॥ ४५ ॥

સૂ૦:—અન્યથી અન્યના નાશવિના [ સિદ્ધિલાભ થતો ] નથી. ૪૫

વિ૦:—એકવડે ( વિવેકવડે ) અન્યની (તુષ્ટિ આદિ ત્રણની) નિવૃત્તિ થયાવિના પુરુષને પૂર્વોક્ત સિદ્ધિઓનો લાભ થતો નથી, અર્થાત્ આગળના સૂત્રમા કહેલી આઠ સિદ્ધિઓની પ્રાપ્તિમાટે યથા યોગ્ય પ્રયત્ન કરી પ્રાપ્ત કરેલા વિવેકવડે તુષ્ટિઓનો, અશક્તિઓનો અને વિપર્યયનો નાશ કરવો જોઇએ. તપ ને મંત્રાદિ સાધનોના પરિપાકથી અણિમાદિ આઠ સિદ્ધિઓની પ્રાપ્ત થાય છે, પણ તે સિદ્ધિઓ વિપર્યયજન્ય હોવાથી આ દુ ખમય સંસારની વિરોધી નથી, માટે તે સિદ્ધિઓ આભાસરૂપ ગણાય છે. અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ અને ઈશિત્વ એ આઠ સિદ્ધિઓના નામો છે. પોતાના સ્થૂલશરીરને પરમાણુના જેવું સૂક્ષ્મ કરી શકવાના સામર્થ્યને અણિમા કહે છે. પોતાના સ્થૂલશરીરને આકાશના જેવું અતિવિસ્તાર-વાળું કરી શકવાના સામર્થ્યને મહિમા કહે છે. પોતાના સ્થૂલશરીરને રૂના પુમડાજેવું બહુજ હલકુ કરી શકવાના બલને લઘિમા કહે છે. પોતાના સ્થૂલશરીરને હિમાલયપર્વતના જેવુ બહુ ભારે કરી શકવાના સામર્થ્યને ગરિમા કહે છે. બહુ દૂર રહેલી વસ્તુને પોતાને સ્થલે રહીને

પોતાના હાથવડે પહોંચી શકવાના બલને પ્રાપ્તિ કહે છે. પોતાના સંકલ્પને સત્ય કરવાના સામર્થ્યને પ્રાકામ્ય કહે છે. આકાશાદિ પાંચ ભૂતોને નિયમમાં ચલાવવાના સામર્થ્યને વશિત્વ કહે છે, અને ઇચ્છાનુસાર આકાશાદિ પાંચ ભૂતોની ને ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ કરવાના સામર્થ્યને ઇશિત્વ કહે છે. કોઇ ગ્રંથોમાં ગરિમાનામની સિદ્ધિનો મહિમામાં અંતર્ભાવ કરીને યત્રકામાવસાયિત્વ એટલે સત્યસંકલ્પતાને આઠમી સિદ્ધિ કહી છે. આ સિદ્ધિવડે યોગી પોતાના નિશ્ચયપ્રમાણે પદાર્થોના સામર્થ્યનો ફેરફાર કરી શકે છે. આ આઠ સિદ્ધિઓ લૌકિક કહેવાય છે, ને તે સમાધિમાં વિઘ્નરૂપ ગણાય છે. શ્રીપાતંજલયોગદર્શનમાં પણ એમજ કહ્યું છે. માત્ર આ બાહ્ય વા લૌકિક સિદ્ધિઓની પ્રાપ્તિથી કૃતકૃત્ય થવાતું નથી, કિંતુ આત્માના અપરોક્ષજ્ઞાનથીજ કૃતકૃત્ય થવાય છે; માટે મુમુક્ષુ-પુરુષોએ આ બાહ્ય સિદ્ધિઓની અપેક્ષા રાખવી યોગ્ય નથી ૪૫

પ્રાણીઓના ભેદો કેટલા છે તે કહે છેઃ—

## दैवादिप्रभेदा ॥ ४६ ॥

आदिशब्दात् षड्भेदाः । तथा च "दैवादौ षड्विधश्च स्यात्संसारः कर्मसंभवः । सुरोऽसुरो नरः प्रेतो नारकस्तिर्यक्-स्तथा ॥" स्थावराणां नारकेष्वंतर्भावः ॥ ४६ ॥

સૂ૦ઃ—[ પ્રાણીઓ ] દેવ આદિ અવાંતરભેદોવાળાં [ છે. ] ૪૬

વિ૦ઃ—આ સંસારમાં દેવાદિ ભેદે પ્રાણીઓ છ પ્રકારનાં છે; દેવ, અસુર, માણસ, નારકીય, તિર્યક્ ને સ્થાવર. બ્રહ્મલોકમાં રહેનારા, પ્રજાપતિલોકમા રહેનારા, સ્વર્ગલોકમાં રહેનારા, પિતૃઓ, ગાંધર્વો, યક્ષો, રાક્ષસો ને પિશાચો એ દેવો કહેવાય છે. પશુઓ, પક્ષીઓ, જલચરો ને સર્પ આદિ તિર્યક્ કહેવાય છે. વૃક્ષાદિક સ્થાવર કહેવાય છે. ૪૬

પ્રકૃતિ પ્રવૃત્તિસ્વભાવવાળી હોવાથી સર્વદા જગત્ ઉપજ્યા કરશે, ને પુરુષને મુક્તિની પ્રાપ્તિ નહિ થાય, એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

**आब्रह्मस्तंबपर्यंतं तत्कृते सृष्टिराविवेकात् ॥ ४७ ॥**

तत्कृते पुरुषकृते मोक्षार्थं सृष्टिः विवेकपर्यंतं प्रकृतेः शील-मिदं विवेकज्ञानं यावत्प्रवर्तते, स्वभावस्यानपायित्वात् ॥४७॥

સૂ૦ઃ—વિવેકજ્ઞાનપર્યંત તેને માટે બ્રહ્માથી શુંબડા-સુધી સૃષ્ટિ [ થાય છે. ] ૪૭

વિ૦ઃ—જ્યાંસુધી પુરુષને વિવેકજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી તે પુરુષના ભોગમાટે તથા મોક્ષમાટે ખડના નાના શુંબડાથી માંડીને બ્રહ્માસુધીનું સર્વ જગત્ પ્રકૃતિના પરિણામથી ઉત્પન્ન થાય છે, અર્થાત્ તે અકૃતાર્થ પુરુષના સંસારની નિવૃત્તિ થતી નથી. વિવેકજ્ઞાન થયાથી પુરુષ કૃતકૃત્ય થાય છે,–તેના ભોગમોક્ષની સમાપ્ત થાય છે, પછી તેને ક્ષણે ક્ષણે પરિણામ પામવાના સ્વભાવવાળી ચપલા પ્રકૃતિ પોતાનું પરિણામ દેખાડતી નથી. તેના પ્રતિ તે અદર્શનભાવને પામે છે. ૪૭

કયે સ્થલે કેવાં શરીરો છે તે કહે છેઃ—

**ऊर्ध्वं सत्त्वविशाला ॥ ४८ ॥**

देवलोके ॥ ४८ ॥

સૂ૦ઃ—સત્ત્વની અધિકતાવાળા ઊર્ધ્વમાં [રહે છે.] ૪૮

વિ૦—ઊર્ધ્વમાં એટલે સ્વર્લોકમાં–દેવલોકમાં–સાત્વિક (સત્ત્વ-ગુણના વધારાવાળા) દેહો ઉત્પન્ન થાય છે, ને રહે છે. ૪૮

**तमोविशाला मूलतः ॥ ४९ ॥**

पाताले ॥ ४९ ॥

સૂ૦:—તમસ્‌ની અધિકતાવાળા મૂલમાં [રહે છે.] ૪૯

વિ૦:—મૂલમા એટલે મનુષ્યોથી નીચેના ભાગમા અર્થાત્ પશ્વાદિથી માંડીને વૃક્ષાદિ સ્થાવરપર્યંતના શરીરમા અથવા પાતાલમા તમોગુણની અધિકતાવાળા શરીરો ઉપજે છે, ને રહે છે. ૪૯

**मध्ये रजोविशाला ॥ ५० ॥**

विशाला उद्रिक्ता ॥ ५० ॥

સૂ૦ —રજસ્‌ની અધિકતાવાળા મધ્યમાં [રહે છે.] ૫૦

વિ૦ —મધ્યે એટલે મર્ત્યલોકમા (આ પૃથિવીપર) રજોગુણવાળા મનુષ્યપ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ને રહે છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ નીચેના વચનોથી એમજ કહ્યુ છેઃ—

"ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था, मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था, अधो गच्छंति तामसाः ॥"

ભાવાર્થઃ—સત્વગુણમા રહેલા જીવો ઉપર એટલે સ્વર્ગલોકમા જાય છે, રજોગુણવાળા મધ્યે રહે છે, એટલે આ લોકમા મનુષ્યો થાય છે, અને કનિષ્ઠગુણરૂપ તમોગુણની વૃત્તિમા રહેલા તમોગુણવાળા નીચે જાય છે, અર્થાત્ અધોગતિને પામે છે ૫૦

એક પ્રકૃતિથી આવી વિચિત્ર સૃષ્ટિ થવામા કયો હેતુ છે તે કહે છે —

**कर्मवैचित्र्यात्प्रधानचेष्टा गर्भदासवत् ॥ ५१ ॥**

यथा गर्भदासो विचक्षणो विचित्रं कर्म कुरुते प्रभोर-

र्थाय, तथा प्रधानं पुरुषार्थं विचित्रां सृष्टिं कुरुते कर्मवैचित्र्यात् कर्मलाभात् ॥ ५१ ॥

સૂ૦ —ગર્ભદાસની પેઠે કર્મના વિચિત્રપણાથી પ્રધાનની ચેષ્ટા [ છે ] ૫૧

વિ૦ —જન્મથીજ જે કોઈનો સેવક હોય તે જેમ પોતાના સ્વામીની પોતાના ઉપર પ્રસન્નતા થવામાટે તેમની સેવા કરવામા ઘણા પ્રકારની ચતુરાઈ વાપરે છે તેમ પ્રકૃતિ પણ પોતાના સ્વામી પુરુષના ભોગ તથા મોક્ષમાટે અનેક પ્રકારની ( વિચિત્ર ) સૃષ્ટિ ઉપજાવે છે આ વિચિત્રસૃષ્ટિની ઉત્પત્તિમા પુરુષોના વિચિત્ર કર્મોજ કારણરૂપ છે ૫૧

કર્મના બલથી એકએકથી ચઢિયાતા લોકો પ્રાપ્ત થવાથી પુરુષ કૃતકૃત્ય થાય છે, માટે મોક્ષનુ શુ પ્રયોજન છે, એમ શકા થાય તો તેનુ ઉત્તર આપે છે —

आवृत्तिस्तत्राप्युत्तरोत्तरयोनियोगाद्धेयः ॥ ५२ ॥

उत्तरोत्तरविशिष्टजन्मलाभेऽपि ससारे आवृतिः । तस्माद्धेयः संसारः ॥ ५२ ॥

સૂ૦ —ત્યાથી પણ ઉત્તરોત્તરયોનિના યોગથી આગમન [ છે, માટે તે ] હેય [ છે ] ૫૨

વિ૦ —શુભકર્મોવડે પ્રાપ્ત થયેલા પૃથિવીની ઉપરના શ્રેષ્ઠલોકમાથી પણ કર્મનો ક્ષય થયે પાછુ ભિન્ન ભિન્ન યોનિઓમા પુરુષનુ આગમન થાય છે, પણ તેને મોક્ષલાભ થતો નથી, માટે સકામકર્મો ને તેવડે પ્રાપ્ત થતા લોકો પુરુષોને પરિત્યાગ કરવાયોગ્ય છે ૫૨

समानं जरामरणादिजं दुःखम् ॥ ५३ ॥

आब्रह्मस्तम्बपर्यन्तम् ॥ ५३ ॥

સૂ૦—જરામરણાદિવડે ઉપજનારુ દુ:ખ સમાન [ છે ] ૫૩

વિ૦:—જીવને બધા લોકોમા જરા ને મરણ આદિથી ઉત્પન્ન થતુ દુ ખ સરખુ છે, માટે પણ તે ચઢિયાતા મનાતા લોકો દુ ખરહિત સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છનારે ત્યાગ કરવાયોગ્ય છે, ને વિવેકજ્ઞાનદ્વારા એક મોક્ષજ સપાદન કરવાયોગ્ય છે ૫૩

પ્રકૃતિમા લીન થવાથી પણ પુરુષને કૃતાર્થતાની પ્રાપ્તિ થતી નથી એમ કહે છે —

## न कारणलयात् कृतकृत्यता मग्नवदुत्थानात् ।५४

भवेदेवं, यदि प्रकृतिलीनस्य न पुनरावृत्तिः । न त्वेवं, पुनरावृत्तिश्रुतेः । तथा च "दशमन्वन्तराणीह तिष्ठन्तीन्द्रियचिंतकाः । भौतिकास्तु शतं पूर्णं, सहस्रं त्वाभिमानिकाः ॥ बौद्धा दश सहस्राणि तिष्ठन्ति विगतज्वराः । पूर्णं शतसहस्रं तु तिष्ठन्त्यव्यक्तचिन्तकाः । निर्गुणं पुरुषं प्राप्य कालसंख्या न विद्यते" ॥ यथा स्नानार्थं मग्नस्य पुनरुत्थानं, तथा प्रकृतिलीनस्येत्यर्थः ॥ ५४ ॥

સૂ૦—કારણમા લયથી કૃતાર્થપણુ નથી, [ જલમા] પડેલાની પેઠે [ પુન ] ઉત્થાનથી ૫૪

વિ૦—પ્રકૃતિમા આત્માની બુદ્ધિ રાખી તેની ઉપાસના કરવાથી તે ઉપાસનાનો પરિપાક થયે તે ઉપાસકપુરુષનો પ્રકૃતિમા લય થાય છે. પ્રકૃતિમા લીન થવાથી પણ તે પુરુષને કૃતકૃત્યપણાની પ્રાપ્તિ થતી

નથી. જેમ સ્નાનમાટે જલમા ડૂબેલો માણુસ તે જલમાંથી પાછો બહાર નીકળે છે તેમ પ્રકૃતિમા લીન થયેલો પુરુષ પણ તે ઉપાસનાનું ફલ સમાપ્ત થયે કાલાતરે સસારી થાય છે, કેમકે તેને વિવેકજ્ઞાન પ્રાપ્ત થયું નથી ૫૪

પ્રકૃતિનો કોઇ પણ પ્રેરક ન હોવાથી તે પોતાના ઉપાસકના દુઃખના કારણરૂપ તેના ઉત્થાનને શામાટે કરશે એમ શકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**अकार्यत्वेऽपि तद्योगः पारवश्यात् ॥ ५५ ॥**

अकार्यत्वमप्रयोजकं, किंतु परतंत्रत्वं, तच्च प्रकृतावस्तीति । तद्योगाच्च बन्धयोगः ॥ ५५ ॥

સૂ० —પ્રેરણારહિતપણામાં પણ તેનો યોગ પરવશપણાથી [ છે. ] ૫૫

વિ० —જો કે પ્રકૃતિનો કોઇ પણ સાક્ષાત્ પ્રેરક નથી, તોપણ પ્રકૃતિ પુરુષના વિવેકજ્ઞાનાદિ પુરુષાર્થને અધીન હોવાથી તે પોતાનામા લીન થયેલા ( પ્રકૃતિલીન ) પુરુષને પાછા સસારી કરે છે. વિવેકજ્ઞાનાદિ પુરુષાર્થ પ્રકૃતિના ઉત્થાનમા સાક્ષાત્ પ્રેરક નથી, કિંતુ તેમા તે નિમિત્તમાત્ર છે, તેથી સિદ્ધાતમા માનેલી પ્રકૃતિની સ્વતત્રતાનો નાશ પણ થતો નથી ૫૫

પ્રકૃતિમા લીન થયેલા પુરુષની ઉત્થાનમાં કેવી સ્થિતિ થાય છે તે કહે છે —

**स हि सर्ववित्सर्वकर्ता ॥ ५६ ॥**

प्रकृतिप्रतिबिम्बितत्वादेवमभिमानः ॥ ५६ ॥

સૂ०—તેજ સર્વજ્ઞ [ ને ] સર્વકર્તા [ થાય છે. ] ૫૬

વિ૦:—પૂર્વસર્ગમાં પ્રકૃતિની ઉપાસનાથી જે પુરુષ પ્રકૃતિમા લીન થયેલા હોય છે તે પુરુષ પુન નવા સ્વર્ગના આદિકાલમાં સર્વ વસ્તુઓને યથાયોગ્ય જાણનારા અને સર્વ પદાર્થોના કર્તા આદિપુરુષ થાય છે, અર્થાત્ નવા સર્ગમાં તે મહાસિદ્ધ થાય છે તે અવિદ્યાદિ ક્લેશો, શુભાશુભ કર્મો, સુખદુ ખરૂપ વિપાક,અને વાસનાઓરૂપ આશયથી રહિત, ને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ચારેથી યુક્ત હોય છે ૫૬

જો તમે સર્વજ્ઞ આદિપુરુષનો અગીકાર કરશો તો તમે ઈશ્વરનુ જે ખડન કર્યું છે તે અસગત થશે એમ શંકા થાય તો તેનુ નિવારણ કરે છે —

ईदृशेश्वरसिद्धिः सिद्धा ॥ ५७ ॥

यद्यस्मदभिमत आत्मेश्वरो, भवतु। न्यायाभिमते च प्रमाणं नास्ति। एतच्च प्रथमाध्याये 'ईश्वरासिद्धेरि' ति सूत्रे वर्णितम्। द्वितीयाध्याये 'विमुक्तविमोक्षार्थमि' ति सूत्रे स्वार्थ परार्थ च प्रधानप्रवृत्तिरित्युक्तम्। अत्र स्वार्थस्य गौणत्वम्॥५७॥

સૂ૦—આવા ઈશ્વરની સિદ્ધિ સિદ્ધ [ છે ] ૫૭

વિ૦—"य सर्वज्ञ सर्ववित्" ( જે સર્વ વસ્તુઓને સામાન્ય રૂપે જાણનારા તથા સર્વ વસ્તુઓને વિશેષરૂપે જાણનારા છે, ) ઇત્યાદિ શ્રુતિથી સૃષ્ટિના આદિકાલમા ઉત્પન્ન થતા ઈશ્વરની સિદ્ધિ અમારા મતમા માનવામા આવે છે વિવાદમાત્ર નિત્યસિદ્ધ ઈશ્વર માનવામા છે કહેલી રીતે ઉત્પન્ન થયેલા ઈશ્વરનું હોવુ પ્રમાણથી સિદ્ધ છે, તેથી તેમા અમારો વિરોધ નથી ૫૭

હવે પ્રધાનની પ્રવૃત્તિમા પરાર્થપણુ કહે છે —

प्रधानसृष्टिः परार्थं स्वतोऽप्यभोक्तृत्वादुष्ट्रकुंकुमवहनवत् ॥ ५८ ॥

चेतनस्यापि परार्थं प्रवृत्तिर्दृश्यते, यथोष्ट्रः कुंकुमं वहति। अचेतनायास्तु प्रकृतेरभोक्तृत्वात्परार्थमेव प्रवर्तनमिति ॥५८॥

સૂ૦ —પોતાનુ અભોક્તાપણું છતા પુરુષમાટે પ્રકૃતિની સૃષ્ટિ [ છે, ] ઉંટના કેસરના વહનની પેઠે ૫૮

વિ૦:—જડ પ્રકૃતિમા કોઇ પણ રીતનુ ભોક્તાપણુ નહિ છતા પણ તે પ્રકૃતિ પુરુષના ભોગમાટે તથા અપવર્ગમાટે ક્રમપૂર્વક આ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે. જેમ ઉંટ બીજાના એટલે પોતાના સ્વામીના ભોગમાટે કુંકુમના ( કેસરના ) ભારનુ વહન કરે છે તેમ પ્રધાન પુરુષના ભોગ મોક્ષમાટે આ જગતની ઉત્પત્તિ કરવાનુ કામ કરે છે ૫૮

કોઇ અચેતનની સ્વતત્ર પ્રવૃત્તિ જોવામા આવતી નથી, માટે અચેતન પ્રધાનની પણ સ્વતત્ર પ્રવૃત્તિ સભવી શકતી નથી, એમ શકા થાય તો તે શકાને દૂર કરે છે –

## अचेतनत्वेऽपि क्षीरवच्चेष्टितं प्रधानस्य ॥ ५९ ॥

यथा क्षीरमचेतनं वत्सार्थं प्रवर्तते, तथा प्रधानं पुरुषार्थं प्रवर्तते ॥ ५९ ॥

સૂ૦ —અચેતનપણામા પણ દૂધની પેઠે પ્રધાનની પ્રવૃત્તિ [ છે ] ૫૯

વિ૦:—જેમ પુરુષના પ્રયત્નવિનાજ જડ દૂધ પોતાનીમેળે દહિંરૂપ પરિણામને પામે છે તેમ બીજા કોઇના પ્રયત્નવિનાજ અચેતન પ્રધાન પણ પોતાનીમેળેજ મહત્તત્ત્વાદિરૂપ પરિણામને પામે છે ૫૯

તેમા અન્ય દૃષ્ટાંત કહે છે —

## कर्मवद्दृष्टेर्वा कालादेः ॥ ६० ॥

यथा कृषीवलेन कृतं कर्म धान्यारोपणादि कालादेव फलति, न च वृक्षाश्चेतनाः। आदिशब्दाददृष्टं ग्राह्यम् ॥६०॥

સૂ૦:—અથવા સમય આદિના કર્મની પેઠે જોવાથી. ૯૦

વિ૦:—માળી વૃક્ષો વાવવારૂપ કર્મ કરે છે, અને તે વૃક્ષો સમય આવે તેઓમાં ફલો ઉપજાવે છે, એ વાત લોકોમાં પ્રસિદ્ધ છે. જેમ અચેતન જડ વૃક્ષ ફલો ઉપજાવે છે તેમ અચેતન પ્રધાન આ જગત્ ઉપજાવે છે. અથવા જેમ વસંત આદિ એક ઋતુ વ્યતીત થઇને ગ્રીષ્મ આદિ બીજી ઋતુ આવે છે આવા વ્યવહારથી કાલનું જે કર્મ છે તે કોઇની પ્રેરણાવિના સ્વત જ થાય છે તેમ પ્રધાનની ચેષ્ટા પણ કોઈની પ્રેરણાવિના સ્વતજ થાય છે. ૬૦

આ વસ્તુ મારા ભોગનું સાધન છે એવા જ્ઞાનથી મનુષ્યાદિની કોઇ પણ કામમા પ્રવૃત્તિ થાય છે, એવું જ્ઞાન અચેતન પ્રધાનમાં સંભવે નહિ, તેથી અચેતન પ્રધાનની જગત્‌ને ઉત્પન્ન કરવામાં પ્રવૃત્તિ ન થવી જોઇએ, એમાં શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છેઃ—

## स्वभावाच्चेष्टितमनभिसंधानाद् भृत्यवत् ॥६१॥

यथा गर्भदासभृत्यः स्वामिन्यभिसंधानशून्यः स्वभावादेव कार्यं करोति, तथा प्रकृतिरिति ॥ ६१ ॥

સૂ૦:—દાસની પેઠે સ્વભોગની ઇચ્છાવિના સ્વભાવથી પ્રવૃત્તિ [ કરે છે. ] ૬૧

વિ૦:—જેમ સ્વકર્તવ્ય સમજનારો ને પાળનારો કોઇ ઉત્તમ સેવક પોતાના ભોગની ઇચ્છાવિના પણ પોતાના દાસપણાના સ્વભાવને વશ થઇને અભિમાનવિના પોતાના સ્વામીની સેવામાં પ્રવૃત્તિવાળો થાય છે તેમ જડસ્વભાવવાળું પ્રધાન પણ પોતાના પ્રવૃત્તિ કરવાના સ્વભાવને વશ થઇને પોતાના ભોગનો વિચાર કર્યાવિના માત્ર પુરુષના ભોગમોક્ષમાટે આ જગત્ ઉપજાવવામાં પ્રવૃત્ત થાય છે. ૬૧

એમાં બીજો પક્ષ કહે છે:—

## कर्माकृष्टेर्वाऽनादितः ॥ ६२ ॥

अनादित्वात्संसारस्य धर्माधर्माकर्षणात्प्रधानं प्रवर्तते,यथा पुंसां कर्मवशादचेतना अपि वृक्षाः फलन्तीति ॥ ६२ ॥

સૂ૦:—અથવા અનાદિથી કર્મના આકર્ષણથી [ પ્રવૃત્તિ છે. ] ૬૨

વિ૦:—અથવા આ સંસાર અનાદિ હોવાથી જીવોનાં ધર્માધર્મનામનાં કર્મોનું આકર્ષણ થવાથી જડ પ્રધાનની આ સંસારની ઉત્પત્તિ કરવામાટે પ્રવૃત્તિ થાય છે. ૬૨

પ્રધાનની નિવૃત્તિથી પુરુષના મોક્ષની સિદ્ધિ થાય છે એમ કહે છે:—

## विविक्तबोधात्सृष्टिनिवृत्तिः प्रधानस्य सूदवत्पाके ॥ ६३ ॥

पुरुषार्थं सृष्टिः। तन्निवृत्तिस्तु प्रकृतिपुरुषविवेकज्ञानात्, यथा सूपकारः पाकं कृत्वा निवर्तते ॥ ६३ ॥

સૂ૦:—ભિન્નપણાના બોધથી પ્રધાનની સૃષ્ટિની નિવૃત્તિ [ થાય છે, ] રસોઇ થવાથી રસોયાની પેઠે. ૬૩

વિ૦:—વિવેકજ્ઞાનદ્વારા પુરુષનું પ્રકૃતિથી ભિન્નપણું સમજાવાથી તે પુરુષના સંબંધમાં સૃષ્ટિની નિવૃત્તિ થાય છે. જેમ ઇચ્છિત પાકની સિદ્ધિ થઈ ગયા પછી રસોયો પોતાના રસોઇના કામથી નિવૃત્ત થાય છે તેમ પુરુષ પ્રધાનના સંબંધથી મોકળો થવાથી પ્રધાન પણ તે પુરુષને માટે સૃષ્ટિની ઉત્પત્તિ નહિ કરતાં તે પુરુષના સંબંધમાં નિવૃત્ત થાય છે. ૬૩

વિવેકજ્ઞાનરહિત પુરુષની મુક્તિ થતી નથી, પણ તે સંસારી રહે છે, એમ નીચેના સૂત્રમાં કહે છેઃ—

## इतर इतरवत्तद्दोषात् ॥ ६४ ॥

न यथा कथंचिद्बोधमात्रान्मुक्तिः, किंत्विन्द्रियादितर आत्मा इतरत्प्रधानं जहाति ध्यानादिना पृथक्करोति, तद्दोषात् प्रकृतेश्चलत्वादिदोषदर्शनात् ॥ ६४ ॥

સૂ૦:—અન્ય અન્યની પેઠે તેના દોષથી [ રહે છે. ] ૬૪

વિ૦:—વિવેકજ્ઞાનરહિત પુરુષ પ્રકૃતિના ચપળપણા આદિ દોષને લીધે બંધન પામેલા પુરુષની પેઠે સંસારી રહે છે, તેથી તેના સંસારની નિવૃત્તિ થાય છે. ૬૪

હવે મોક્ષનું સ્વરૂપ કહે છેઃ—

## द्वयोरेकतरस्य वौदासीन्यमपवर्गः ॥ ६५ ॥

द्वयोः प्रकृतिपुरुषयोः । प्रकृतेरौदासीन्यं विवेकिनं

प्रत्यप्रवर्तनं पुरुषस्यौदासीन्यं प्रकृत्यनभिष्वङ्गः। 'एकतरस्ये'-त्यात्मनः, तस्यैव मुख्यत्वात् ॥ ६५ ॥

સૂ૦:—બેનું અથવા *[બેમાંના] એકનું ઉદાસીનપણું [તે] મોક્ષ [છે.] ૬૫

વિ૦:—પ્રકૃતિ તથા પુરુષ એ બંનેનું અથવા એકલા પુરુષનું ઉદાસીનપણું તે મોક્ષ કહેવાય છે. સૃષ્ટિરૂપ પોતાનું પરિણામ પુરુષને ન દેખાડવું એ પ્રકૃતિનું ઉદાસીનપણું કહેવાય છે, અને પ્રકૃતિના સંબંધથી રહિત થવું એ પુરુષનું ઉદાસીનપણું કહેવાય છે. ૬૫

પ્રવૃત્તિસ્વભાવવાળી પ્રકૃતિના ઉદાસીનપણાથી બધા પુરુષોને મોક્ષ થશે એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છે:—

## अन्यसृष्ट्युपरागेऽपि न विरज्यते प्रबुद्धरज्जुतत्त्वस्यैवोरगः ॥ ६६ ॥

न प्रवृत्तिशीलाया औदासीन्यं, स्वभावत्यागदोषात्। किंतु विवेकिनं प्रत्यप्रवर्तनेऽज्ञान्प्रति सृष्ट्युपरागेऽपि सृष्टिकरणेऽपि न विरज्यते सृष्टौ न प्रवर्तते। यथा रज्जौ सर्पभ्रमे प्रबुद्धरज्जुतत्त्वकस्यैवोरगः सर्पभ्रमो निवर्तते, न त्वज्ञातरज्जुतत्त्वस्य ॥ ६६ ॥

સૂ૦:—પણ અન્યપ્રતિ સૃષ્ટિના આરોપમાં [પ્રકૃતિ] ઉપરામ પામતી નથી, દોરડીનું સ્વરૂપ જાણનારનોજ સર્પ [દૂર થાય છે.] ૬૬

વિ૦:—ક્ષણે ક્ષણે પરિણામ પામવાના સ્વભાવવાળી પ્રકૃતિ

અજ્ઞાની પુરુષોની આગળ પ્રવૃત્તિવાળી રહે છે, અર્થાત્ તેના પુરુષને તે પોતાનુ પરિણામ એટલે સસાર દેખાડે છે, પરતુ તત્ત્વજ્ઞાની પુરુષની આગળ તે પોતાનો સૃષ્ટિક્રમ દેખાડતી નથી, જેમ દોરડીને જાણનારા પુરુષના સર્પની ભ્રાંતિ નિવૃત્ત થાય છે તેમ પ્રકૃતિને જાણનારા પુરુષને પ્રકૃતિનો ઉપરાગ ( પ્રધાનનો પુરુષની સાથેનો સબધ ) દૂર થાય છે ૬૬

એના સબધમા અન્ય યુક્તિ પ્રતિપાદન કરે છે —

## कर्मनिमित्तयोगाच्च ॥ ६७ ॥

विवेकिनं प्रति कर्मणो निमित्तस्याभावात् न बीजं विनाऽङ्कुरो भवति । श्रुतिरपि " भिद्यते हृदयग्रन्थिश्छिद्यते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे "।।६७।।

સૂ૦ —ને કર્મરૂપ નિમિત્તના યોગથી ૬૭

વિ૦:—વિવેકી પુરુષનુ કર્મરૂપ ( ધર્માધર્મરૂપ ) શરીરની ઉત્પત્તિનુ નિમિત્તકારણ રહેતુ નથી, માટે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે, પુનર્જન્મ થતો નથી, પણ અન્ય પુરુષોને ધર્માધર્મના સસ્કારરૂપ શરીરની ઉત્પત્તિનુ નિમિત્તકારણ રહેવાથી મોક્ષનાલ થતો નથી ૬૭

પ્રકૃતિ પોતાનુ કાર્ય કરે છે તેમા અદૃષ્ટ ( ધર્માધર્મના સસ્કારો ) સહકારી ( પ્રધાનકારણુને સાહાય્ય કરનારુ ) કારણુ છે એમ કહે છે —

## नैरपेक्ष्येऽपि प्रकृत्युपकारेऽविवेको निमित्तम् ।६८।

अदृष्टनैरपेक्ष्येऽपि प्रकृतेरविवेकः सहकारीति ॥ ६८ ॥

સૂ૦ —નિરપેક્ષપણામા પણ પ્રકૃતિના ઉપકારમા અવિવેક નિમિત્ત [ છે ] ૬૮

વિ૦:—પ્રકૃતિને આ સંસારની ઉત્પત્તિ કરવારૂપ કાર્યમાં પુરુષોના ધર્માધર્મના સંસ્કારોની મુખ્ય અપેક્ષા નથી, પરંતુ પુરુષમાં રહેલા અવિવેકની મુખ્ય અપેક્ષા છે તાત્પર્ય કે પ્રકૃતિ પુરુષોના અવિવેકથી પ્રેરાઇને તેમના ભોગ મોક્ષમાટે આ સૃષ્ટિ ઉપજાવે છે, માટે આ સૃષ્ટિની ઉત્પત્તિમાં પુરુષોનો અવિવેકજ મુખ્ય કારણ છે, અને જીવોનાં અદષ્ટ એટલે તેમના ધર્માધર્મના સંસ્કાર એ તેનું સહકારિકારણ છે. ૬૮

પ્રકૃતિની સંસાર ઉપજાવવાની નિવૃત્તિમાં દષ્ટાંત કહે છે:—

## नर्तकीवत् प्रवृत्तस्यापि निवृत्तिश्चारितार्थ्यात् ।६९।

यथा नर्तकी परिषच्चारितार्थ्यान्निवर्तते, तथा प्रकृतिरपि पुरुषस्य विवेकचारितार्थ्यात्सर्गान्निवर्तते ॥ ६९ ॥

સૂ૦:—નર્તકીની પેઠે કૃતાર્થપણાથી પ્રવૃત્તની ( પ્રવૃત્તિ કરનાર પ્રકૃતિની ) પણ નિવૃત્તિ [ થાય છે. ] ૬૯

વિ૦:—પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળી પ્રકૃતિ પુરુષોના ભોગ–મોક્ષમાટે આ સૃષ્ટિ ઉપજાવે છે ખરી, પરંતુ તે નૃત્ય કરનારી સ્ત્રીની પેઠે પોતાના તે કામથી નિવૃત્ત પણ થાય છે રાજા આદિને પ્રસન્ન કરવા-માટે નૃત્ય કરનારી સ્ત્રી જેમ પોતાના નૃત્યવડે તેમને પ્રસન્ન કરી પછી પોતાના નૃત્યના કામથી નિવૃત્ત થાય છે તેમજ પ્રકૃતિ પણ પોતાનું સ્વરૂપ પુરુષને દેખાડી પછી પોતાના જગત્ ઉપજાવવાના કાર્યથી નિવૃત્ત થાય છે,-તે પુરુષને પછી તે પોતાના પરિણામરૂપ સૃષ્ટિ દેખાડતી નથી. ૬૯

પ્રકૃતિની સંસાર ઉપજાવવાની પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થવામાં બીજું દષ્ટાંત આપે છેઃ—

## दोषबोधेऽपि नोपसर्पणं प्रधानस्य कुलवधूवत् ।७०।

स्वदोषविज्ञानाद्विवेकेन प्रकृतेर्नोपसर्पणं, यथा कुलवधूः परपुरुषेण दृष्टा 'न पुनस्तद्दर्शनं मे भविष्यती'त्यवहित्थां कुरुते ॥ ७० ॥

સૂ૦—દોષનો બોધ થવાથી પણ કુલીન સ્ત્રીની પેઠે પ્રધાનની પ્રવૃત્તિ થતી નથી. ૭૦

વિ૦—મારા ચતુર પતિએ મારા ગભીર પ્રકારના દોષો જોયા છે એવો નિશ્ચય કરીને પછી કોઈ કુલીન સ્ત્રી જેમ બહુ લજ્જા પામીને પુન પોતાના પતિની સમીપ જતી નથી તેમ પરિણામીપણું તથા દુ ખદાતાપણુ આદિ મારા અનેક પ્રકારના દોષો આ વિવેકજ્ઞાન પામેલા પુરુષે જાણ્યા છે એવો નિશ્ચય કરીને બહુ લજ્જા પામી પ્રકૃતિ પણ તેવા વિવેકજ્ઞાન પામેલા પુરુષપ્રતિ પછી પોતાના પરિણામો દેખાડવામાટે પ્રવૃત્ત થતી નથી ૭૦

પુરુષમાં બંધ તથા મોક્ષ અવિવેકથી આરોપાય છે, તે બધ તથા મોક્ષ પુરુષમા સ્વાભાવિક નથી, એમ કહે છે,—

## नैकांततो बंधमोक्षौ पुरुषस्याविवेकादृते ॥७१॥

प्रकृतिपुरुषाविवेकाद्बन्धमोक्षावित्यभिमानमात्रमिति ॥ ७१ ॥

સૂ૦—અવિવેકવિના પુરુષને સ્વાભાવિક બધમોક્ષ નથી. ૭૧

વિ૦:—પ્રકૃતિપુરુષના અવિવેકને લીધેજ અવિવેકી પુરુષને બધની પ્રાપ્તિ થાય છે, વસ્તુતાએ તો તે સદા મુક્તજ છે, એટલે તેને સ્વાભાવિક બધમોક્ષ નથી, પણ તેને કલ્પિત બધમોક્ષ છે, એમ સ્વીકારાય છે અવિવેકકાલે પ્રકૃતિની સાથે તેનુ અભેદભાવે રહેવુ તે તેને બધ અને

વિવેકજ્ઞાનદ્વારા પ્રકૃતિથી તેનું પૃથક્ થવું તે તેની મુક્તિ. એ બંધ સત્ય નથી, પણ માત્ર એક પ્રકારનું મિથ્યાભિમાનજ છે. ૭૧

યથાર્થ બંધમોક્ષ પ્રકૃતિને છે એમ જણાવે છેઃ—

## प्रकृतेराञ्जस्यात्ससंगत्वात्पशुवत् ॥ ७२ ॥

आंजस्यात्तत्त्वतः । ससंगत्वात् गुणयोगात् । यथा पशुः संगाद्गुणयोगाद्बध्यते । तस्मात्प्रकृतेर्बन्धमोक्षौ सत्यौ । अविवेकिनं प्रति प्रवर्तनमेव बन्धः, मोक्षः पुनर्विवेकिनं प्रत्यप्रवर्तनम् । तेन च न स्वभावप्रच्युतिदोष इति ॥ ७२ ॥

સૂ૦:—સંગપણાથી પશુની પેઠે વસ્તુતાએ પ્રકૃતિને [ બંધમોક્ષ છે. ] ૭૨

વિ૦:—ત્રણ ગુણના સંયોગ પામવાના સ્વભાવથી વસ્તુતાએ પ્રકૃતિને બંધમોક્ષ છે જેમ દોરડાના સંબંધથી પશુને બંધ અને દોરડાના વિયોગથી પશુને મોક્ષ ( મોકળાપણું ) થાય છે તેમ ત્રણ ગુણના સંયોગ પામવાના સ્વભાવથી અવિવેકી પુરુષપ્રતિ પ્રવૃત્તિ કરવાથી પ્રકૃતિને બંધ થાય છે, ને તે ત્રણ ગુણના સંયોગ પામવાના સ્વભાવથી રહિત થઈ વિવેકી પુરુષપ્રતિ નહિ પ્રવૃત્ત થવાથી પ્રકૃતિને મોક્ષ થાય છે. ૭૨

કયાં કારણોથી પ્રકૃતિને બંધ અને કયાં કારણોથી પ્રકૃતિને મોક્ષ થાય છે તે કહે છેઃ—

## रूपैः सप्तभिरात्मानं बध्नाति प्रधानं कोशकारवद्विमोचयत्येकरूपेण ॥ ७३ ॥

रूपैः सप्तभिर्धर्मवैराग्यैश्वर्याधर्माज्ञानावैराग्यानैश्वर्यैर्बध्नाति विमोचयत्येकेन रूपेण ज्ञानेन ॥ ७३ ॥

સૂ૦:—કોશેટો કરનારની પેઠે પ્રધાન સાત રૂપોવડે પોતાને બાંધે છે, [ અને ] એક રૂપવડે મુક્તિ પમાડે છે. ૭૩

વિ૦:—જેમ કોશેટો કરનાર કીડો કોશેટો બનાવીને પોતેજ તેમાં બંધન પામે છે તેમ પ્રકૃતિ પણ ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ સાત રૂપોથી દુઃખને પામીને પોતેજ બંધ પામે છે, ને તેજ પ્રકૃતિ જ્ઞાનરૂપથી પોતાનેજ દુઃખથી રહિત કરી મોક્ષ પામે છે. ૭૩

પુરુષને કર્મવડે ભોગ તથા મોક્ષ થાય છે એમ શ્રુતિમાં કહ્યું છે, તો તેના ત્યાગથી શ્રુતિની મર્યાદાનો નાશ થશે, એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છે:—

## निमित्तत्वमविवेकस्य न दृष्टहानिः ॥ ७४ ॥

अदृष्टस्य ज्ञानद्वारेण परंपरया कारणत्वं मुक्तौ । संसारस्य तु कारणमविवेकः । तस्मान्न दृष्टहानिरिति ॥ ७४ ॥

સૂ૦:—અવિવેકનું નિમિત્તપણું [ છે, તેથી ] દૃષ્ટની હાનિ નથી. ૭૪

વિ૦:—બંધનું નિમિત્તકારણ અવિવેકજ છે, તેથી દૃષ્ટની હાનિ એટલે શ્રુતિની મર્યાદાનો નાશ થતો નથી શ્રુતિમા પુરુષને કર્મદ્વારા ભોગ તથા મોક્ષ થવાનું કહ્યું છે ખરું, પરંતુ કર્મદ્વારા મોક્ષ થાય છે એના ભાવનાં શ્રુતિવચનો પરંપરાવડે સંભવવાળાં થાય છે, અર્થાત્ નિષ્કામકર્મદ્વારા ચિત્તશુદ્ધિ, ચિત્તશુદ્ધિદ્વારા વિવેકજ્ઞાન, ને વિવેકજ્ઞાનદ્વારા મોક્ષ થાય છે. એમ નિષ્કામકર્મ પરંપરાવડે

મુક્તિનું કારણ છે, સાક્ષાત્કારણ નથી. આથી સકામકર્મદ્વારા ભોગ, અને નિષ્કામકર્મદ્વારા ચિત્તશુદ્ધિ, તથા જ્ઞાનદ્વારા મુક્તિ એજ યુક્તિવાળો સિદ્ધાંત છે. ૭૪

નીચેના સૂત્રમાં વિવેકની પ્રાપ્તિના મુખ્ય ઉપાયને કહે છેઃ—

**तत्त्वाभ्यासान्नेति नेतीति त्यागाद्विवेकसिद्धिः॥७५॥**

स्पष्टम् । श्रुतिश्च "स एष नेति नेतीत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यते " इत्यादि ॥ ७५ ॥

સૂ૦:—તત્ત્વાભ્યાસથી [ ને ] નેતિ નેતિ એમ ત્યાગથી વિવેકની સિદ્ધિ [ થાય છે. ] ૭૫

વિ૦:—અસંગસ્વભાવવાળા આત્મસ્વરૂપના વારંવારના વિચારથી અને આ આત્મા નહિ, આ આત્મા નહિ, એવી રીતે સર્વ જડ પદાર્થોના પરિત્યાગથી વિવેકની સિદ્ધિ થાય છે; અર્થાત્ હું દેહ નહિ હું ઇંદ્રિયો નહિ, ને હું અંત:કરણ ( મન, અહંકાર ને બુદ્ધિ ) નહિ; એ બધાની સાથે વસ્તુતાએ મારો લેશ પણ સત્ય સંબંધ નથી, હું તો નિ:સંગ ચેતનરૂપ છું. પ્રકૃતિ અને પ્રકૃતિમાંથી ઉપજેલી સર્વ વસ્તુઓ મારાથી અત્યંત ભિન્ન છે; એવી રીતનો જ્ઞાનપ્રવાહ પોતાના અંત:કરણમાં વારંવાર ઉપજાવતાં ઉપજાવતાં—વારે વારે તેનો અભ્યાસ કરતાં કરતાં—ક્રમે કરીને એ બધાનો પોતાના આત્મસ્વરૂપમાંથી પરિત્યાગ થાય છે, અને છેવટ પોતાના અંત:કરણમાં ઉત્તમ વિવેકજ્ઞાન ઉત્પન્ન થાય છે. પછી ક્રમે કરીને તે વિવેકજ્ઞાન દૃઢ એટલે અવિચલ થાય છે. ૭૫

તે વિવેકની સિદ્ધિમાં સમયનો અનિયમ જણાવે છેઃ—

**आधिकारिप्रभेदान्न नियमः ॥ ७६ ॥**

उत्तममध्यमाधमशक्तिभेदादेकदेति न नियमः ॥ ७६ ॥

સૂ૦—અધિકારીના પ્રભેદથી [ વિવેકની સિદ્ધિમા સમયનો ] નિયમ નથી ૭૬

વિ૦—વિવેકજ્ઞાન મેળવવા ઇચ્છનારા અધિકારીઓના મુખ્ય ત્રણ પ્રકાર છે ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ આમ હોવાથી બધા અધિકારીઓને સરખા સમયમા કિંવા આ જન્મમાજ વિવેકજ્ઞાનની દૃઢતા થાય એવો નિયમ નથી અધિકારપ્રમાણે કોઇને શીઘ્ર ને કોઇને વિલબે વિવેકજ્ઞાન ઉપજે છે, અર્થાત્ ઉત્તમાધિકારીને થોડા સમયમા વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થાય છે મધ્યમાધિકારીને વધારે સમય વ્યતીત થયા પછી વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને કનિષ્ઠાધિકારીને બહુ લાબે કાળે વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ૭૬

જો વિવેકજ્ઞાનથી મુક્તિ થાય છે, તો વિવેકજ્ઞાનીને ભોગનુ દર્શન કેવી રીતે સભવે ? એમ શકા થાય તો તેનું ઉત્તર આપે છે —

बाधितानुवृत्त्या मध्यविवेकतोऽप्युपभोगः ॥७७॥

तीव्रविवेकस्योपभोगो नास्ति । मध्यविवेकस्याप्युपभोगो रागाभावादलमिति ज्ञानेन बाधितत्वाद्वासनानुवृत्तिमात्रम् । उपारूढफलं कर्मोपभोगात्क्षीणोमीत्युपभुङ्क्त इति ॥ ७७ ॥

સૂ૦—મધ્યવિવેકથી બાધિતાનુવૃત્તિવડે ઉપભોગ પણ [ થાય છે ] ૭૭

વિ૦—ઉત્તમ વિવેકવાળાને રાગદ્વેષપૂર્વક વિષયોનો ઉપભોગ થતો નથી મધ્યમવિવેકવાળાને પણ રાગના અભાવને લીધે સ્વસ્વરૂપની શુદ્ધિથી રાગપૂર્વક વિષયોનો ઉપભોગ સભવતો નથી પણ

ભોગવવામાં બાકી રહેલા પ્રારબ્ધને લીધે વિવેકજ્ઞાનવડે બાધિત (મિથ્યા જણાયેલા પદાર્થોની) વાસનાની અનુવૃત્તિમાત્ર તેઓમાં હોય છે, તેથી હું ફલ દેવાને તત્પર થયેલા પ્રારબ્ધકર્મનો ફલના ઉપભોગવડે ક્ષય કરું છું, એમ તેમના પ્રારબ્ધની સમાપ્તિપર્યંત તેમને-મધ્યમવિવેકીને-જણાય છે, અર્થાત્ મધ્યમવિવેકીને જે વિષયોનુ દર્શન ને ઉપભોગ થાય છે તે બાધિતાનુવૃત્તિવડે થાય છે, સત્યપણાની બુદ્ધિવડે વિષયોનું દર્શન ને ઉપભોગ તેમને થતાં નથી. ૭૭

હવે મધ્યમવિવેકીનું સ્વરૂપ કહે છેઃ—

## जीवन्मुक्तश्च ॥ ७८ ॥

मुक्त इव मुक्तो रागाभावाद्धर्मानुत्पत्तेश्च । श्रुतिरपि "आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः । किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्" ॥ ७८ ॥

સૂ૦:—અને [ તે ] જીવન્મુક્ત [ છે. ] ૭૮

વિ૦:—જ્યાસુધી તે મધ્યમવિવેકીનું સ્થૂલશરીર ન પડે ત્યાંસુધી તે મધ્યમવિવેકી જીવન્મુક્તાવસ્થામા રહે છે. તેમના પ્રારબ્ધકર્મનો જ્યારે ક્ષય થાય ત્યારે તેમની બાધિતાનુવૃત્તિ પણ અદૃશ્ય થાય છે, તેથી તે મધ્યમવિવેકી પણ ઉત્તમ વિવેકને પામી વિદેહમુક્ત થાય છે. ૭૮

જીવન્મુક્તના સદ્ભાવમા પ્રમાણ કહે છે:—

## उपदेश्योपदेष्टृत्वात्तत्सिद्धिः ॥ ७९ ॥

तीव्रविवेकिनो बाह्यासंवेदिन उपदेष्टृत्वमेव नास्ति । मन्दविवेकिनोऽप्यज्ञानान्नोपदेष्टृत्वं किंतु स उपदेश्यः । उपदेष्टा मध्यविवेकी । अतस्तत्सिद्धिः जीवन्मुक्तसिद्धिः ॥ ७९ ॥

સૂ૦:—ઉપદેશ્યપણાથી ને ઉપદેષ્ટાપણાથી તેની સિદ્ધિ [ છે. ] ૭૯

વિ૦:—મોક્ષશાસ્ત્રોમા વિવેકજ્ઞાનનો ઉપદેશ કરનારા સદ્‌ગુરુઓનું તથા વિવેકજ્ઞાનની પ્રાપ્તિના સાધનોના ઉપદેશનું શ્રવણ કરનારા શિષ્યોનું નિરૂપણ કરેલુ જોવામા આવે છે, તે ઉપદેશ કરનારા સદ્‌ગુરુ જો અજ્ઞાની હોય તો તેમનાથી વિવેકજ્ઞાનનો યથાર્થ ઉપદેશ જિજ્ઞાસુઓને આપી શકાય નહિ, તેથી વિવેકજ્ઞાનવાળા સદ્‌ગુરુ એટલે જીવન્મુક્તનો સદ્‌ભાવ સિદ્ધ થાય છે. ૭૯

તેમા શ્રુતિનુ પ્રમાણ પણ છે એમ કહે છે:—

## श्रुतिश्च ॥ ८० ॥

उवाच "जीवन्नेव हि विद्वान्हर्षायासाभ्यां विमुच्यत" इति ॥ ८० ॥

સૂ૦:—[ તેમા ] શ્રુતિ પણ [ છે. ] ૮૦

વિ૦:—જીવન્મુક્તના અસ્તિત્વમા આ શ્રુતિઓ પણ પ્રમાણરૂપે વિદ્યમાન છે—" दीक्षयैव नरो मुच्येत् तिष्ठेन्मुक्तोऽपि विग्रहे । कुलालचक्रमध्यस्थो विच्छिन्नोऽपि भ्रमेद्‌घटः ॥ " " जीवन्नेव हि विद्वान् हर्षायासाभ्यां विमुच्यते ॥ " ( વિવેકજ્ઞાનથીજ પુરુષ મોક્ષને પામે છે, તે મુક્ત થયા છતા પણ શરીરમા સ્થિત રહે છે, જેમ કુંભારના ચાકડાપર રહેલો ઘડો દોરીવડે કપાયા છતા પણ ભમણ કરે છે) તેમ અવિવેકની નિવૃત્તિ થયા પછી પણ જીવન્મુક્તના શરીરની સ્થિતિ તથા બાધિતાનુવૃત્તિથી તે શરીરવડે ભોગ એ સર્વ સંભવે છે (વિદ્વાન્ (જીવન્મુક્ત) જીવતાજ હર્ષ તથા ખેદથી મોકળો થાય છે. ) ૮૦

જીવન્મુક્ત થયાવિના મંદવિવેકી પણ શામાટે

વિવેકજ્ઞાનના ઉપદેશ ન થઇ શકે ? એમ શંકા થાય તો તેનુ સમાધાન કરે છે.—

## इतरथाऽन्धपरंपरा ॥ ८१ ॥

अज्ञानी गुरुः, किं च शिष्योऽज्ञातेति ॥ ८१ ॥

સૂ૦ —બીજે પ્રકારે અધપરંપરા [ થાય. ] ૮૧

વિ૦:—જો મંદવિવેકી-અજ્ઞાની-ગુરુ થશે તો તે પોતાના શિષ્યોને ભ્રાંતિ ઉપજાવશે, તેઓ વળી બીજાઓને ભ્રાંતિ ઉપજાવશે, એમ અધપરંપરા ચાલશે જેમ કોઇ આધળા પુરુષની પછવાડે બીજો આધળો પુરુષ ગમન કરે, તેની પછવાડે વળી કોઇ બીજો આધળો પુરુષ ચાલે, તો અંતે તે બધા આંધળાઓ આગળ જતાં કોઈ કૂવામાજ પડે છે, ઇચ્છિત દેશને પામતા નથી, તેમ જો કોઇ પણ પુરુષને જીવનકાલમા મુક્ત નહિ માનો તો બધા ગુરુશિષ્યો અજ્ઞાની હોવાથી તેમાના કોઈની પણ મુક્તિ નહિ થાય, અને સર્વ પુરુષો આત્માનુ યથાર્થ જ્ઞાન ન થવાથી સસારરૂપી કૂવામાંજ પડ્યા રહેશે ૮૧

વિવેકજ્ઞાનવડે પુરુષના બધા કર્મોનો નાશ થવાથી તે જ્ઞાનીનુ શરીર પડી જવું જોઇએ એમ શકા થાય તો તેનુ નિવારણ કરે છે —

## चक्रभ्रमणवद्धृतशरीरः ॥ ८२ ॥

यथा दण्डापगमे संस्कारवशाच्चक्रं भ्रमति, तथा विवेकिनामपि देहधारणकर्मणोऽक्षीणत्वान्न तत्क्षणान्मुक्तिः, किंतूपभोगादिना कर्मक्षयादिति । तथा च श्रुतिः "दीक्षयैव नरो मुच्येत् तिष्ठेन्मुक्तोऽपि विग्रहे । कुलालचक्रमध्यस्थो विच्छिन्नोऽपि भ्रमेद्घटः" ॥ ८२ ॥

સૂ૦—ચાકડાના ભ્રમણની પેઠે ધારણ કરેલા શરીરવાળા [ રહે છે. ] ૮૨

વિ૦—જેમ કુંભારે ચાકડો ફેરવવાની ક્રિયા મૂકી દીધી હોય તોપણ પૂર્વની ક્રિયાના વેગથી કુંભારના તે ચાકડાનું ભ્રમણ અમુક સમયસુધી ચાલુ રહે છે તેમ પુરુષને વિવેકજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ તેમના પ્રારબ્ધકર્મના વેગથી તે જીવન્મુક્તનું શરીર સ્થિત રહે છે. ૮૨

વિવેકજ્ઞાનવડે ભોગોની વાસનાનો નાશ થવાથી જીવન્મુક્તના શરીરની સ્થિતિ સંભવતી નથી એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છે—

**संस्कारलेशतस्तत्सिद्धिः ॥ ८३ ॥**

जीवन्मुक्तिसिद्धिः ॥ ८३ ॥

સૂ૦—સંસ્કારના લેશથી તેની સિદ્ધિ [ છે ] ૮૩

વિ૦—જીવન્મુક્તના અંતઃકરણમાં સ્થૂળદેહને ધારણ કરનારા સંસ્કારો અતિસૂક્ષ્મરૂપે રહે છે, તેથી તે જીવન્મુક્તના સ્થૂલશરીરની સ્થિતિ રહે છે, ને તેમને ભોગાભાસનો અનુભવ થાય છે અવિદ્યાથી પરાભવ પામી, વિષયોમાં આસક્ત થઇ અજ્ઞાની પુરુષો શબ્દાદિ વિષયોને ભોગવે છે તેમ જીવન્મુક્તો વિષયો ભોગવતા નથી તેમની અવિદ્યાનો નાશ થવાથી તેઓ આસક્તિવિનાજ પ્રાપ્ત વિષયોને સમભાવવડે પ્રારબ્ધનો ક્ષય કરવા ભોગવે છે તેથી વિવેકજ્ઞાનીના ભોગો ભોગાભાસ કહેવાય છે ૮૩

પુરુષને પરમમુક્તિ ક્યારે થાય છે એમ સંશય થાય તો તેનું છેદન કરે છે—

## विवेकान्निःशेषदुःखनिवृत्तौ कृतकृत्यता नेतरान्नेतरात् ॥ ८४ ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने तृतीयो वैराग्याध्यायः ॥ ३ ॥

निःशेषेण त्रिविधदुःखस्यात्यन्तनिवृत्तौ कृतकृत्यः, परमुक्तिप्राप्तेः । नेतरात् कर्मण इति । नेतरादिति वीप्साध्यायपरिसमाप्तौ ॥ ८४ ॥

इति श्रीमदनिरुद्धभट्टेन विरचितायां श्रीकापिलसांख्यप्रवचनसूत्रवृत्तौ वैराग्याध्यायस्तृतीयः ॥ ३ ॥

સૂ૦—વિવેકથી નિઃશેષ દુઃખનિવૃત્તિમાં કૃતકૃત્યપણું [છે,] અન્યથી નહિ, અન્યથી નહિ ૮૪

વિ૦:—જ્યારે પુરુષના વિવેકજ્ઞાનનો અત્યંત પરિપાક થાય ત્યારે પરવૈરાગ્યની ઉત્પત્તિદ્વારા તેના ચિત્તની બધી વૃત્તિઓનો નિરોધ થઇ તેના બધા દુઃખોની અત્યંત નિવૃત્તિ થવાથી તે પુરુષને કૃતકૃત્યપણું પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેમને પરમમુક્તિ મળે છે બીજા કોઇ ઉપાયથી પુરુષને કૃતકૃત્યપણું પ્રાપ્ત થતું નથી પરમમુક્તિ, કૈવલ્ય, નિર્વાણ ને વિદેહમુક્તિ એ બધા એક અર્થનું બોધન કરનારા શબ્દો છે નેતરાત્ એ પદોનું બે વાર ઉચ્ચારણ આ ત્રીજા અધ્યાયની સમાપ્તિ બતાવવામાટે છે ૮૪

इति श्रीमन्मथुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां तृतीयो वैराग्याध्यायः ॥ ३ ॥

ॐ

# ॥ ४ आख्यायिकाध्याय ॥

આ ચોથા અધ્યાયમા શાસ્ત્રાદિમાની પ્રસિદ્ધ કથાઓ-દ્વારા વિવેકજ્ઞાનના સાધનોનુ નિરૂપણુ કરવામા આવશે તેમા પ્રથમ ઉપદેશ સાભળવાથી જ્ઞાન થવાના સંબધમા રાજપુત્રની કથા કહે છે—

## राजपुत्रवत्तत्त्वोपदेशात् ॥ १ ॥

कश्चिद्राजपुत्रो गण्डक्षणजन्मा निःसारितः शबराधिपेन गृहीतः पुत्रत्वेन तदाचारमात्र जानाति । अथापुनस्य राज्ञो मरणेऽमात्यैरानीय प्रबोधितो "न त्वं शबरः, राजपुत्रोऽसी"-त्युक्तो झटित्येव पूर्वसंस्कारवशाद्राजपुत्राचारं गृहीतवान् । एवं मन्दानामपि प्रबोधायोपदेशो देय इति ॥ १ ॥

સૂ૦—રાજપુત્રની પેઠે તત્ત્વોપદેશથી [ વિવેકજ્ઞાન થાય છે ] ૧

વિ૦ —સદ્‌ગુરુદ્વારા તત્ત્વનો ઉપદેશ સાભળવાથી રાજપુત્રની પેઠે યોગ્ય જિજ્ઞાસુ પુરુષને આત્માનુ યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે કોઇ રાજપુત્રને કોઇ મારણુથી તેની બાલ્યાવસ્થામા તેના બાપે એકલો વનમાં મોકલાવી દીધો હતો ત્યા ભીલના રાજાના જોવામા તે આવ્યો ભીલના રાજાએ તેને પાળીપોષીને મોટો કર્યો તેથી તે રાજપુત્ર હુ

ભીલ છુ એવુ સમજવા લાગ્યો રાજાના મન્ત્રીઓને આ વાતના સમાચાર મળ્યા હતા. સમય જતા તે રાજાનુ મરણ થયા પછી તે રાજાને અન્ય પુત્ર ન હોવાથી તે મન્ત્રીઓએ ભીલનુ અભિમાન ધરનાર તે રાજપુત્રને નગરમા આણી, "આપ ભીલ નથી, પણ રાજપુત્ર (મરનાર મહારાજાના પુત્ર) છો" એમ ઉપદેશ કર્યો ત્યારે તે રાજપુત્રે પોતાની સાચી જાતિ જાણી, અને ભીલના પ્રસગથી આવી પડેલા આચારનો તેણે ત્યાગ કર્યો તાત્પર્ય કે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ નિરર્થક નથી, અને અજ્ઞાને ઉપદેશ કરવાની આવશ્યકતા છે. ઉપદેશનુ ફલ પાત્રની યોગ્યતાપ્રમાણે વહેલુ કે મોડુ થાય છે ૧

બ્રાહ્મણને આગળ કરીને સ્ત્રીશૂદ્રાદિ પણ મોક્ષશાસ્ત્રનો ઉપદેશ શ્રવણ કરી મુક્ત થઇ શકે છે એના મળધમા પિશાચની કથા કહે છે —

## पिशाचवदन्यार्थोपदेशेऽपि ॥ २ ॥

कश्चिदाचार्यो "विजने उपदेशं गृहाणे"ति शिष्यमादायाटव्यां प्रविश्योपदेशं दत्तवान् । गुल्मान्तरितेन पिशाचेन श्रुतम् । तस्यापि मुक्तिरभूत् । प्रसङ्गेनाप्यात्मज्ञानान्मुक्तिरिति वाक्यार्थः ॥ २ ॥

સૂ૦ —પિશાચની પેઠે બીજાને માટેના ઉપદેશમા પણ [ શ્રોતાને વિવેકજ્ઞાન થાય છે. ] ૨

વિ૦ —એક આત્મવેત્તા આચાર્ય પોતાના જિજ્ઞાસુ શિષ્યને આત્મસ્વરૂપનો ઉપદેશ કરવામાટે નિર્જન વનમા લઇ ગયા હતા ત્યા તેમણે તે જિજ્ઞાસુ શિષ્યને આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો તે ઉપદેશ સમીપના કોઇ વૃક્ષપર રહેના એક પિશાચે આદરપૂર્વક સાભળ્યો, તેથી તેને પણ આત્મજ્ઞાનદ્વારા મુક્તિની પ્રાપ્તિ થઇ તાત્પર્ય કે બીજાને માટે

થયેલો આત્મતત્ત્વનો ઉપદેશ પણ અન્ય અધિકારીને આત્માનું જ્ઞાન આપી શકે, જેમ શિષ્યને થયેલો ઉપદેશ આદરપૂર્વક પિતાએ સાભળ્યો, ને તે કૃતાર્થ થયો ૨

જો કદી એકવાર આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યાથી શિષ્યને આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન થાય તો તેનો તેને વારવાર ઉપદેશ કરવો જોઇએ એમ નીચેના સૂત્રવડે પ્રતિપાદન કરે છે —

## आवृत्तिरसकृदुपदेशात् ॥ ३ ॥

तीव्रवैराग्याणां श्रुतिमात्रान्मोक्षो भवतु । मन्दानां निरन्तरोपदेशादावृत्तिः करणीया ॥ ३ ॥

સૂ૦ —વારવારના ઉપદેશથી [ આત્મજ્ઞાન થાય છે માટે ઉપદેશની ] આવૃત્તિ [ કરવી જોઇએ ] ૩

વિ ૦—તીવ્રવૈરાગ્યવાન્ મુમુક્ષુને એક વાર આત્મતત્ત્વનો ઉપદેશ કરવાથી આત્મસ્વરૂપનો બોધ થાય છે, પણ મદવૈરાગ્યવાન્ મુમુક્ષુને એકવારના ઉપદેશથી આત્મતત્ત્વનો બોધ ન થાય માટે તેવા મુમુક્ષુને જ્યાસુધી આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાસુધી તેને વારે વારે તેના સદ્ગુરુએ આત્મતત્ત્વનો ઉપદેશ કરવો જોઇએ, જેમ શ્વેતકેતુને તેના પિતા ભગવાન્ ઉદ્દાલકે પુનઃ પુનઃ ( નવ વાર ) આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો હતો ૩

સદ્ગુરુથી ભિન્ન સુહૃદ્ના ઉપદેશથી પણ જિજ્ઞાસુને તત્ત્વજ્ઞાન થાય છે એમ કહે છે —

## पितापुत्रवदुभयोर्दृष्टत्वात् ॥ ४ ॥

कश्चिद्ब्राह्मणो दारिद्र्याद्गुर्विणीं भार्यां तत्पितृगृहे निक्षिप्य प्रतिग्रहार्थं देशान्तरं गतो बहुना कालेन गृहमागतः पुत्रं दृष्ट्वा न ज्ञातवान्, तन्माता भर्तारं पुत्रं च विज्ञापितवती । तत उभयोरपि ज्ञानमभूत् । गुरुं विना सुहृदुपदेशादपि तत्त्वज्ञानं भवतीत्यर्थः ॥ ४ ॥

સૂ૦ઃ—પિતાપુત્રની પેઠે બનેના [ જ્ઞાનના ] દૃષ્ટપણાથી [ સુહૃતથી પણ જ્ઞાનલાભ થાય છે. ] ૪

વિ૦—એક બ્રાહ્મણ પોતાની ગર્ભિણી ભાર્યાને તેના પિતાને ઘેર મૂકી ધન મેળવવામાટે પરદેશ ગયો. સમય આવે તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. દ્રવ્ય સંપાદન કરી તે લાંબે કાલે ઘેર આવ્યો, તો તેણે પોતાના નવા જન્મેલા તે પુત્રને ઓળખ્યો નહિ, તેમ તે પુત્રે પણ પોતાના પરદેશથી આવેલા પિતાને ન ઓળખ્યા પછી તેની સ્ત્રીના ઓળખાવવાથી તે બનેએ બનેને ઓળખ્યા અભિપ્રાય એવો છે કે સદ્‌ગુરુવિના અન્ય સુહૃદ્‌ના ( વિશ્વાસ રાખવાયોગ્ય હિતેચ્છુ મનુષ્યના ) ઉપદેશથી પણ મુમુક્ષુને તત્ત્વજ્ઞાન થાય છે. ૪

અણુસમજુ મનુષ્યને સંસારના ત્યાગમા કેવલ સુખ નથી, દુઃખ પણ છે, એમ નીચેના સૂત્રથી પ્રતિપાદન કરે છે—

## श्येनवत्सुखदुःखी त्यागवियोगाभ्याम् ॥ ५ ॥

केनापि पुंसा श्येनशावकः प्राप्तः खण्डगुडादिनाहारेण समानेन च पुष्टः । कालेन यौवनमवाप । कथमहमेनं दुःखिनं करोमीति पुंसा वने त्यक्तः । श्येनश्च बन्धत्यागात्सुखी पुरुषवियोगादुःखीति । दुःखशबलत्वात्सुखस्य द्वयमपि हेयमिति॥५॥

સૂ૦ —[ અજ્ઞાની ] ત્યાગથી ને વિયોગથી સિંચાણાની પેઠે સુખી ને દુખી [ થાય છે ] ૫

વિ૦ —અણસમજુ મનુષ્ય સસારનો ત્યાગ તથા સગાનહાલાનો વિયોગ એ બનેદ્વારા શ્યેનપક્ષીની પેઠે સુખી તથા દુખી થાય છે કોઇ એક માણસે એક સિંચાણાનુ બચ્ચુ પાળ્યુ હતુ તેને તે નિત્ય સારો સારો આહાર પ્રીતિપૂર્વક આપતો, તેથી તે પુષ્ટ થયુ કેટલેક સમય વિના પછી તે માણસના મનમા આવ્યુ જે આ નિરપરાધી પખીને મારે શામાટે બધનમા રાખવુ જોઇએ ? એમ વિચારી તેણે તે સિંચાણાને સમીપના વનમા ઊડાડી મૂક્યો સિંચાણો બધનથી મોકળો થવાથી સુખી થયો, અને પોતાના પાલકના વિયોગથી દુખી થયો આ સૂત્રનો ભાવાર્થ એવો છે કે અણસમજુ મનુષ્યને સસારના ત્યાગથી કેટલેક અશે સુખ થાય છે, અને સગાનહાલા આદિના વિયોગથી તેને દુખ પણ થાય છે ૫

મોક્ષસાધકે કોઇ પણ અનિત્ય પદાર્થમા મમતા રાખવી નહિ એમ દૃષ્ટાત આપીને પ્રતિપાદન કરે છે —

## अहिनिर्ल्वयिनीवत् ॥ ६ ॥

निर्ल्वयिनी निर्मोकः । कश्चिदहिर्निजरद्वारे निर्मोकं त्यक्त्वा ममेदमिति धूलीपङ्काक्तं दृष्ट्वा शोचति, स्नेहाच्च न संत्यक्तवान् । निर्मोकानुसारात्केनाप्याहितुण्डिकेन गृहीतः । ममत्वस्नेहादयो न कर्तव्या इत्यर्थः ॥ ६ ॥

સૂ૦ —સાપની કાચળીની પેઠે [ મમતા ન રાખવી ] ૬

વિ૦ —જેમ કોઇ સર્પે પોતાની ઊતારી નાંખેલી કાચળીમાં સ્નેહ કર્યો તેમ મોક્ષસાધકે અનિત્ય પદાર્થોમા સ્નેહ ન કરવો, કેમકે

તેમ કરવાથી તેને બંધન થાય છે કોઇ સાપ પોતાની કાંચળી ઊતાર્યા પછી તે કાંચળીમા મમતા રહેવાથી તે સ્થાનનો ત્યાગ નહિ કરતાં ત્યાં ને ત્યાંજ પડ્યો રહ્યો એવામાં એક વાદીએ તે કાંચળીને દૂરથી જોઇ એટલે ત્યાં આવીને તેણે તેસાપને પકડ્યો, અને પોતાની પાસેના કરંડિયામાં તેને પૂરી દીધો. એવી રીતે કાચળીમા મમતા રાખવાથી તે સર્પ જીવનપર્યંત પરાધીન થઇ દુખી થયો. આ સૂત્રનો અન્ય અર્થ પણ થઇ શકે છે, તે આવી રીતે–જેમ ત્યજી દીધેલી પોતાની કાચળીમાં સાપ મમતા રાખતો નથી તેમ વિવેકજ્ઞાન મેળવવા ઇચ્છનારે દેહાદિ જડ પદાર્થોમાં મમતા રાખવી નહિ. ૬

## छिन्नहस्तवद्वा ॥ ७ ॥

कश्चिन्मुनिर्भ्रातुराश्रमं प्रविश्य फलादिकमाजहार । भ्रात्राप्युक्तः स्तेयी त्वमिति । तेनोक्तं प्रायश्चित्तं वद । भ्रात्राप्युक्तं हस्तच्छेदादन्यत्प्रायश्चित्तं नास्तीति । तेन च राज्ञे निवेद्य स्वहस्तौ छेदितौ । तस्मादकार्यं न कर्तव्यं, प्रमादकृते च तन्निष्कृतिरवश्यं कर्तव्येति ॥ ७ ॥

સૂ૦:—અથવા કપાઇ ગયેલા હાથની પેઠે [ હૃદયમાં મમતા ન રાખવી. ] ૭

વિ૦:—જેમ યુદ્ધાદિમા કપાઇને જુદા થઇ ગયેલા પોતાના હાથને તુચ્છ સમજીને પુન કોઇ પણ મનુષ્ય તેને ગ્રહણ કરે નહિ તેમ પોતાના સ્વરૂપથી ભિન્ન સમજીને ત્યાગ કરેલા પ્રકૃતિ આદિ જડ પદાર્થોનું પણ વિવેકીએ અહંતામમતાપૂર્વક પુન ગ્રહણ કરવુ ઉચિત નથી. ૭

વિવેકજ્ઞાનની પ્રાપ્તિ કરાવનારા સાધનનો નાશ કરે એવા અનિષ્ટ પદાર્થનું ચિંતન કોઇ પણ મોક્ષસાધકે ન કરવું એમ કહે છેઃ—

## असाधनानुचिंतनं बंधाय भरतवत् ॥ ८ ॥

भरतो नाम नृपः प्रत्यासन्नमोक्षोऽपि तत्क्षणप्रसूतां हरिणीं दृष्ट्वा हरिणशावकं पुपोष । तं विहाय नान्यमना बभूव । मरण समये तद्गतमनाः प्राणास्तत्याज । तत्सङ्गान्मुक्तिं नाराप । अनिष्टचिन्तनं न कार्यमित्यर्थः ॥ ८ ॥

સૂ૦ —અસાધનનું અનુચિંતન ભરતની પેઠે બંધન માટે [ થાય છે ] ૮

વિ૦ઃ—જેમ શ્રીઋષભદેવજીના પ્રતાપી પુત્ર ભરત યોગાનુષ્ઠાન કરવામાટે નિર્જન વનમાં ગયા હતા તે વનમાં કોઈ વાર પોતાની પછવાડે દોડ્યા આવતા વાઘના ભયથી કોઈ હરિણીએ પ્રસવ કરી દીધેલા એક દીન ને અનાથ મૃગના બચ્ચાને તેમણે પોતાની પર્ણશાળાની સમીપ જોયું તે મૃગના બચ્ચાને દયાવડે પાળવારૂપ ધર્મ જે પોતાના સાધનમાં વિઘ્નરૂપ હતો તે કરવાથી તે પુનઃ અન્ય બે જન્મરૂપ બંધને પામ્યા હતા, તેમ વિવેકજ્ઞાનનું અંતરંગસાધન ન હોય તે ક્રિયા ધર્મરૂપ હોય તોપણ તેનું વારંવાર ચિંતન મોક્ષસાધકે કરવું નહિ, તથા તેનું અનુષ્ઠાન પણ ન કરવું, કેમકે તેમ કરવાથી તેને બંધન થાય છે. જડભરતનું વિશેષ વર્ણન વાંચવાની ઇચ્છા થાય તો શ્રીમદ્ભાગવત તથા શ્રીવિષ્ણુપુરાણ જુઓ. ૮

મોક્ષસાધકે ઘણા માણસોનો સંગ ન કરવો એમ દૃષ્ટાંત આપીને કહે છે –

## बहुभिर्योगे विरोधो रागादिभिः कुमारीशंखवत् ॥ ९ ॥

बहुभिः कलहोऽवश्यं, यथा कुमारीशङ्खानामन्योऽन्यं झणत्कारः परस्परसंघर्षात् ॥ ९ ॥

સૂ૦ —ઘણાના સગમા કુમારીના કકણની પેઠે રાગાદિવડે વિરોધ [ થાય છે, તેથી મુમુક્ષુએ એકલા રહેવુ ] ૯

વિ૦:—ઘણા માણુસોનો સગ કરવાથી મોક્ષસાધકના ચિત્તમા તેમના પ્રતિ રાગદ્વેષાદિની ઉત્પત્તિ થાય છે, તેનડે તેના જ્ઞાનસાધનાનુષ્ઠાનમા વિરોધ થાય છે ને તેથી તે પુરુષ યોગસાધનથી ભ્રષ્ટ થાય છે કુમારિકાના હાથના શખના ઘણા કકણોના ખડખડાટની પેઠે ઘણા માણુસોનો સગ કલહનો હેતુ થાય છે કોઇ એક બ્રાહ્મણની કુવારી દીકરી પોતાના બને હાથોમા શખના બનાવેલા ઘણા કકણો પહેરીને ભાતમાટે કમોદ ખાડતી હતી તે કકણો પોતાનો હાથ ઉચોનીચો થવાથી બહુ ખડખડવા લાગ્યા બહારગામથી તેનુ માગુ કરવા આવેલા કેટલાક બ્રાહ્મણો તેના ફળીમા બેઠેલા હોવાથી કકણોના તે ખડખડાટ વડે તે બહુ લજ્જા પામી, આથી તેણે પોતાના પ્રત્યેક હાથમા માત્ર એક એક કકણ રાખી બીજા બધા કકણો ઊતારી નાખ્યા એટલે તે કકણોનો ખડખડાટ બધ પડ્યો ઘણા મનુષ્યોના સગમા રહેવાથી મનુષ્યના ચિત્તાદિમા રાગ દ્વેષ, માત્સર્ય ચાડીઆપણુ ને નિરર્થક વાતો એ દોષો ઉપજવાનો સભવ રહે છે માટે મોક્ષેચ્છુએ ઘણા મનુષ્યોના સગમા ન રહેતા એકાતનુ સેવન કરવુ જોઇએ ૯

અન્યનો સબધ પણ મોક્ષસાધકમાટે અયોગ્ય છે એમ કહે છે —

## द्वाभ्यामपि तथैव ॥ १० ॥

संकथनादिदोषात् ॥ १० ॥

સૂ૦.—તેમજ બેથી પણ [વિરોધાદિ થાય છે.] ૧૦

વિ૦:—અન્ય મનુષ્યના સબંધથી પણ મુમુક્ષુને મોક્ષના સાધનના અનુષ્ઠાનમા વિરોધ થાય છે, તેથી મુમુક્ષુએ એકાકી રહેવુજ ઉચિત છે ઘણાના સબધથી પોતાના ચિત્તમા રાગાદિવડે ક્લેશ થવાનો સંભવ, અને બે મનુષ્યના સંબધમા કદી પોતાને ક્લેશ ન થાય, તોપણ પરસ્પર અનુપયોગી વાર્તા થવાનો સભવ, ને તેથી પોતાના અત કરણના બહિર્મુખપણાવડે નિરર્થક કાલક્ષેપ થાય માટે ઉત્તમ મુમુક્ષુએ અન્યના સગમા પણ ન રહેવુ જોઇએ ૧૦

હવે નિરાશાનું સુખદાતાપણું ઉદાહરણ આપીને પ્રતિપાદન કરે છે —

निराशः सुखी पिंगलावत् ॥ ११ ॥

पिङ्गला नाम वेश्या रत्यर्थं भुजंगागमनप्रतीक्षणादुन्निद्रा दुःखमनुभूतवती । एकदा त्वत्यन्तदुःखनिर्विण्णा " पुनर्नैवं करिष्यामी " ति निर्विण्णा बभूव । निराशा सुखं स्वापिति ॥११॥

સૂ૦ —[પિંગલાની પેઠે આશારહિત સુખી [છે.] ૧૧

વિ૦:—મિથિલાનગરીમાં પિંગલાનામની એક વેશ્યા રહેતી હતી તે એક રાત્રિએ ઉત્તમ પ્રકારના વસ્ત્રો ને અનકાર ધારણ કરી પોતાના કોઇ ઉપપતિની વાટ જોતી જોતી પોતાના વિલાસભવનમાંથી વારવાર પોતાના તે ભવનના બારણામા જાઆવ કર્યા કરતી હતી તે રાત્રિનો ઘણો ભાગ વ્યતીત થઇ ગયો, અને રાજમાર્ગપર લોકોનુ હરવુ-ફરવુ પણ બધ થઇ ગયુ પરતુ કોઇ પણ ઉપપતિ તેને ઘેર આવ્યો નહિ, ત્યારે તેને પોતાના કોઇ પૂર્વના પુણ્યકર્મના ઉદયથી પોતાના નીચ ધધાપર અત્યંત ગ્લાનિ આવી, અને અંનાયાસે નિત્યપ્રાપ્ત આત્મરૂપ પરમકમનીય ને પરમાનદઘન પતિનુ સેવન નહિ કરતા હાડમાંસાદિના

બનેના શરીરવાળા તુચ્છ ઉપપતિનુ સેવન કરવામા ધનલાલસા આદિને વશ થઇ પોતાના દેવદુર્લભ મનુષ્યજીવનના આટલા બધા દહાડા એળે કાઢી નાખ્યા, તેમાટે તે ઘણીજ ખેદયુક્ત થઇ તેને પોતાના નીચ ધધાપર ઘણો તિરસ્કાર છૂટ્યો "જે નગરના રાજા પોતાના શ્રેષ્ઠ ગણાતા રાજવૈભવમા ઉદાસ રહી, પરમાનદઘન આત્માના ધ્યાનમા પોતાનો સમય આદરપૂર્વક વ્યતીત કરે છે તેજ નગરમા રહેનારી હુ મારો સમય આવા તુચ્છ કામમા વ્યતીત કરૂં છુ, તેથી મને ધિક્કાર છે," એવા વિચારવડે તે બહુ ઉદાસ થઇ ગઇ પછી તેણે જીવન પર્યંત પોતાના નીચ ધધાના ત્યાગનો દૃઢ સકલ્પ કર્યો પોતાના ચિત્તમા આવી રીતે વૈરાગ્ય ઉપજવાથી તેણે સર્વ પ્રકારના અનિત્ય વિષયોની આશાનો પોતાના ચિત્તમાથી પરિત્યાગ કર્યો, તેથી તે સુખ પામી સુખ એ સત્ત્વગુણનો ધર્મ છે, વિષયોની આશાવડે રજોગુણ બલવાન્ થવાથી મનુષ્યના ચિત્તનુ ચચળપણુ થાય છે, તેથી તેના ચિત્તમાના સુખનો તિરોભાવ થઇ જાય છે, અને પુન જ્યારે વિષયોની આશાનો ત્યાગ કરવામા આવે છે ત્યારે તેના ચિત્તમા સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી તેનો સ્વાભાવિક ધર્મ જે સુખ છે તેનો આવિર્ભાવ થાય છે મુમુક્ષુ જો નિસ્પૃહ ને નિશ્ચિત થઇ સાસારિક સુખોની આશાનો પરિત્યાગ કરે તો તે સુખી થાય છે એ આ સૂત્રનુ તાત્પર્ય છે ૧૧

મુમુક્ષુને ઘરનો આરભ દુ ખ આપે છે એમ સર્પનુ દૃષ્ટાત આપીને કહે છે --

## अनारंभेऽपि परगृहे सुखी सर्पवत् ॥ १२ ॥

व्यक्तम् ॥ १२ ॥

સૂ૦ —સર્પની પેઠે અનારભમા પણ [ મુમુક્ષુ ] અન્યના ઘરમા સુખી [ રહે છે ] ૧૨

વિ૦ —પોતાને માટે ગૃહાદિનો આરભ નહિ કર્યા છતા પણ સર્પની

પેઠે મુમુક્ષુથી પારકા ઘરમા પણ સુખપૂર્વક રહી શકાય છે જેમ ઉંદર પોતાને રહેવામાટે ઘણે કષ્ટે દર તૈયાર કરે છે, ને સર્પ તેમા પ્રવેશ કરી સુખે નિવાસ કરે છે તેમ આ સૂત્રનું તાત્પર્ય એવુ છે કે મુમુક્ષુએ પોતાને માટે મમતાપૂર્વક ગૃહાદિ બાધવાના પ્રયત્નમા ન પડવુ, કેમકે તેમ કરવાથી રાગદ્વેષાદિવડે તેના મોક્ષના સાધનાનુષ્ઠાનમાં વિક્ષેપ આવે છે, ને સ્વકર્તવ્યમા શિથિલતા પ્રાપ્ત થાય છે ૧૨

મુમુક્ષુએ ઉપવિદ્યાઓનો પરિત્યાગ કરી સારભૂત વિદ્યાનુ ગ્રહણ કરવુ જોઇએ એમ ભમરાનુ ઉદાહરણ આપીને કહે છે —

## वहुशास्त्रगुरूपासनेऽपि सारादानं षट्पदवत् ॥१३॥

यथा भ्रमरः पुष्पं विहाय मधु समादत्ते, तद्वन्मोक्षार्थिनाविद्या त्याज्येति ॥ १३ ॥

**સૂ૦:**—ભમરાની પેઠે બહુ શાસ્ત્રની તથા ગુરુની ઉપાસનામા પણ સારનુ ગ્રહણ [ કરવુ જોઇએ ] ૧૩

**વિ૦:**—જેમ ભમરો પુષ્પનો તથા તેમા જે કાટાઓ રહેલા હોય તો તે કાટાઓનો પરિત્યાગ કરીને માત્ર તેમા રહેલા મધનું ગ્રહણ કરે છે તેમ અનેક શાસ્ત્રોના અને અનેક ગુરુઓના આરાધનમા પણ તેમના પરસ્પરના આભાસરૂપ વિવાદોનો પરિત્યાગ કરીને મુમુક્ષુએ તેમના કથનના સારભૂત અર્થનું ગ્રહણ કરવુ જોઇએ, જો તે એમ ન કરે તો તેઓના કથનના પરસ્પરના વિરોધને લીધે તે મુમુક્ષુને આત્મસ્વરૂપનો યથાર્થ નિશ્ચય નહિ થાય **શ્રીમાર્કંડેયપુરાણ**માં પણ નીચેના વચનોવડે એમજ કહ્યુ છે —

"सारभूतमुपासीत, ज्ञानं यत्कार्यसाधकम् ।
ज्ञानानां बहुता येषा, योगविघ्नकरी हि सा ॥ "

" इदं ज्ञेयमिदं ज्ञेयमिति यस्तृषितश्चरेत् ।
असौ कल्पसहस्रेषु, नैव ज्ञानमवाप्नुयात् ॥ "

**ભાવાર્થ:**--કાર્યને સિદ્ધ કરનાર જે સારભૂત જ્ઞાન હોય તેનેજ મુમુક્ષુએ ગ્રહણ કરવું જે આ બહુપ્રકારના જ્ઞાનો મેળવવાની વાસના છે તે યોગમા વિઘ્ન કરનારી છે. આ જાણવાયોગ્ય છે, આ જાણવાયોગ્ય છે, અર્થાત્ આ શાસ્ત્રનુ જ્ઞાન સારું છે, આ અન્ય શાસ્ત્રનું જ્ઞાન સારું છે, એમ જે મનુષ્ય શાસ્ત્રની તૃષ્ણાવાળો રહ્યા કરે છે તે મનુષ્ય સહસ્રકલ્પોએ પણ યથાર્થજ્ઞાનને પામતો નથી

મુમુક્ષુએ **ઋતંભરાપ્રજ્ઞાને** પામેલા પોતાના ગુરુમા, તથા તેમના શાસ્ત્રો વા વચનો જે અધ્યાત્મપ્રસાદદ્વારા પ્રકટેલા છે તેમા, સંશય-વિપર્યયવિનાની અનન્યનિષ્ઠા રાખવી. સંશયવાળા વા વિપર્યયવાળા મન-વડે ઘણુ વાચનાસાભળવાથી મુમુક્ષુને જોઇએ તેવો લાભ થતો નથી ૧૩

સમાધિની સિદ્ધિ કયા ઉપાયવડે થાય છે તે કહે છે·--

## इषुकारवन्नैकचित्तस्य समाधिहानिः ॥ १४ ॥

यथेषुकार इषौ गतमनाः समीपे गच्छन्तं राजानं न बुद्धवान्, तथैकाग्रमनसो न समाधिहानिरिति ॥ १४ ॥

**સૂ૦**·—બાણ બનાવનારની પેઠે એકમા ચિત્તવાળાના સમાધિની હાનિ [ થતી ] નથી. ૧૪

**વિ૦**:—જેમ કોઇ બાણ બનાવનારનુ ચિત્ત બાણ બનાવવામા એવું એકાગ્ર થયું હતું કે તેની પાસેથી કોઇ રાજાનુ મોટુ સૈન્ય ચાલ્યું ગયુ તેનું પણ તેને ભાન ન રહ્યુ તેમ મોક્ષસાધક પુરુષ જો પોતાની ચિત્તવૃત્તિઓને ધ્યેયવિષયમા એકાગ્ર કરે તો તેને પણ બહારના પદાર્થોનું વિસ્મરણ રહે, અને તેના સમાધિનો નાશ ન થાય. ૧૪

પોતાના અત કરણની શુદ્ધિમાટે જે નિયમો પાળવા જોઇએ તેનું ઉલ્લઘન કરવાથી મુમુક્ષુને અનર્થની પ્રાપ્તિ થાય છે એમ પ્રતિપાદન કરે છે —

**कृतनियमलंघनादानर्थक्यं लोकवत् ॥ १५ ॥**

यथा लोके बहुभिः कृतसमयलङ्घनं सर्वे परित्यजन्ति, तथा व्रतादिलङ्घनाद्वेदार्थशाखो भवतीति ॥ १५ ॥

સૂ૦ઃ—કરેલા નિયમના ઉલ્લઘનથી અનર્થકપણું [ છે, ] લોકની પેઠે ૧૫

વિ૦ —જેમ લોકમા કોઇ વૈદનુ ઓષડ ખાનાર કોઇ માંદો માણુસ જો તે વૈદની કહેલી કરી ન પાળે તો તેને તેના રોગની નિવૃત્તિ-દ્વારા આરોગ્યની પ્રાપ્તિ થતી નથી પણ તે રોગી ને રોગીજ રહે છે, તેમ પોતાના અત કરણની શુદ્ધિદ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરવામાટે જે નિયમો પાલન કરવાની મોક્ષશાસ્ત્રે તથા પોતાના શ્રીસદ્‌ગુરુએ આજ્ઞા કરી હોય તેનુ પાલન નહિ કરવાથી મુમુક્ષુને વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, માટે મુમુક્ષુએ ઉપયોગી નિયમોનુ ઉલ્લઘન ન કરવુ ઉપયોગી નિયમોનું ઉલ્લઘન કરવાથી તેના અત કરણની શુદ્ધિ ન થાય, ને તેથી તેનુ સસારીપણુ પણ ન મટે ૧૫

નિયમોનુ વિસ્મરણ કરવાથી પણ દુ ખની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છે —

**तद्विस्मरणेऽपि भेकीवत् ॥ १६ ॥**

कश्चिन्नृपो मृगयां गतो वने सुन्दरीं कन्यामपश्यत् । तामपृच्छत्का त्वमिति । सा प्राह भेकराजदुहिताहम् । राजा प्राह मां भजस्व । सा प्राह बाढं, किंतु समयं कुरु, त्वया जलं मम न

दर्शनीयमिति । एवमस्त्वित्युक्त्वा तस्याः पाणिं जग्राह । एवं गते काले क्रीडयायासिता क्व जलमिति राजानं पप्रच्छ । राजापि संभ्रमात्समयं विस्मृत्य जलमदर्शयत् सा च भेकराजदुहिता जलस्पर्शाद्भेकी बभूव । राजापि जालादिना तामन्विष्याप्राप्य बहु दुःखमनुबभूव । तस्मात्तत्त्वाभ्यासविच्छेदो न कार्य इति ॥ १६ ॥

સૂ૦:—તેના વિસ્મરણમાં પણ દેડકીની પેઠે [ અનર્થકપણું છે. ] ૧૬

વિ૦:—નિયમના વિસ્મરણમાં દેડકીની પેઠે થાય છે. કોઇ રાજા વનમાં મૃગયા કરવા ગયો હતો, ત્યાં તેણે એક બહુલાવણ્યવતી નવયૌવના સુંદરી દીઠી. તે રાજાએ તે મનોજ્ઞા નવયૌવનાને કહ્યું કે " તું મને વર. " ત્યારે તેણે તે રાજાને કહ્યું કે " હું દેડકાઓના રાજાની પ્રિય પુત્રી છું, ને જો તમે મને હવે પછી હું જીવું ત્યાંસુધી જલ ન દેખાડો તો હું તમારી સાથે વિવાહ કરીને જીવનપર્યંત તમારી સેવામાં રહું. " તે રાજાએ તે નિયમનો અંગીકાર કરીને તેજ વેલાએ તેની સાથે ગાંધર્વવિવાહ કર્યો. કેટલોક સમય ગયા પછી એક વેલા તે ભેકરાજદુહિતા ક્રીડાથી વ્યાકુલ તથા તરસી થઇને તે રાજાને કહેવા લાગી કે " મને બહુ તરસ લાગી છે, માટે તમે મને કોઇ જલાશય બતાવો. " તેનાં તે વચનો સાંભળી તે રાજા તેની પાસે પોતે આગળ અંગીકાર કરેલો નિયમ ભૂલી જઈ તેને સમીપમાં રહેલા તળાવને કાંઠે લઇ જઈ જલ દેખાડ્યું. પછી તે ઇચ્છિત રૂપ ધારણ કરનારી ભેકરાજદુહિતા તળાવમાંનું જલ દેખતાંજ દેડકીનું રૂપ ધારણ કરી તળાવમાંના જલમાં પ્રવેશ કરી ગઇ. પછી તે રાજાએ તેનો બહુ શોધ કરાવ્યો, પણ તે મળી નહિ; તેથી તે બહુ દુઃખી થયો. એવી રીતે નિયમના વિસ્મરણથી હાનિ થાય છે, માટે પોતાના શ્રીસદ્દગુરુએ તથા શાસ્ત્રે પાલન

કરવામાટે કહેલા નિયમોનું સ્મરણ રાખીને યથાયોગ્ય પરિપાલન કરવું. તેનું વિસ્મરણ કરવાથી મોક્ષસાધક મનુષ્યને આત્મશુદ્ધિરૂપ સુંદરીની પ્રાપ્તિ થતી નથી, ને તેની સ્થિતિ પણ થતી નથી. ૧૬

સદ્ગુરુના ઉપદેશના શ્રવણમાત્રથી જિજ્ઞાસુને મુક્તિની પ્રાપ્તિ થતી નથી, પણ તેનું મનન કરવાથી તેને મુક્તિની પ્રાપ્તિ થાય છે, એમ પ્રતિપાદન કરે છે:—

## नोपदेशश्रवणेऽपि कृतकृत्यता परामर्शादृते विरोचनवत् ॥ १७ ॥

न श्रवणमात्रान्मुक्तिः, किंतु मननादेव । यथेन्द्रविरोचनौ तत्त्वज्ञानाय ब्रह्मलोकं गतौ ब्रह्मणा चोपदिष्टौ । विरोचनस्तत्त्वज्ञानश्रवणात्स्वगृहमागतो न मननादि कृतवान् । अतो नामुच्यत । इन्द्रस्तु ब्रह्माणमाराधयन्बहुकालं मननमकरोत् ॥१७॥

સૂ૦:—પૂર્વાપરના વિચારવિના માત્ર ઉપદેશના શ્રવણમાં કૃતાર્થપણું નથી, વિરોચનની પેઠે. ૧૭

વિ૦:—શ્રીસદ્ગુરુના વાક્યના તાત્પર્યના નિશ્ચયરૂપ પરામર્શવિના માત્ર તેમનો ઉપદેશ સાંભળવાથી જિજ્ઞાસુને કૃતકૃત્યપણું પ્રાપ્ત થતું નથી, તેનું પ્રસિદ્ધ ઉદાહરણ વિરોચન છે. વિરોચન ( દૈત્યોનો રાજા ) તથા ઇંદ્ર એ બંનેએ શ્રીબ્રહ્માપાસેથી આત્મસ્વરૂપનો ઉપદેશ સાંભળ્યો. ઇંદ્રે તે ઉપદેશનું પુનઃ પુનઃ મનન કર્યું, તેથી તેમને આત્મજ્ઞાનની યથાર્થ પ્રાપ્તિ થઇ, અને વિરોચને તે ઉપદેશનું મનન ન કર્યું, તેથી તેને આત્મજ્ઞાન પ્રાપ્ત ન થયું, ને તે સ્થૂલશરીરને આત્મા સમજ્યો. તેના વિશેષ વર્ણનમાટે જો ઇચ્છા થાય તો શ્રીછાંદોગ્યોપનિષત્ જુઓ. ૧૭

## दृष्टस्तयोरिंद्रस्य ॥ १८ ॥

तयोर्मध्ये इन्द्रस्य बोधो दृष्टः । बहुकालाभ्यासेन ब्रह्मप्रसादान्मनननिदिध्यासनसाक्षात्कारात्सिद्धिरिति ॥ १८ ॥

સૂ:—તે બેમાં ઇંદ્રને [ જ્ઞાન ] જોયું [ છે. ] ૧૮

વિ૦:—ઇંદ્ર તથા વિરોચન એ બેમાંથી ઇંદ્રે પોતાના સદ્ગુરુ શ્રીપ્રજાપતિના ઉપદેશનું આદરપૂર્વક બહુ સમયસુધી મનન તથા નિદિધ્યાસન કર્યું તેથી તેમને આત્મતત્ત્વનો બોધ થયાનું શ્રુતિમાં સાંભળ્યું છે, તેથી બીજા જિજ્ઞાસુઓને પણ એવા સાધનવડે આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે. ૧૮

હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો કહે છેઃ—

## प्रणतिब्रह्मचर्योपसर्पणानि कृत्वा सिद्धिर्बहुकालात्तद्वत् ॥ १९ ॥

अप्रणतस्याब्रह्मचारिणोऽनधिकारः। तद्वत् इन्द्रवत् । यथा ब्रह्माराधनेनेन्द्रेण ज्ञानं प्राप्तं, तथा गुर्वाराधनेनान्येनापि ।१९।

સૂ૦:—[ ઇંદ્રને ] નમસ્કાર, બ્રહ્મચર્ય ને સેવા કરીને બહુકાલે સિદ્ધિ ( જ્ઞાનની પ્રાપ્તિ ) [ થઇ ] તેની પેઠે [ વર્તવાથી અન્યને જ્ઞાનલાભ થાય છે. ] ૧૯

વિ૦:—જેમ ઇંદ્રે શ્રીપ્રજાપતિને એટલે પોતાના શ્રીસદ્ગુરુને ભાવપૂર્વક નમસ્કાર કરીને, પોતાના શ્રીસદ્ગુરુની સેવા બ્રહ્મચર્યપાલન ને વેદાધ્યયનાદિ કરીને, અને પ્રથમ તેમની સમીપ શિષ્યભાવે ગમન કરીને બહુકાલે ( દેવોના ૧૦૧ વર્ષે ) આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કર્યું, તેમ બીજા જિજ્ઞાસુઓએ પણ પોતાના શ્રીસદ્ગુરુની સેવા આદિ સાધનોનું અનુષ્ઠાન કરીને આત્મતત્ત્વનું જ્ઞાન સંપાદન કરવું જોઈએ. ૧૯

આત્મતત્ત્વના જ્ઞાનની પ્રાપ્તિમાં સમયનો નિયમ નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## न कालनियमो वामदेववत् ॥ २० ॥

आराधनार्थं कालनियमो, न मोक्षार्थं, वामदेवस्य तत्त्वज्ञानात्क्षिप्रं मुक्तिदर्शनात् ॥ २० ॥

સૂ૦:—[ જ્ઞાનપ્રાપ્તિમાં ] કાલનો નિયમ નથી, વામદેવની પેઠે. ૨૦

વિ૦:—મુમુક્ષુને આત્મતત્ત્વનું જ્ઞાન આટલા સમયમાં અવશ્ય પ્રાપ્ત થાય એવો કોઇ ચોકસ નિયમ કહી શકાય એમ નથી. જ્યારે મુમુક્ષુના જ્ઞાનના પ્રતિબંધનો ક્ષય થાય ત્યારે તેને શ્રવણાદિના પરિપાકવડે અવશ્ય આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય એવો નિયમ છે. જેમ વામદેવમુનિને માતાના ગર્ભમાં ભાવિ પ્રતિબંધનો ક્ષય થવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું તેમ કોઇને જન્માંતરમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, કોઇને ઇંદ્રની પેઠે વર્તમાનજન્મમાં વિલંબે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, અને કોઇને રાજર્ષિ જનકની પેઠે બે ઘડીમાં પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય ૨૦

ઉપાસનાથી સાક્ષાત્ જ્ઞાન થતું નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## अध्यस्तरूपोपासनात् पारंपर्येण यज्ञोपासकानामिव ॥ २१ ॥

धर्मश्च केन दृष्टः, तथापि धर्मलाभाय यज्ञोपासनं, पारंपर्येण देवतोद्देशेन हविस्त्यागात् । अत्रापि गुरुणा यदध्यस्तं रूपं, तत्तदृशोपासनात्पारंपर्येण तद्रूपं प्रकाशते । दृष्टं च समान-

वस्तुचिन्तायां समानानुस्मरणम् । तथा च " सदृशादृष्टचिन्ताद्याः स्मृतिबीजस्य बोधकाः । अतो नातिप्रसङ्गोऽस्ति स्वप्नादौ भाननानलात् " ॥ २१ ॥

સૂ૦ —અધ્યસ્તરૂપ ઉપાસનાથી પરંપરાવડે [ જ્ઞાન થાય છે, ] યજ્ઞના ઉપાસકોની પેઠે ૨૧

વિ૦ —શ્રીબ્રહ્મા, શ્રીવિષ્ણુ તથા શ્રીશિવ આદિની શાસ્ત્રોક્ત ઉપાસનાથી તે ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાથી તથા અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતા થવાથી તે દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ઉપાસનાથી કોઇ પણ ઉપાસકને સાક્ષાત્ જ્ઞાન થાય નહિ જેમ નિષ્કામબુદ્ધિવડે યજ્ઞાદિક કર્મો કરનારને ચિત્તશુદ્ધિદ્વારા પરંપરાએ આત્મજ્ઞાન થાય છે તેમ ઉપાસના કરનારને પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા અંતઃકરણની એકાગ્રતાદ્વારા પરંપરાએ આત્મજ્ઞાન થાય છે ૨૧

વળી ઉપાસનાવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાથી તે ઉપાસકને અવશ્ય આત્મજ્ઞાન થાય એવો કાંઇ નિયમ નથી એમ પ્રતિપાદન કરે છે —

इतरलाभेऽप्यावृत्तिः पञ्चाग्नियोगतो जन्मश्रुतेः २२

अग्निहोत्रादिना ब्रह्मलोकप्राप्तिः, कर्मजश्च क्षीयत इति पुनरावृत्तौ जन्मश्रुतिः " यथेह कर्मजितो लोकः क्षीयते, एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयत " इति, " न कर्मणा न प्रजया धनेन, त्यागेनैके अमृतत्वमानशुरि" ति ॥ २२ ॥

સૂ૦ —પંચાગ્નિના યોગથી જન્મની શ્રુતિથી ઇતરના ( બ્રહ્મલોકના ) લાભમાં પણ આગમન [ થાય છે ] ૨૨

વિ૦ —શાસ્ત્રદૃષ્ટિવડે સિદ્ધ થનારી પંચાગ્નિવિદ્યારૂપ ઉપાસનાથી

ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ થયા છતા પણ મોક્ષરૂપ કૃતકૃત્યતા થતી નથી, કેમકે વિવેકજ્ઞાનની પ્રાપ્તિવિના તે ઉપાસકનું ત્યાંથી પણ બીજા કલ્પમાં પુનરાગમન થાય છે, એમ પંચાગ્નિવિદ્યાની શ્રુતિઓમાં કહ્યું છે. સ્વર્ગાદિ પાંચમાં અગ્નિની ભાવના કરી તેવડે બ્રહ્મલોકને પામેલા મંદવૈરાગ્યવાળા અજ્ઞાની જીવો ત્યાના શ્રેષ્ઠ ભોગો ભોગવી રહ્યા પછી ફરીને જન્મ ગ્રહણ કરવા અહીં આવે છે. જે પાંચમા અગ્નિની ભાવના કરવામાં આવે છે તે પંચાગ્નિના નામો—સ્વર્ગ, મેઘ, પૃથ્વી, પુરુષ ને સ્ત્રી પંચાગ્નિનો ઉપાસક બ્રહ્મલોકના ભોગો ભોગવી, સ્વર્ગથી (બ્રહ્મલોકથી) મેઘમા, મેઘથી જલમા, જલથી પૃથ્વીમા, પૃથ્વીથી અન્નાદિની સાથે પુરુષમા, ને પુરુષથી વીર્યની સાથે સ્ત્રીમાં પ્રવેશ કરી તે પુન આ પૃથિવીપર ઉત્પન્ન થાય છે બ્રહ્મલોકમા ગયા પછી ઉપાસકની આ લોકમા પુનરાવૃત્તિ થતી નથી એવા જે વાક્યો શાસ્ત્રોમા જોવામાં આવે છે તે વાક્યો વિરક્ત અને જેમને વિવેકજ્ઞાન થયુ છે તેવાની આ લોકમા આવૃત્તિનો નિષેધ બતાવવામાટે છે. ૨૨

વિવેકજ્ઞાનની પ્રાપ્તિ વિરક્તનેજ થાય છે તેમાં દૃષ્ટાંત કહે છે:—

## विरक्तस्य हेयहानमुपादेयोपादानं हंसक्षीरवत् २३

यद्यपि सर्वेषां हेयहानमुपादेयोपादानं, तथापि प्रकरणविशेषाद्धेयः संसारः, उपादेयो मोक्ष इति द्रष्टव्यम् ॥ २३ ॥

સૂ૦:—વિરક્તને હેયની નિવૃત્તિ ને ઉપાદેયની પ્રાપ્તિ [ થાય છે, ] હંસને દૂધની પેઠે. ૨૩

વિ૦:—હંસપક્ષીની પેઠે વિરક્ત પુરુષ જલરૂપ અસાર પ્રકૃતિ આદિનો ત્યાગ કરીને દૂધરૂપ સાર જે પુરુષ તેનું ગ્રહણ કરે છે, પણ અવિરક્તથી એમ થઇ શકતું નથી. તાત્પર્ય કે હંસપક્ષી જેમ દૂધ

તથા પાણી ભળેલાં હોય તેમાંથી પાણીનો ત્યાગ કરી દૂધને ગ્રહણ કરે છે તેમ વિરક્ત પણ દુઃખમય સંસારનો ત્યાગ કરી દુઃખાભાવરૂપ મોક્ષને ગ્રહણ કરે છે. ૨૩

આમાં યુક્તિ કહે છેઃ—

## लब्धातिशययोगाद्वा तद्वत् ॥ २४ ॥

हंसवत् हंसस्यैवातिशयशक्तिर्येन मिश्रितमपि क्षीरं पिबति, जलं त्यजति । तथा लब्धातिशयस्य पुंसः संसारो हेय उपादेयो मोक्ष इति ॥ २४ ॥

સૂ૦ઃ—અથવા પ્રાપ્ત થયેલા અતિશયના સંબંધથી [ પ્રાપ્તિ થાય છે ] તેની પેઠે. ૨૪

વિ૦ —જેમ હંસપક્ષી પોતાની ચાંચમાં પ્રાપ્ત થયેલી શક્તિવિશેષદ્વારા દૂધમિશ્રિત પાણીમાંથી માત્ર દૂધનુંજ ગ્રહણ કરે છે તેમ વિવેકી પુરુષ પણ વિવેકવડે બુદ્ધિમાં ઉપજેલી શક્તિવિશેષદ્વારા અનિત્ય સંસારનો ત્યાગ અને નિત્ય મોક્ષનું ગ્રહણ કરી શકે છે. ૨૪

વિષયાનુરાગીને મુક્તિની પ્રાપ્તિ થતી નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## न शुकवत् कामचारित्वं रागोपहतेः ॥ २५ ॥

रागोपहतस्य कामचारित्वमेव नास्ति, किं पुनर्मुक्तिरिति । यथा व्यासस्य सरागस्य न मुक्तिरिति । तत्सुतस्य शुकस्य वीतरागत्वान्मुक्तिर्भूतैवम् ॥ २५ ॥

સૂ૦ઃ—રાગથી પરાભવ પામેલાને શુકદેવની પેઠે ઇચ્છાચારીપણું નથી. ૨૫

વિ૦:—જે પુરુષનુ અત કરણ સસારમા આસક્તિવાળુ છે તે પુરુષને શુકદેવની પેઠે ઈચ્છાનુસાર કાર્ય કરવાના સામર્થ્યની પ્રાપ્તિ પણ નથી થતી, તો પછી તેની મુક્તિ તો ક્યાથીજ થાય ? નજ થાય જેના અત કરણમા વિષયાનુરાગ અથવા ભોગાસક્તિ છે તેને મોક્ષની પ્રાપ્તિ થતી નથી એ આ સૂત્રનુ તાત્પર્ય છે ૨૫

પુરુષ શાથી બધન પામે છે તે કહે છે —

## गुणयोगाद्बद्धः शुकवत् ॥ २६ ॥

यथा शुकः पक्षी गुणयोगाद्बन्धमाप्नोति, तथा गुणयोगात्पुमानपि बन्धमाप्नोति ॥ २६ ॥

સૂ૦ —[ ત્રણ ] ગુણના સબધથી [ પુરુષ ] બધન પામેલો [ છે, ] પોપટની પેઠે ૨૬

વિ૦ —જેમ પોપટ ગુણવડે (દોરડીવડે–તેને પકડવામાટે નાખેલા પાશવડે ) બધન પામે છે તેમ પુરુષ પણ ગુણવડે ( પ્રકૃતિવડે–પ્રકૃતિના કાર્યરૂપ ત્રણ ગુણવાળી બુદ્ધિના અભેદવડે ) બધન પામે છે ૨૬

વિષયાનુરાગ વૈરાગ્યવડે દૂર થાય છે એમ પ્રતિપાદન કરે છે —

## न भोगाद्रागशांतिर्मुनिवत् ॥ २७ ॥

न मुनेरपि भोगाद्रागशान्तिः, किं पुनरन्यस्य । यथा कश्यपसौभरिप्रभृतयः ॥ २७ ॥

સૂ૦ —ભોગથી રાગની શાતિ [ થતી ] નથી, મુનિની પેઠે ૨૭

વિ૦—સંસારના નાનાપ્રકારના ભોગો ભોગવવાવડે પુરુષના ભોગાભિલાષની શાંતિ મુનિને-મનનશીલ પુરુષને-પણ ન થાય તો પછી બીજા સંસારી પુરુષને તો આ સંસારના ભોગો ભોગવવાવડે ભોગાભિલાષની શાંતિ ક્યાથીજ થાય ? નજ થાય. પૂર્વે કશ્યપ તથા સૌભરિ આદિ મુનિને શબ્દાદિ વિષયોના ઉપભોગદ્વારા ભોગોની સ્પૃહા વધી હતી, પણ તેમના વિષયાનુરાગની શાંતિ થઈ નહોતી, તેથી વિષયસેવન રાગની નિવૃત્તિ કરનારું નથી. ૨૭

પુરુષને શબ્દાદિ વિષયોમાં શી રીતે વૈરાગ્ય થાય તે કહે છે:—

## दोषदर्शनादुभयोः ॥ २८ ॥

उभयोः आत्मनो विषयस्य च । आत्मनो दोषः सङ्कान्त-रकपातो गर्भवासादिश्च । विषयदोषः परिणतिविरसत्वादिः ।२८।

સૂ૦:—બંનેમાં દોષદર્શનથી [ શાંતિ થાય છે. ] ૨૮

વિ—પ્રકૃતિમા અને પ્રકૃતિના મહદાદિ કાર્યોમાં પરિણામીપણુ તથા દુઃખરૂપપણુ ઇત્યાદિ જે નાનાપ્રકારના દોષો રહેલા છે તે દોષોને સાવધાનતાપૂર્વક વારંવાર જોવાથી પુરુષના અંતઃકરણમા રહેલા વિષયાનુરાગની નિવૃત્તિ થાય છે ૨૮

જ્ઞાનોપદેશના અધિકારી મલિનચિત્તવાળા પુરુષો નથી એમ પ્રતિપાદન કરે છે.—

## न मलिनचेतस्युपदेशबीजप्ररोहोऽजवत् ॥२९॥

यथासंस्कृते क्षेत्रे न बीजप्ररोहः, तथा रागादिमलिन-चेतसि नोपदेशबीजप्ररोहः। "अजवदि" ति अजनाम्नि नृपे

मार्याशोकार्ते यथा वसिष्ठेनोपदेशो दत्तो न स्थिरीबभूव ॥२९॥

સૂ૦:—મલિન ચિત્તમાં ઉપદેશરૂપ બીજનું ઊગવું થતું નથી, અજ[ રાજા]ની પેઠે. ૨૯

વિ૦ —જેમ પોતાની પ્રિય સ્ત્રીના મરણદ્વારા ઉપજેલા શોકથી મલિનચિત્તવાળા થયેલા અજરાજાના ચિત્તમા શ્રીવસિષ્ઠજીનો ઉપદેશ સ્થિર થઇ શક્યો નહિ તેમ પ્રત્યેક મલિન ચિત્તવાળા મનુષ્યના મલિન ચિત્તરૂપ ભૂમિમા ઉપદેશરૂપ બીજના પડવાથી જ્ઞાનરૂપ અકુરની ઉત્પત્તિ થાય નહિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય, શોક ને ભય ઇત્યાદિ મનુષ્યના મનના મેલ વા વિકારો છે. એમાના કોઇ પણ વિકારનો પ્રાદુર્ભાવ થવાથી પુરુષનુ મન મલિન થઈ જાય છે, તે વેલાએ તેને સદ્ગુરુનો ઉપદેશ અસર કરી શકતો નથી ૨૯

મલિનચિત્તમા જ્ઞાનનો આભાસ પણ પડી શકતો નથી એમ કહે છેઃ—

नाभासमात्रमपि मलिनदर्पणवत् ॥ ३० ॥

यथा मलिने दर्पणे मुखाभासमपि न प्रतिभाति, तथा प्रधानप्रतिबिम्बितत्वादात्मनः प्रधानकार्यमात्मज्ञानम् ॥ ३० ॥

સૂ૦:—[ તેમાં ] આભાસમાત્ર પણ [ ઉપદેશ પડતો ] નથી, મલિન દર્પણની પેઠે. ૩૦

વિ૦ —જેમ મેલા દર્પણમા મનુષ્યના મુખાદિકનો આભાસમાત્ર પણ પડી શકતો નથી તેમ રાગાદિ દોષોવડે મલિન થયેલા ચિત્તમાં સદ્ગુરુના તત્ત્વોપદેશની છાયામાત્ર પણ પડી શકતી નથી. ૩૦

અંતઃકરણની અયોગ્યતાથી ઉપદેશ કરેલા જ્ઞાનમાં ફેરફાર થઈ જાય છે એમ કહે છેઃ—

## न तज्जस्यापि तद्रूपता पंकजवत् ॥ ३१ ॥

न कार्यमेव कारणं भेदात् । नहि पङ्कज एव पङ्कः ॥३१॥

સૂ૦—તેમાથી ઉપજેલાની પણ તદ્રૂપતા નથી, પંકજની પેઠે. ૩૧

વિ૦—જેમ ભૂમિના દોષથી ઉત્તમ બીજથી પણ બીજને યોગ્ય એવા સારા કમલો ઉત્પન્ન થઇ શકતા નથી તેમ અયોગ્ય ભૂમિના જેવા શિષ્યના-શ્રોતાના-મેલા હૃદયમાં સમર્થ સદ્‌ગુરુના ઉપદેશાનુસાર જ્ઞાન ઉત્પન્ન થતુ નથી તેના ચિત્તમા રહેલા સંશયવિપર્યયાદિવડે તેના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા જ્ઞાનમા ફેરફાર થઈ જાય છે ૩૧

અણિમાદિસિદ્ધિની પ્રાપ્તિવડે પુરુષને કૃતાર્થતા થતી નથી એમ કહે છે—

## न भूतियोगेऽपि कृतकृत्यतोपास्यसिद्धि-वदुपास्यसिद्धिवत् ॥ ३२ ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने चतुर्थ आ-ख्यायिकाध्यायः ॥ ४ ॥

यथा गुरूपासनया तत्त्वज्ञानेन सिद्धस्यानावृत्तेः कृतकृत्य-ता, तथा न भूतियोगेन, पुनरावृत्तेः ॥ उपास्यसिद्धिवदिति वीप्साध्यायपरिसमाप्तौ ॥ ३२ ॥

इति श्रीमदनिरुद्धभट्टेन विरचितायां श्रीकापिलसांख्यप्र-वचनसूत्रवृत्तावाख्यायिकाध्यायश्चतुर्थः ॥ ४ ॥

સૂ૦—ઐશ્વર્યના લાભમા પણ કૃતાર્થપણુ નથી, ઉપાસ્યની સિદ્ધિની પેઠે, ઉપાસ્યની સિદ્ધિની પેઠે. ૩૨

વિ૦:—પુરુષને યોગાદિવડે અણિમાદિ સિદ્ધિઓનો લાભ થવાથી મુક્તિનો લાભ થાય છે એમ કહી શકાય નહિ જેમ ઉપાસકો ઉપાસનાદ્વારા પોતાના ઉપાસ્ય દેવને પ્રાપ્ત થવા છતા પણ મુક્ત થઇ શકતા નથી તેમ તત્ત્વજ્ઞાનવિના કેવલ સિદ્ધિના લાભથી કોઈ પણ પુરુષ મુક્ત થઇ શકતો નથી 'उपास्यसिद्धिवत्' એ પદની પુનરુક્તિ આ ચોથા અધ્યાયની સમાપ્તિ બતાવવા માટે છે ૩૨

इति श्रीमत्प्रभुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां चतुर्थ आख्यायिकाध्याय ॥ ४ ॥

ॐ

# ॥ ५ परपक्षनिर्जयाध्याय ॥

આ સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત પાછળના ચાર અધ્યાયોમાં મહામુનિ શ્રીકપિલજીએ સંપૂર્ણ કર્યો. હવે અન્ય વાદીઓના પક્ષના ખંડનમાટે આ પાંચમા અધ્યાયનો આરંભ તેઓશ્રી કરે છે. તેમાં શાસ્ત્રના આરંભમાં મંગલાચરણ કરવાની અગત્ય નથી એવી નાસ્તિકોની શંકાનું નિવારણ નીચેના પહેલા સૂત્રથી કરે છેઃ—

**मंगलाचरणं शिष्टाचारात् फलदर्शनाच्छ्रुतितश्चेति ॥ १ ॥**

कृतेऽपि मंगले ग्रन्थापरिसमाप्तेरकृतेऽपि समाप्तेः, किं मंगलेनेति यैरुक्तं, तदनेन निरस्तम् ॥ १ ॥

સૂ૦:—શિષ્ટાચારથી, ફલના દર્શનથી, અને શ્રુતિથી એમ મંગલાચરણ [ છે. ] ૧

વિ૦:—શિષ્ટાચારથી, ( શિષ્ટ પુરુષોનો શાસ્ત્રના આરંભમાં મંગલ કરવું એ પરંપરાનો આચાર છે તેથી, ) ફલના ( વિઘ્ન કરનારા સંસ્કારોના નાશપૂર્વક તે ગ્રંથની સમાપ્તિના ) દર્શનથી, અને મંગલાચરણ કરવું એવી શ્રુતિની આજ્ઞા હોવાથી ગ્રંથના આરંભમાં મંગલાચરણ આવશ્યક છે, તે મંગલાચરણના મુખ્ય ત્રણ પ્રકાર છે, નમસ્કારરૂપ, વસ્તુનિર્દેશરૂપ અને આશીર્વાદરૂપ. ૧

ઈશ્વરવિના જીવોના કર્મોના ફલો જે સુખદુ ખો તે જીવોને કોણ આપશે એવી શંકાનુ ઉત્તર સૂત્રકારશ્રી નીચેના સૂત્રથી આપે છે –

**नेश्वराधिष्ठिते फलनिष्पत्तिः कर्मणा तत्सिद्धेः ॥२॥**

यदीश्वरः स्वतंत्रः कर्ता, कर्मणा विनापि कुर्यात् । अथ कर्म सहकारी कुरुते । कर्मैवास्तु, किमीश्वरेण । न च सहकारी प्रधानशक्तिं बाधते । स्वातंत्र्यनिघातात् । किं च स्वार्थपरार्थाभ्यां प्रवृत्तिर्दृष्टा । न चेश्वरस्य स्वार्थमस्ति । परार्थत्वे कारुणिकस्य दुःखमयसृष्ट्यनुपपत्तिः । न च परार्थप्रवृत्तिः, परोपकारादिनापि स्वार्थलाभात्प्रवृत्तेः । तस्मात्कर्मैव जगत्कारणमस्तु ॥२॥

સૂ૦ —ઈશ્વરના અધિષ્ઠાનમા ( કર્મફલદાતાપણામા ) ફલની પ્રાપ્તિ નથી, કર્મવડે તેની સિદ્ધિથી ૨

વિ૦ —ઈશ્વરરૂપ કર્મફલપ્રદાતાનો સ્વીકાર કર્યા પછી પણ તેઓમા વિષમતાનો તથા નિર્દયતાનો દોષ ન આવે માટે પુરુષના શુભાશુભ કર્મોને અનુસરીને ઈશ્વર ફલ આપે છે એમ તમારે કહેવુ પડશે વળી ઈશ્વર તથા કર્મ એ બન્નેને કર્મફલદાતા માનવામા ગૌરવ છે, અને કર્મવડેજ પુરુષોને તેના ફલની પ્રાપ્તિ થઈ શકે છે એમ માનવામા લાઘવ છે માટે કર્મજ પુરુષને ફલ આપે છે એમ માનવુ વધારે યોગ્ય છે ૨

ઈશ્વરમા કર્મફલદાતાપણુ સભવતુ નથી એમ પ્રતિપાદન કરે છે —

**स्वोपकारादधिष्ठानं लोकवत् ॥ ३ ॥**

न च नित्यस्य स्वोपकारः समस्ति ( संभवति ) ॥ ३ ॥

સૂ૦ —સ્વોપકારથી અધિષ્ઠાન [ પ્રવૃત્ત થાય છે, ] લોકની પેઠે ૩

વિ૦ —આ સંસારમાં સર્વ મનુષ્યોની પ્રવૃત્તિ પોતપોતાના ઉપકારમાટે એટલે પ્રયોજનની સિદ્ધિમાટે થાય છે આપ્તકામ ( પૂર્ણ કામ-સર્વ પ્રકારની કામનાવિનાના ) ઈશ્વરને પોતાના કોઇ પણ પ્રકારના પ્રયોજનની સિદ્ધિની કાંઈ પણ અપેક્ષા હોવાનો સંભવ નહિ હોવાથી તેમની પ્રાણીઓને કર્મનું ફળ દેવાના કામમાં પ્રવૃત્તિ સંભવે નહિ ૩

જો ઈશ્વરને પણ પ્રયોજનની અપેક્ષા માનશો તો તેમનામાં ઈશ્વરપણું નહિ રહે એમ પ્રતિપાદન કરે છે—

लौकिकेश्वरवदितरथा ॥ ४ ॥

असर्वज्ञ इत्यर्थः ॥ ४ ॥

સૂ૦ —અન્યથા લૌકિક ઈશ્વરની પેઠે [ થાય ] ૪

વિ૦:—જો અકૃતાર્થ મનુષ્યાદિની પેઠે ઈશ્વરને કોઇ પણ પ્રકારના પ્રયોજનની અપેક્ષાવાળા માનશો તો તે ઈશ્વર સ્વતંત્ર અને અલૌકિક છે એમ સિદ્ધ નહિ થાય રાજાદિની પેઠે તે ઈશ્વર પણ સંસારીજ સિદ્ધ થશે, અને તેમને અકૃતાર્થ મનુષ્યની પેઠે દુઃખાદિકની પ્રાપ્તિ પણ થશે ૪

અન્ય રીતે માનવાથી પણ તમારા ઈશ્વરની સિદ્ધિ નહિ થાય એમ કહે છે—

पारिभाषिको वा ॥ ५ ॥

प्रकृतिच्छायापत्त्या तत्कर्तृत्वादात्मैव कर्तेति तस्येश्वरसंज्ञेति परिभाषेति ॥ ५ ॥

સૂ૦—અથવા પારિભાષિક [છે એમ પણ ન બને.] ૫

વિ૦—અથવા ઈશ્વર એ એક પુરુષની પરિભાષામાત્ર એટલે નામમાત્ર છે, અર્થાત્ તમારા સાખ્યમતમા માનેલા પ્રકૃતિમા પ્રતિબિંબિત પુરુષનેજ અમે ઈશ્વર માનીએ છીએ, એમ જો તમે કહેશો તો તમારા નિત્ય, સ્વતત્ર અને પૃથક્ ઈશ્વરની સિદ્ધિ નહિ થાય ૫

ઈચ્છાવિના પ્રવૃત્તિ સભવતી નથી, તેથી પ્રવૃત્તિવાળા ઈશ્વરને તમારે રાગી માનવા પડશે એમ કહે છે—

**न रागादृते तत्सिद्धिः प्रतिनियतकारणत्वात् ॥६॥**

अविनाभावस्य कारणस्य व्यभिचारे सर्वत्रानाश्वासः। रागश्च प्रवृत्तिनिमित्तमिति तं विना कथं जगन्निर्मातृत्वं, न च मुक्तस्य रागोऽस्ति ॥ ६ ॥

સૂ૦—રાગવિના તેની સિદ્ધિ નહિ, પ્રતિનિયત કારણપણાથી. ૬

વિ૦—અનુકૂલપણાની બુદ્ધિથી ઉપજતા રાગવિના કોઈ પણ પ્રાણીથી કોઈ પણ પ્રવૃત્તિ થઇ શકતી નથી રાગ એજ સર્વ પ્રવૃત્તિઓનુ મૂલ અથવા પ્રધાનકારણ છે જો તમે ઈશ્વરની સસાર ઉપજાવવારૂપ વા પ્રાણીઓને તેમના કર્મોના ફલો દેવારૂપ પ્રવૃત્તિ માનશો તો તમારે તે ઈશ્વરને રાગી માનવાની અગત્ય પડશે, ને તેથી તેમના ઈશ્વરપણાની હાનિ થશે, અર્થાત્ તેઓ લૌકિક મનુષ્યજેવા થશે. ૬

ઈશ્વરને રાગી માનવામા બીજો દોષ કહે છે—

**तद्योगेऽपि न नित्यमुक्तः ॥ ७ ॥**

रागयोगेऽपि ॥ ७ ॥

સૂ૦:—તેના (રાગના) સંબંધમાં પણ નિત્યમુક્ત નથી. ૭

વિ૦—"અમે માનેલા ઈશ્વર રાગી છે" એમ જો તમે કહેશો તો તે ઈશ્વર નિત્યમુક્ત છે એમ સિદ્ધ નહિ થાય, પણ તે રાગી હોવાથી સાધારણ મનુષ્યની પેઠે અમુક્તજ સિદ્ધ થશે ૭

જો પ્રધાનની શક્તિના સંબંધથી ઈશ્વરમાં કર્તાપણુ ઉપજે છે એમ કહો તો તે પણ સભવે નહિ એમ કહે છે:—

## प्रधानशक्तियोगाच्चेत्संगापत्तिः ॥ ८ ॥

"असंगो ह्ययं पुरुष" इति तद्विरोधापत्तिः ॥ ८ ॥

સૂ૦—જો પ્રકૃતિની શક્તિના સબધથી [કર્તાપણુ માનો તો] સંગની પ્રાપ્તિ [થાય.] ૮

વિ૦:—અમે માનેલા ઈશ્વરમાં રાગ નથી, પણ પ્રકૃતિના રજોગુણની શક્તિના સબધથી તેઓમા કર્તાપણુ ઉપજે છે, એમ પણ તમારાથી કહી શકાય નહિ, કારણકે "અસગો હ્યય પુરુષ" (આ પુરુષ નક્કી અસગ છે,) આ શ્રુતિમા પુરુષને અસગ કહેલ છે, તેની સાથે વિરોધ આવે વળી તે ઈશ્વરને સબધવાળા માનવાથી તે વિકારી ને વિનાશી ઠરશે ૮

પ્રધાનના સગથી નહિ, પણ પ્રધાનની સત્તામાત્રથી ઈશ્વરમાં જગત્કર્તાપણુ ઉપજે છે એમ જો તમે કહો તો તે પણ યોગ્ય નથી એમ કહે છે:—

## सत्तामात्राच्चेत्सर्वैश्वर्यम् ॥ ९ ॥

सर्वात्मनः प्रति प्रधानसत्ताया अविशेषात्सर्वात्मनामीश्वरत्वम् ॥ ९ ॥

સૂ૦—જો સત્તામાત્રથી [ તેમ માનો તો ] સર્વમા ઐશ્વર્ય [ હોવુ જોઇએ ] ૯

વિ૦—જડ ને વિકારી પ્રકૃતિની સાથે પુરુષનો સગ થતો નથી પણ પ્રકૃતિના અસ્તિત્વમાત્રથીજ પુરુષમા જગત્કર્તાપણુ ઉપજે છે, એમ જો કહો તો સર્વ પુરુષોમા એવા ઐશ્વર્યના સદ્ભાવની પ્રાપ્તિરૂપ દોષ આવે છે તાત્પર્ય કે જેમ પ્રકૃતિ બધા કાળમા ને બધા દેશમા રહેનારી છે, તેમ પુરુષ પણ બધા કાલમા ને બધા દેશમા રહેનારો છે, ત્યારે બધા પુરુષોમા જગત્કર્તાપણારૂપ ઐશ્વર્યની પ્રતીતિ કેમ થતી નથી ? અમુક પુરુષ જેને તમે ઈશ્વર કહો છો તેમાજ તે ઐશ્વર્ય કેમ પ્રતીત થાય છે ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઈશ્વર એક, સ્વતત્ર ને નિત્ય છે એમ સિદ્ધ થઇ શકતુ નથી ૯

વળી ઈશ્વરના અસ્તિત્વનુ સાધક પ્રત્યક્ષપ્રમાણુ નથી, તેથી તે નથી એમ પ્રતિપાદન કરે છે—

## प्रमाणाभावान्न तत्सिद्धिः ॥ १० ॥

प्रत्यक्षप्रमाणाभावात् ॥ १० ॥

સૂ૦—પ્રમાણુના અભાવથી તેની સિદ્ધિ નથી ૧૦

વિ૦—ઈશ્વરમા પ્રત્યક્ષપ્રમાણુનો અભાવ સર્વ વિચારકોના મતમા સિદ્ધ છે, અર્થાત્ ઈશ્વરનુ અસ્તિત્વ પ્રત્યક્ષપ્રમાણુવડે સિદ્ધ થઈ શકતુ નથી એમ સર્વે વાદીઓ સ્વીકારે છે અનુમાનપ્રમાણુવડે અને શબ્દપ્રમાણુવડે પણ ઈશ્વરનુ અસ્તિત્વ હવે પછી કહેવાશે તે કારણોથી સિદ્ધ થઇ શકતુ નથી એમ અમે માનીએ છીએ આમ સર્વ પ્રમાણુના અભાવથી તેમનુ અસ્તિત્વ અસિદ્ધ છે, અર્થાત્ તમે માનો છો તેવા ઈશ્વરની સિદ્ધિ થઇ શકતી નથી ૧૦

અનુમાનપ્રમાણુવડે પણ ઈશ્વરની સિદ્ધિ થઈ શકતી નથી એમ કહે છે—

## संबंधाभावान्नानुमानम् ॥ ११ ॥

प्रत्यक्षपूर्वकत्वाद्व्याप्तेस्तदभावात्कुतः सम्बन्धग्रहः । न चासाधारणस्य सम्बन्धग्रहः ॥ ११ ॥

સૂ૦ —સંબંધના અભાવથી અનુમાન [ સંભવતું ] નથી. ૧૧

વિ૦:—આ પ્રતીત થતા પ્રકૃતિના કાર્યરૂપ જગતની સાથે ઈશ્વરનો જન્યજનકભાવ સંબંધ ન હોવાથી તમે માનેલા ઈશ્વરની સિદ્ધિ અનુમાનપ્રમાણવડે પણ થઈ શકતી નથી, અર્થાત્ તમે માનેલા ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં અનુમાનપ્રમાણ પણ મળતું નથી ૧૧

શ્રુતિ પણ આ જગતને ઈશ્વરનું કાર્ય કહેતી નથી એમ કહે છે —

## श्रुतिरपि प्रधानकार्यत्वस्य ॥ १२ ॥

" प्रधानाज्जगदुत्पद्यत " इति श्रुतिरस्ति। तस्मादीश्वर-साधकप्रमाणान्याभासानि ॥ १२ ॥

સૂ૦ —પ્રકૃતિના કાર્યપણાની શ્રુતિ પણ [છે] ૧૨

વિ૦— 'अजामेका लोहितशुक्लकृष्णा बह्वी प्रजा सृजमाना सरूपा ॥' ( પોતાના જેવા રૂપવાળી ઘણી પ્રજા સૃજનારી પ્રકૃતિ એક ને રાતા, ધોળા ને કાળા વર્ણવાળી છે, ) આ શ્રુતિ પણ આ જગતના પ્રકૃતિના કાર્યપણાને કહે છે એમ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ આ ત્રણ પ્રમાણોવડે ઈશ્વરના જગત્કર્તાપણાની અસિદ્ધિ છે

ઈશ્વરના અસ્તિત્વનો અને કર્તાપણાનો નિષેધ સાધકને ઐશ્વર્યની અભિલાષા ન થાય, અને પરવૈરાગ્યદ્વારા તે વિવેકજ્ઞાન મેળવવા સમર્થ

થાય તેમાટે છે. આ ગ્રંથમાં ઇશ્વરનો નિષેધ પ્રૌઢિવાદથી છે એમ પૂર્વે નિરૂપણ થઇ ગયું છે. ૧૨

અવિદ્યાના સંબંધથી આત્મામાં કર્તાપણું ઉપજે છે એમ કેટલાક વાદીઓ માને છે તેમના મતનું ખંડન કરે છે:—

**नाविद्याशक्तियोगो निःसंगस्य ॥ १३ ॥**

व्यक्तम् ॥ १३ ॥

સૂ૦:—અસંગને અવિદ્યાશક્તિનો સંબંધ નથી. ૧૩

વિ૦:—આત્માનો અસંગસ્વભાવ છે, તેથી તેમાં અવિદ્યાશક્તિનો યોગ અથવા સંબંધ થવાનો સંભવ નથી, માટે અવિદ્યાના સંબંધથી આત્મામાં કર્તાપણું ઉપજવાનો સંભવ પણ નથી. ૧૩

અવિદ્યાનો સંબંધ આત્મામાં વાસ્તવિક નથી, કિંતુ અવિદ્યાવડે કલ્પાયેલો છે, એમ માનવાથી આત્માના અસંગપણાને હાનિ નહિ પહોંચે, એમ વાદી શંકા કરે તો તેનું સમાધાન કરે છે:—

**तद्योगे तत्सिद्धावन्योऽन्याश्रयत्वम् ॥ १४॥**

अविद्यया विना न सृष्टिः, सृष्ट्या विना नाविद्येत्यन्योऽन्याश्रयत्वम् ॥ १४ ॥

સૂ૦:—તેના સંબંધમાં તેની સિદ્ધિથી અન્યોન્યાશ્રયપણું [ થાય. ] ૧૪

વિ૦:—જો તમે અસંગસ્વભાવવાળા આત્મામાં અવિદ્યાવડે કલ્પાયેલો અવિદ્યાનો સંયોગ સિદ્ધ કરવા જશો તો તેમાં અન્યોન્યાશ્રયદોષ આવશે. અવિદ્યાના સંયોગવિના આ સૃષ્ટિની ઉત્પત્તિ નહિ,

અને સૃષ્ટિવિના અવિદ્યાના સંયોગની ઉત્પત્તિ નહિ, આમ પ્રત્યેકને પોતપોતાની સિદ્ધિમાં પરસ્પરની અપેક્ષા રહેવાથી તેમના કાર્યકારણભાવનો નિશ્ચય થાય નહિ, એ અન્યોન્યાશ્રયદોષ છે ૧૪

અનાદિપણાને લીધે બીજ અને અંકુરની પેઠે તેમનામાં અન્યોન્યાશ્રયદોષ નહિ આવે એમ વાદી શંકા કરે તો તે શંકાનુ સમાધાન કરે છેઃ—

## न बीजांकुरवत्सादिसंसारश्रुतेः ॥ १५ ॥

भवेदेवं, यद्यनादिः संसारः । किंतु सादिः संसारः । श्रुतिश्च "विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् । सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन्देव एकः ॥" तस्मात्प्रलये प्रवाहविच्छेद इति ॥ १५ ॥

સૂ૦:—આદિવાળા સસારની શ્રુતિથી બીજાકુરની પેઠે નથી. ૧૫

વિ૦—જો સસાર અનાદિ હોય તો બીજના અને અંકુરના દૃષ્ટાંતની પેઠે તેઓમા અન્યોન્યાશ્રયદોષ ન આવે એ ઠીક, પણ સંસાર અનાદિ નથી, કેમકે "द्यावाभूमी जनयन्देव एकः ॥" (એક પરમાત્મા સ્વર્ગ અને ભૂમિને ઉત્પન્ન કરતા હવા,) આ શ્રુતિમા તેની ઉત્પત્તિ કહી તેને આદિવાળો-ઉત્પન્ન થયેલો-કહેલ છે આમ હોવાથી આગળ કહેલો અન્યોન્યાશ્રયદોષ દૂર થતો નથી. ૧૫

વિદ્યાથી અવિદ્યાના ભિન્નપણામાં બ્રહ્મનો બાધ બતાવે છેઃ—

## विद्यातोऽन्यत्वे ब्रह्मबाधप्रसंगः ॥ १६ ॥

विद्यातोऽन्यत्वे ब्रह्मणोऽपि विद्यातोऽन्यत्वेऽविद्यात्वं स्यात् । ततश्च ब्रह्मत्वबाध इति ॥ १६ ॥

સૂ૦—વિદ્યાથી [ અવિદ્યાના ] અન્યપણામા બ્રહ્મના બાધનો પ્રસગ [ આવે છે. ] ૧૬

વિ૦—વિદ્યાથી ભિન્ન તે અવિદ્યા એવુ જો અવિદ્યાનુ લક્ષણ તમે કહેશો તો ચેતનરૂપ બ્રહ્મ પણ વિદ્યાથી ભિન્ન હોવાથી અવિદ્યા થશે, ને તેથી તેનો બાધ અથવા તેનો વિદ્યાવડે નાશ પોતાનીમેળેજ સિદ્ધ થશે, કેમકે તમારા મનમા બ્રહ્મ પણ વિદ્યાથી ભિન્ન છે. બ્રહ્મ એ વિદ્યાથી ભિન્ન માટે તે અવિદ્યા, અને અવિદ્યાનો વિદ્યાદ્વારા નાશ થાય એ તો ઉઘાડુજ છે આવી રીતે વિદ્યાથી ભિન્નને અવિદ્યા કહેવાથી બ્રહ્મના બાધનો પ્રસગ આવે છે. ૧૬

એના સબધમા વળી બીજી યુક્તિ કહે છે –

## अबाधे नैष्फल्यम् ॥ १७ ॥

यदि विद्ययाविद्या न बाध्यते, विद्यैव न भविष्यतीति ॥१७

સૂ૦ —અબાધમા નિષ્ફલપણુ [ થશે ] ૧૭

વિ૦—બ્રહ્મ એ વિદ્યાથી ભિન્ન છતા પણ તેનો વિદ્યાદ્વારા બાધ થતો નથી એમ જો તમે કહેશો તો અવિદ્યાને નિવૃત્ત કરનારી તે વિદ્યા એ તમારુ માનેલુ વિદ્યાનુ લક્ષણ નિષ્ફલ થશે વિદ્યા જો અવિદ્યાનો નાશ ન કરે તો પછી તેમા વિદ્યાપણુ રહે નહિ, માટેજ તમારી ઇચ્છા ન હોય તોપણ તમારે બલાત્કારે અવિદ્યાનો વિદ્યાદ્વારા નાશ અગીકાર કરવો પડશે, અને તેથી ઉપર જણાવેલો બ્રહ્મના બાધનો વિરોધ અવિચળ રહેશે ૧૭

અન્યપક્ષમા ( વિદ્યાવડે અવિદ્યાનો નાશ થાય છે એ પક્ષમા ) પણુ દોષ રહે છે એમ કહે છે –

## विद्याबाध्यत्वे जगतोऽप्येवम् । १८ ॥

जगतोऽप्यविद्यात्वम् ॥ १८ ॥

સૂ૦ —વિદ્યાવડે આધ્યપણામાં જગતનુ પણ એવી રીતે [ થશે. ] ૧૮

વિ૦:—અવિદ્યા એ વિદ્યાથી ભિન્ન છે, અને તેનો વિદ્યાડે નાશ થાય છે, એમ સ્વીકાર કરવાથી આ જગતને પણ વિદ્યાથી ભિન્ન અવિદ્યારૂપ કહીને તેનો તમારે વિદ્યાદ્વારા નાશ અંગીકાર કરવો પડશે, ને જો વિદ્યાદ્વારા આ જગતનો નાશ થાય છે એમ અંગીકાર કરીએ તો આ જગતની કોઈને પ્રતીતિ ન થવી જોઈએ ૧૮

આ જગતને અવિદ્યારૂપ કહેવામા દોષ પ્રતિપાદન કરે છે—

## तद्रूपत्वे सादित्वम् ॥ १९ ॥

अनादिरियमविद्या । जगतस्तद्रूपत्वेऽविद्यायाः सादित्वम् ॥ १९ ॥

સૂ૦—[ જગતના ] તેના ( અવિદ્યાના ) રૂપપણામા [ અવિદ્યાનુ ] સાદિપણુ [ થશે. ] ૧૯

વિ૦:—આ જગતને અવિદ્યારૂપ કહેવાથી તમારે અવિદ્યાનુ સાદિપણુ ( ઉત્પત્તિવાળાપણુ ) અંગીકાર કરવુ પડશે, કેમકે જગતનુ સાદિપણુ પૂર્વે પ્રતિપાદન કરવામા આવેલુ છે. તમારા મતમા અવિદ્યાને અનાદિ માનેલી છે તેને જો તમે આદિવાળી માનશો તો તમારા મતનો પરિત્યાગ થશે. ૧૯

ધર્માધર્મના સસ્કારો આ જગતનુ કારણ નથી, પણ સ્વભાવ આ જગતનુ કારણ છે, એમ કોઈ શંકા કરે તો તેનુ નિવારણ કરે છે—

## न धर्मापलापः प्रकृतिकार्यवैचित्र्यात् ॥ २० ॥

प्रकृतेर्नित्यत्वात्स्वभावस्यैकत्वाद्धर्माभावाद्विचित्रकार्यानुत्पत्तिः । तस्माद्धर्मभेदेन कार्यवैचित्र्यम् । न धर्मापलापः २०

સૂ૦ —પ્રકૃતિના કાર્યના વિચિત્રપણાથી ધર્મના (ધર્મરૂપ નિમિત્તકારણનો) અભાવ નથી ૨૦

વિ૦:—પ્રકૃતિના કાર્યો વિચિત્ર હોવાથી તેના નિમિત્તકારણરૂપ ધર્માધર્મનો અભાવ સિદ્ધ થતો નથી; અર્થાત્ ધર્માધર્મને આ પ્રતીત થતા વિચિત્ર જગતનુ કારણપણુ નથી એમ કહેવાય નહિ. જો આ જગતનુ ધર્માધર્મરૂપ નિમિત્તકારણ ન હોય તો પ્રકૃતિ પોતાના સ્વભાવપ્રમાણે એકરૂપેજ પરિણામ પામે, પણ આવા વિચિત્રરૂપે પરિણામ નજ પામે ૨૦

ધર્માધર્મના અસ્તિત્વમા પ્રમાણ કહે છે —

## श्रुतिलिंगादिभिस्तत्सिद्धिः ॥ २१ ॥

'श्रुती'ति शाब्दं प्रमाणं दर्शितं, 'लिंगे' त्यनुमानम् । आदिशब्दाद्योगिप्रत्यक्षं दर्शितम् । एभिर्धर्मसिद्धिः ॥ २१ ॥

સૂ૦ —શ્રુતિ તથા અનુમાનાદિવડે તેની સિદ્ધિ [ થાય છે. ] ૨૧

વિ૦:—વેદવચનરૂપ શ્રુતિ, અનુમાન અને યોગીઓનુ અલૌકિક પ્રત્યક્ષ એ ત્રણ પ્રકારના પ્રમાણોદ્વારા ધર્માધર્મનુ અસ્તિત્વ સિદ્ધ થાય છે. " पुण्यो वै पुण्येन कर्मणा भवति पाप पापेन " ( પુણ્યકર્મવડે પુણ્યવાળા મનુષ્યને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે, અને પાપકર્મવડે પાપી મનુષ્યને નરકાદિ લોકની પ્રાપ્તિ થાય છે, ) એ શ્રુતિમાં પુણ્યપાપનેજ ધર્માધર્મ કહેવામા આવેલ છે. સુખી પ્રાણીઓને જોઇ

તેમણે પૂર્વે કરેલા ધર્મનું અને દુ:ખી પ્રાણીઓને જોઇને તેમણે પૂર્વે કરેલા અધર્મનું વિવેકી મનુષ્યોને અનુમાન થાય છે. વળી યોગીઓ યોગવડે પ્રાપ્ત કરેલા અલૌકિક સામર્થ્યથી મનુષ્યાદિના અંતઃકરણમાં રહેલા ધર્માધર્મના સંસ્કારોને જોઇ શકે છે. એ સર્વ પ્રમાણોથી ધર્માધર્મનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. ૨૧

જો દેશકાલને વસ્તુની ઉત્પત્તિમાં કારણપણું ન હોય તો કાશ્મીરમાં કેસર અને વસંતમાં આંબાના મોરની ઉત્પત્તિ કેમ સંભવે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

## न नियमः प्रमाणांतरावकाशात् ॥ २२ ॥

नादृष्टमेव कारणमिति नियमः । किंत्वदृष्टं सहकारिकारणं, अन्येषामपि कारणत्वं, प्रमाणसद्भावात् ॥ २२ ॥

સૂ૦:—અન્ય પ્રમાણના અવકાશથી [ ધર્માધર્મનાજ કારણપણાનો ] નિયમ નથી. ૨૨

વિ૦:—અદૃષ્ટજ (ધર્માધર્મના સંસ્કારોજ) પદાર્થોની ઉત્પત્તિમાં કારણ છે એવો નિયમ નથી, કિંતુ અદૃષ્ટ એ મુખ્યકારણ છે, અને બીજાં પ્રમાણોના સદ્ભાવથી દેશકાલાદિ બીજા યોગ્ય કારણોને ગૌણકારણપણ છે. નિમિત્તકારણરૂપ જે અદૃષ્ટ તેના સાહાય્યવિના નાનામાં નાનું કાર્ય પણ થઇ શકે નહિ, માટે પદાર્થોની ઉત્પત્તિમાં એ મુખ્યકારણ ગણાય છે, અને અન્ય ગૌણકારણ ગણાય છે. ૨૨

આ સંસારનું નિમિત્તકારણ એકલો અધર્મજ હશે, કેમકે આ સંસાર દુઃખમય જોવામાં આવે છે, એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છે:—

## उभयत्राप्येवम् ॥ २३ ॥

सुखस्यापि दर्शनाच्छुभादृष्टमेवास्तु ॥ २३ ॥

સૂ૦:—બંનેમાં પણ એમ (પ્રમાણ) [છે.] ૨૩

વિ૦:—આ સંસારને દુ:ખમય જોઇ માત્ર અધર્મજ તેનું નિમિત્તકારણ છે એમ કહી શકાય નહિ, કેમકે તેમાં (આ સંસારમાં) સુખ પણ જોવામાં આવે છે, માટે ધર્મ પણ આ સંસારનું નિમિત્તકારણ માનવાની અગત્ય છે. આ વિચિત્ર સંસારમાં પ્રાણીઓને સુખદુ:ખ બંને પ્રાપ્ત થાય છે એમ જોવામાં આવે છે, માટે તેનું કારણ ધર્માધર્મ બંને છે એમ સિદ્ધ થાય છે. ૨૩

દુ:ખના અભાવમાં સુખનું અભિમાન હોવાથી અહીં દુ:ખના અભાવના કારણમાં અદૃષ્ટશબ્દ મુખ્ય છે, અને સુખકારણમાં તે ગૌણ છે, એમ શંકા થાય તો તે શંકાનું સમાધાન કરે છેઃ—

## अर्थात्सिद्धिश्चेत्समानमुभयोः ॥ २४ ॥

एतद्विपरीतसंभवादुभयोस्तुल्यत्वमिति ॥ २४ ॥

સૂ૦:—અર્થથી સિદ્ધિ [છે એમ કહો] તો બંનેમાં [તે] સમાન [છે.] ૨૪

વિ૦:—દુ:ખાભાવ એજ સુખ એમ કહેવાથી સુખ તથા દુ:ખ એ બંનેનાં સ્વરૂપ સમાન થશે. તમે કહ્યું કે સુખ એ પૃથક્ પદાર્થ નથી, પણ દુ:ખનો અભાવ એજ સુખ; તો અમે કહીશું કે દુ:ખ પણ સ્વતંત્ર વસ્તુ નથી, કિંતુ સુખનો અભાવ એજ દુ:ખ. આમ થવાથી સુખના સ્વરૂપની પેઠે દુ:ખના સ્વરૂપનો નિર્ણય પણ સમાન થઇ જશે. આવી રીતનો નિરર્થક વિવાદ કરવાના કરતાં તુલ્ય યુક્તિ-

ના પ્રભાવે સુખ અને દુ:ખ તથા તેમના કારણ શુભાદષ્ટ ને અશુભા દષ્ટ એ બને સ્વતંત્ર રૂપતા પૃથક્ છે એવી રીતે કહેવુ એજ યોગ્ય છે. ૨૪

ધર્માદિ આત્માના ધર્મો નથી એમ પ્રતિપાદન કરે છે-

## अंतःकरणधर्मत्वं धर्मादीनाम् ॥ २५ ॥

बुद्धिधर्मत्वम्। आत्मधर्मत्वे निःसंगत्वश्रुतिविरोधः॥२५॥

સૂ૦—ધર્માદિનું અંત:કરણના ધર્મપણુ [ છે. ] ૨૫

વિ૦ —ધર્મ, અધર્મ, રાગ ને દ્વેષ આદિ ધર્મો અંત:કરણરૂપ ધર્મીના છે, તે કદીપણ આત્માના ધર્મો નથી આમ હોવાથી અસંગ ને અપરિણામી આત્મામા પરિણામીપણાનો દોષ આવતો નથી ૨૫

અંત:કરણના પૂર્વોક્ત ધર્મો આત્મામા જઈને કાર્ય કરે છે એમ કહેવા કરતા તે ધર્મોનુ અસ્તિત્વજ નથી એમ કહેવુ એ વધારે સારુ છે એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે —

## गुणादीनां च नात्यन्तबाधः ॥ २६ ॥

यथा पृथिव्यादीनां दृष्टत्वान्नात्यन्तबाधः, तथा गुणादीनां धर्मादीनामपि। अन्यधर्मस्याप्यन्यत्र कार्यकारणं चितिच्छायापत्त्येत्युक्तम् ॥ २६ ॥

સૂ૦ —વળી ગુણાદિનો અત્યંત બાધ નથી. ૨૬

વિ૦ —સત્વાદિ ગુણોનુ તથા તે ગુણોના સુખાદિ ધર્મોનું અત્યંત મિથ્યાપણુ માની શકાતું નથી આત્મામાં જ્યારે સત્વાદિ

ગુણોનું તથા તે ગુણોના સુખાદિ ધર્મોનું પ્રતિબિંબ પડે છે ત્યારે તે આત્મામાં આરોપિત થતા એ ધર્મોનું અસ્તિત્વ જાણવામાં આવે છે, તેથી તે ધર્મો છે એમજ સ્વીકાર કરવો જોઇએ. ૨૬

દુઃખાભાવ એ સુખ નથી એમ પ્રતિપાદન કરે છે:—

## पंचावयवयोगात्सुखसंवित्तिः ॥ २७ ॥

यद्यपि मानसप्रत्यक्षेण भावरूपं सुखमवसीयते, तथापि परबोधाय प्रमाणमप्युक्तम् । पंचावयवयोगादिति द्रूपवयवमनुमानमिति निरस्तम् । प्रतिज्ञाहेतुदृष्टान्तोपनयनिगमनमिति । अनेन पक्षधर्मत्वं सपक्षसत्त्वं विपक्षाद्व्यावृत्तिरसत्प्रतिपक्षत्वमबाधितविषयत्वं सिद्धम् ॥ २७ ॥

સૂ૦—પાંચ અવયવના યોગથી સુખની સિદ્ધિ [ છે ] ૨૭

વિ૦—"દુઃખનો અભાવ એ સુખ" આમ માનવું યોગ્ય નથી, અર્થાત્ સુખ એ અભાવરૂપ પદાર્થ નથી, કારણ કે તે સુખ પાંચ અવયવોના સબંધથી "છે" એમ સિદ્ધ થાય છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય ને નિગમન એમને ન્યાયાદિ શાસ્ત્રોમાં પાંચ અવયવો કહે છે પક્ષમાં સાધ્ય છે એવા કથનને પ્રતિજ્ઞા કહે છે જ્યાં સાધ્યનો સંદેહ થાય તેને પક્ષ કહે છે. અનુમાનપ્રમાણવડે જેને સિદ્ધ કરવું હોય તેને સાધ્ય કહે છે સાધ્યને સિદ્ધ કરવાની યોગ્યતાવાળા લિંગને હેતુ કહે છે જેમાં સાધ્ય તથા હેતુ એ બન્નેના સદ્ભાવનો વાદીપ્રતિવાદીને પૂર્વે નિશ્ચય થયો હોય એવા દૃષ્ટાંતને ઉદાહરણ કહે છે. આ પક્ષ પણ સાધ્યની સાથે વ્યાપ્ય જે હેતુ એ હેતુવાળો છે એવા કથનને ઉપનય કહે છે વ્યાપ્તિવાળાને વ્યાપ્ય કહે છે સાધ્યની સાથે વ્યાપ્ય જે હેતુ તે હેતુવાળો હોવાથી આ

પક્ષ સાધ્યવાળો છે એવા કથનને નિગમન કહે છે. પરોક્ષ સાધ્યના અસ્તિત્વમાં શંકા કરનાર બીજા પુરુષપ્રતિ તેને અનુમિતિપ્રમા ઉપજાવવામાટે આ પાંચ અવયવોનો ઉપયોગ થાય છે. જેમ આ પર્વત અગ્નિવાળો છે, આ પ્રતિજ્ઞા છે; ધૂમાડાવાળો હોવાથી, આ હેતુ છે; જે જે સ્થળ અવિચ્છિન્નધૂમાડાવાળું હોય છે તે તે સ્થલ અગ્નિવાળું હોય છે, જેમ રસોડું, આ ઉદાહરણ છે, આ પર્વત પણ અગ્નિની સાથે વ્યાપ્ય જે ધૂમાડો તેવાળો છે, આ ઉપનય છે; તેથી પર્વત અગ્નિવાળો છે, આ નિગમન છે. એ પાંચ અવયવોવડે સુખના અસ્તિત્વની પણ સિદ્ધિ કરી શકાય છે, માટે તે સુખ દુઃખના અભાવરૂપ નથી, પણ સ્વતંત્ર સદ્ભાવવાળી વસ્તુ છે સુખ સત્ છે, મુખાદિકની પ્રસન્નતારૂપ કાર્ય કરનારું હોવાથી, જે જે કાર્ય કરે છે તે તે સત્ હોય છે, જેમ ચેતન. સુખ એ મુખાદિની પ્રસન્નતારૂપ કાર્ય કરનારું છે, માટે સુખ સત્ છે. એવી રીતે ઉપર કહેલા પાંચ અવયવોથી સુખની સદ્રૂપતા સિદ્ધ થાય છે. જોકે પુરુષરૂપ ચેતન અવિકારી છે, તેથી તેનું કોઇ પણ કાર્ય સંભવતું નથી, તથાપિ વિષયનો પ્રકાશ કરવો એ પુરુષનું કાર્ય ગણાય છે. સુખની પેઠે ધર્માધર્મ પણ ભાવરૂપ છે, અભાવરૂપ નથી. ૨૭

માત્ર એકવાર સાથે જોવાથી વ્યાપ્તિજ્ઞાન (હેતુનું સાધ્યની સાથે રહેવાનું જ્ઞાન) થાય નહિ એમ પ્રતિપાદન કરે છેઃ—

## न सकृद्ग्रहणात्सम्बंधसिद्धिः ॥ २८ ॥

स्वप्रतीतिविरोधात् । तथा च वह्निरासभयोः सकृद्दर्शनादनुमानं स्यात् । नैवं प्रतीयत इति ॥ २८ ॥

સૂ૦:—એકવારના ગ્રહણથી સંબંધની સિદ્ધિ [થાય] નહિ. ૨૮

વિ૦—પોતાના અનુભવના વિરોધથી માત્ર એકવાર કોઇ પણ બે વસ્તુઓને સાથે જોવાથી તે બને વસ્તુના પરસ્પરના હેતુરૂપ ને સાધ્યરૂપ સબધની સિદ્ધિરૂપ વ્યાપ્તિજ્ઞાન નક્કી થઇ શકે નહિ જ્યારે ઘણી વાર તેમનો સાથેજ જોવાનો અનુભવ થાય ત્યારેજ તેમના વ્યાપ્તિજ્ઞાનનો નિર્ણય થાય છે ૨૮

હવે વ્યાપ્તિનુ સ્વરૂપ કહે છે —

## नियतधर्मसाहित्यमुभयोरेकतरस्य वा व्याप्तिः।२९

उभयोरिति समव्याप्तिक्योः कृतकत्वानित्यत्वयोः। एकतरस्य विषमव्याप्तिकस्य धूमस्येति तथा च "यावचान्य तिरेकित्व शतांशेनापि शङ्क्यते। विपक्षस्य कुतस्तावद्धेतो र्गमनिकाबलम्" ॥ २९ ॥

સૂ૦—બનેનુ અથવા એકનુ નિયમપૂર્વક ધર્મસહિત પણુ [ તે ] વ્યાપ્તિ [ કહેવાય ] છે ૨૯

વિ૦—એકની સાથે બીજાની અથવા બનેની પરસ્પર જે ચોક્કસ એકત્ર સ્થિતિ તે વ્યાપ્તિ કહેવાય છે તેમા બને પદાર્થના ચોક્કસ સહિતપણાનુ નામ સમવ્યાપ્તિ છે, અને બેમાના એક પદાર્થના ચોક્કસ સહિતપણાનુ નામ વિષમવ્યાપ્તિ છે ધૂમાડાની અવિચ્છિન્ન રેખા જોઇને ત્યા અગ્નિની સિદ્ધિ થાય છે, પણ અગ્નિ હોય ત્યા ધૂમાડાની ચોક્કસ સિદ્ધિ થતી નથી જેમ તપાવેલા લોઢામા ધૂમાડાનો અભાવ છે, અને અગ્નિની સ્થિતિ છે આ વિષમવ્યાપ્તિનુ ઉદાહરણ છે જે કાર્ય હોય તે અનિત્ય હોય, અને જે અનિત્ય હોય તે કાર્ય હોય, એમા સમવ્યાપ્તિ થઇ ધૂમાડા તથા અગ્નિમા એમ ન થયુ, માટે તે વિષમવ્યાપ્તિ થઇ ૨૯

ત્યારે વ્યાપ્તિ એ હેતુ ને સાધ્યથી ભિન્ન પદાર્થ થશે એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છે:—

**न तत्त्वांतरं वस्तुकल्पनाप्रसक्तेः ॥ ३० ॥**

तत्त्वांतरस्वीकारेऽप्यव्यभिचारो वक्तव्यः । स एवास्तु, किं वस्तुकल्पनयेति ॥ ३० ॥

સૂ૦:—[ તે ] તત્ત્વાંતર નથી, [ અન્ય ] વસ્તુની કલ્પનાની પ્રાપ્તિથી. ૩૦

વિ૦:—વ્યાપ્તિ એ સાધ્યસાધકથી ભિન્ન તત્ત્વ નથી, અર્થાત્ તે હેતુવડે સિદ્ધ થનાર સાધ્ય તથા હેતુરૂપ સાધક એ બેથી ભિન્ન અન્ય કોઇ પૃથક્ પદાર્થ નથી. જો આવી રીતે અંગીકાર ન કરીએ તો તેના ( વ્યાપ્તિના ) આશ્રયમાટે વળી એક અન્ય વસ્તુની પણ અવશ્ય કલ્પના કરવી પડે, ને તેથી ગૌરવદોષની પ્રાપ્તિ થાય. ૩૦

એ વ્યાપ્તિના સબંધમાં કેટલાક સાખ્યાચાર્યોનો મત કહે છે:—

**निजशक्त्युद्भवमित्याचार्याः ॥ ३१ ॥**

अस्ति वह्निधूमयोर्निजा शक्तिः । सा द्वयोर्दर्शनेन गृह्यते । सैव व्याप्तिरिति ॥ ३१ ॥

સૂ૦:—પોતાની શક્તિનો ઉદ્ભવ [ તે વ્યાપ્તિ ] એમ આચાર્યો [ કહે છે. ] ૩૧

વિ૦:—સાંખ્યસિદ્ધાંતના કેટલાક આચાર્યોએ કહ્યું છે કે:— ધૂમાડા આદિ હેતુમા તથા અગ્નિ આદિ સાધ્યમાં એક પ્રકારની સ્વાભાવિકશક્તિ રહેલી છે. તેમની તે શક્તિ તેઓના ઘણી વારના સહ-

ચારદર્શનાદિદ્વારા જોનારને સ્પષ્ટ પ્રતીત થાય છે આ તેમની પોતાના મા રહેલી સ્વાભાવિકશક્તિની જે ઉત્પત્તિ તે વ્યાપ્તિ કહેવાય છે ૩૧

વ્યાપ્તિના સબધમા શ્રીપંચશિખાચાર્યનો મત કહે છે —

## आधेयशक्तियोग इति पंचाशिखः ॥ ३२ ॥

यदि निजा शक्तिः, अव्युत्पन्नस्यापि वस्तुनो दर्शनात् ' अत्रायं शक्त ' इति ज्ञानं स्यात् । न चैवम् । तस्मादाधेयशक्तिर्वाप्येति ॥ ३२ ॥

સૂ૦ —આધેયશક્તિનો નિશ્ચય [ તે વ્યાપ્તિ ] એમ પચશિખ [ આચાર્ય કહે છે ] ૩૨

વિ૦ —શ્રીપચશિખનામના સાખ્યવેત્તા મુનિ કહે છે કે આધેયશક્તિના નિશ્ચયનુ નામ વ્યાપ્તિ છે આધેયશક્તિનો એટલે વ્યાપકને આધારે રહેલા વ્યાપ્યપણાનો જે નિશ્ચય તે વ્યાપ્યનો ધર્મ છે

સાખ્યસિદ્ધાતમા વ્યાપ્તિ એ સાધ્યસાધકથી પૃથક્ પદાર્થ નથી તેમજ તે સાધ્યસાધકનુ સ્વરૂપ પણ નથી, માત્ર તે સાધ્યસાધકનો એક પ્રકારનો સબધ છે ૩૨

હેતુના સ્વરૂપભૂત શક્તિને વ્યાપ્તિ માનવામા દોષ કહે છે —

## न स्वरूपशक्तिर्नियम. पुनर्वादप्रसक्तेः ॥ ३३ ॥

यदि स्वरूपं शक्तिः, शक्तो मल्ल इति पुनरुक्तं स्यात्॥३३॥

સૂ૦ —પુનરુક્તિની પ્રાપ્તિથી સ્વરૂપભૂત શક્તિ વ્યાપ્તિ નથી ૩૩

વિ૦—નિયમ એટલે વ્યાપ્તિ. હેતુના સ્વરૂપભૂત શક્તિ એ વ્યાપ્તિ નથી, કેમકે તેમ માનવામા નીચેના સૂત્રમા જણાવેલો પુનરુક્તિદોષ પ્રાપ્ત થાય છે. ૩૩

હવે તે પુનરુક્તિદોષને બતાવે છે:—

विशेषणानर्थक्यप्रसक्तेः ॥ ३४ ॥

शक्तो देवदत्त इति प्रत्ययो न स्यात्, किंतु देवदत्तो देवदत्त इति ॥ ३४ ॥

સૂ૦:—વિશેષણના વ્યર્થપણાની પ્રાપ્તિથી [ એમ નથી. ] ૩૪

વિ૦:—તમે જો હેતુના સ્વરૂપભૂત શક્તિને વ્યાપ્તિ માનશો તો જેમ લુગડું અને વસ્ત્ર આ બને શબ્દો એક પટનુંજ બોધન કરનારા હોવાથી તેમાં પુનરુક્તિદોષ પ્રાપ્ત થાય છે તેમ શક્તિ ને વ્યાપ્તિ આ બને શબ્દો પણ એક અર્થનું બોધન કરનારા હોવાથી તેમાં પુનરુક્તિદોષની પ્રાપ્તિ થશે, ને સ્વરૂપભૂત આ વિશેષણનુ કથન નિરર્થક થશે. એકશબ્દવડેજ ઇચ્છિત અર્થનો બોધ થયા છતા તે અર્થના વાચક અન્ય શબ્દનુ પ્રયોજનવિના પુન: ઉચ્ચારણ કરવાને પુનરુક્તિદોષ કહે છે એવી રીતે વિશેષણના અનર્થકપણાની પ્રાપ્તિથી એકલા હેતુના સ્વરૂપભૂત શક્તિ એ વ્યાપ્તિ નથી ૩૪

વળી એમાં બીજુ દૂષણ કહે છે:—

पल्लवादिष्वनुत्पत्तेश्च ॥ ३५ ॥

पल्लवादिषु स्वरूपस्य तादवस्थ्यादप्रयुक्तेऽपि मंत्रे विषापनोदनं स्यात् ॥ ३५ ॥

સૂ૦ —અને પત્રાદિમાં અસંભવથી [ પણ એમ નથી ] ૩૫

વિ૦:—વૃક્ષના પાંદડાં વૃક્ષપર રહે છે, તેથી પાંદડાં જોવાથી ત્યાં વૃક્ષનું અનુમાન થાય છે જો તમે હેતુના સ્વરૂપમાત્રનેજ વ્યાપ્તિ કહેશો તો વૃક્ષરહિત કોઇ સ્થને તોડેના પાંદડાનો પડેલો સમૂહ જોઇને તે વૃક્ષરહિત સ્થાનમાં પણ વૃક્ષના હોવાનું અનુમાન થવું જોઇએ, પણ એવું અનુમાન થતું નથી તોડેલા પાંદડામાં આધેયશક્તિનો નાશ થવાથી શ્રીપંચશિખાચાર્યના મતમાં આ દોષ આવતો નથી ૩૫

હવે એ બંને મતનું સમાધાન કહે છે —

## आधेयशक्तिसिद्धौ निजशक्तियोगः समानन्यायात् ॥ ३६ ॥

निजा चासौ शक्तिश्चेति निजशक्तिः, न तु स्वरूपमेव शक्तिः । तथा चाधेयशक्तिसिद्धौ निजशक्तियोगः समानन्यायत्वात् । तथा च शक्तेरविशेषादाधेयशक्तियोगो वा निजशक्तियोगो वेति समानो न्यायः । यच्च वस्तुग्रहणे प्रथमं न गृह्यते, चिरशक्तित्वात्पदार्थानाम्, यथा स्थितोऽपि पितापुत्रसंबन्धो निजोपदेशान्न गृह्यते । अत एवोक्तं 'निजशक्त्युद्भव'-मिति ॥ ३६ ॥

સૂ૦ —આધેયશક્તિની સિદ્ધિમાં નિજશક્તિનો ઉદ્ભવ [ પણ ] સમાન યુક્તિથી [ સિદ્ધ થાય છે ] ૩૬

વિ૦ —આધારને આધારે રહેલી આધેયશક્તિ એ વ્યાપ્તિ એમ સિદ્ધ થવાથી આધારરૂપ વસ્તુની પોતાની શક્તિનો ઉદ્ભવ એ વ્યાપ્તિ

એમ પણ સિદ્ધ થાય છે, કારણકે તે બંનેનું વ્યાપ્તિપણું સિદ્ધ કરવામાં યુક્તિનું સમાનપણું છે. જેવી યુક્તિથી આધેયશક્તિનું વ્યાપ્તિપણું સિદ્ધ થાય છે તેવી યુક્તિથીજ સાધ્યસાધકની શક્તિની ઉત્પત્તિનું વ્યાપ્તિપણું પણ સિદ્ધ થાય છે. ૩૬

પદના તથા પદાર્થના તાદાત્મ્યનો ( એકપણાનો ) નિષેધ કરે છેઃ—

**वाच्यवाचकभावः सम्बन्धः शब्दार्थयोः ॥ ३७ ॥**

तादात्म्यपक्षे घटोऽपि श्रोत्रग्राह्यः स्यात्, शब्दोऽपि चाक्षुषो भवेत्, अग्न्याद्युच्चारणे मुखदाहादिप्रसङ्ग इति ।३७।

સૂ૦:—શબ્દનો તથા અર્થનો વાચ્યવાચકભાવરૂપ સંબંધ [ છે. ] ૩૭

વિ૦:—શબ્દ તથા અર્થ એ બંનેનો વાચ્યવાચકભાવસંબંધ છે, તાદાત્મ્યસંબંધ નથી શબ્દ એ વાચક અને અર્થ એ વાચ્ય છે. શબ્દના અને અર્થના વાચ્યવાચકભાવસંબંધને લીધેજ વાચકશબ્દથી, તે શબ્દવડે જે વાચ્ય અર્થ હોય તે વાચ્ય અર્થનું જ્ઞાન થાય છે. જો વાચક-શબ્દનું તથા તે શબ્દવડે વાચ્ય અર્થનું તાદાત્મ્ય હોય તો શબ્દના અને અર્થના એકપણાથી કાનથી ઘડો એવો શબ્દ સાંભળીને તે શબ્દથી અભિન્ન ઘડો દેખાવાનો, આંખે ઘડો જોયો તેથી તેને ઘડો એવો શબ્દ સંભળાવાનો, તે અગ્નિના ઉચ્ચારણથી મુખ બળવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, પણ તેમ થતું નથી એ સર્વને જ્ઞાત છે, માટે શબ્દનો તથા અર્થનો તાદાત્મ્યસંબંધ નથી, પણ વાચ્યવાચકભાવ સંબંધ છે. ૩૭

એમાં જે હેતુ છે તે કહે છેઃ—

**त्रिभिः संबंधसिद्धिः ॥ ३८ ॥**

त्रिभिः प्रकारैर्व्युत्पत्तिग्रहणात् । आप्तोपदेशात्, यथा 'अयं घट' इति । वृद्धव्यवहारात्, 'यथा गामानय शुक्लां दण्डे'नेति, अत्र प्रयोजकवृद्धवाक्यात्प्रयोज्यवृद्धप्रवृत्तिं दृष्ट्वा बालस्य । प्रसिद्धपदसामानाधिकरण्यात्, यथा 'पक्षी आम्रं भक्षयती'ति श्रुत्वाम्रभक्षणार्थं जानाति, पक्षीति तदानीं प्रतिपद्यते ॥ ३८ ॥

સૂ૦ —ત્રણવડે સબધની સિદ્ધિ [ થાય છે ] ૩૮

વિ૦:—એ વાચ્યવાચકભાવસબધ ત્રણ પ્રકારથી જાણવામાં આવે છે, આપ્તવાક્યથી, વૃદ્ધ વ્યવહારથી, અને પ્રસિદ્ધ શબ્દની સાથેના સબધથી તે આ પ્રમાણે –આપ્તે એટલે વિશ્વાસ રાખવાયોગ્ય કોઇ માણસે ઘડાને નહિ જાણનાર કોઇ મનુષ્યપ્રતિ કહ્યુ કે –" આ ઘડો છે" આ વાક્ય સાભળી તે શ્રોતાના સમજવામા આવ્યુ કે મને દેખાડેલી આ વસ્તુ ઘડો છે એક વૃદ્ધ માણસે કોઇ મોટી વયના બીજા માણસને કહ્યુ કે –" ગાય લઇ આવો, " તે વાક્ય સાભળી તેણે ગાય આણી ગાયશબ્દનો તથા ગાય એવા અર્થનો સબધ નહિ જાણનાર કોઇ બાળક ગાય એવો શબ્દ સાભળીને તથા લાવેલી ગાયને જોઇને સમજ્યુ કે આ આણેલું પશુજ ગાય એ શબ્દનુ વાચ્ય છે એક બાળક આબાના ઝાડને ઓળખતુ હતું, પણ કોયલને ઓળખતુ નહોતુ. કોઇ માણસે તે બાળકને કહ્યુ કે –" જો, આ આબાની ડાળપર કોયલ બોલે છે " તે સાંભળી આબાના ઝાડને જાણનાર બાળકની સમજમાં આવ્યું કે આ આબાની ડાળપર જે પખી બોલે છે તે પખીનુ નામ કોયલ છે એવી રીતે ત્રણ પ્રકારે વાચ્યનો ને વાચકનો સબંધ જાણવામા આવે છે ૩૮

માત્ર કાર્યમાજ શબ્દની શક્તિ છે એવો નિયમ નથી એમ પ્રતિપાદન કરે છે –

## न कार्ये नियम उभयथा दर्शनात् ॥ ३९ ॥

कार्यें व्युत्पत्तिर्दृष्टा, यथा ' अहरहः संध्यामुपासीते'ति सिद्धार्थे च दृष्टा, यथा ' हरिर्देवाधिदेवः ' । तथा हि विध्यर्थवादमन्त्रात्मका वेदाः । विधौ कार्यत्वैकार्थसमवेतायामिष्टसाधनतायां प्रामाण्यम् । विधिशक्तेरुत्तम्भकत्वेनार्थवादस्यापि पारम्पर्येण प्रवर्तकत्वात्प्रामाण्यम् । विहितस्मारकत्वेन मंत्रस्यापि प्रामाण्यम् यत्तु प्रवृत्तिनिमित्तत्वान्मंत्रार्थवादयोः प्रामाण्यम्, न तु प्रतिपादकत्वं तन्न । उत्पत्तावस्ति प्रवृत्त्यर्थत्वं. ज्ञप्तौ तु सिद्धार्थपरत्वमेव तस्मात्सिद्धार्थप्रतिपादकयोरप्यर्थवादमंत्रयोः प्रामाण्यमिति ॥ ३९ ॥

સૂ૦:—[ માત્ર ] કાર્યમાં [ શબ્દની શક્તિ છે એવો ] નિયમ નથી, ઉભય પ્રકારે જોવાથી. ૩૯

વિ૦—માત્ર ક્રિયારૂપ કાર્યમાંજ શબ્દોની શક્તિ છે, અને ક્રિયારહિત સિદ્ધ પદાર્થોમા તેની શક્તિ નથા, એવો નિયમ થઇ શકતો નથી, કારણકે કાર્ય તથા કાર્યથી ભિન્ન એટલે સાધ્ય તથા સિદ્ધ બંને પદાર્થોમા શબ્દોની શક્તિ જોવામાં આવે છે; જેમ શંકરનું પૂજન કરવુ, એ સ્થલે કાર્યબોધક શબ્દશક્તિ છે, અને મહેશ્વર દેવાધિદેવરૂપ છે, એ સ્થલે સિદ્ધબોધક શબ્દશક્તિ છે. આ સૂત્રદ્વારા માત્ર પ્રવૃત્તિનિવૃત્તિરૂપ ક્રિયામાં શબ્દની શક્તિ માનનારા પૂર્વમીમાંસકોના મતનું ખંડન કર્યું છે એમ જાણવું ૩૯

લોકમાં સિદ્ધ અર્થનું જ્ઞાન થવાથી અમે સિદ્ધ અર્થોમાં પણ શબ્દોની શક્તિ માનશું, પરંતુ વેદમાં તો સિદ્ધ અર્થના જ્ઞાનનું વ્યર્થપણુ હોવાથી ક્રિયારૂપ કાર્યમાંજ

શબ્દોની શક્તિ માનવી યોગ્ય છે, આમ વાદી શકા કરે તો તે શકાનુ નિવારણ કરે છે —

## लोके व्युत्पन्नस्य वेदार्थप्रतीतिः ॥ ४० ॥

य एव लौकिकास्त एव वैदिका इति सामान्यादिहापि व्युत्पत्तिरिति ॥ ४० ॥

સૂ૦ —લોકમા વ્યુત્પન્નની વેદના અર્થમા પ્રતીતિ [ થાય છે ] ૪૦

વિ૦—જેમ લોકમા મનુષ્યો ક્રિયારહિત સિદ્ધ અર્થમા પણ શબ્દોની શક્તિને ગ્રહણ કરે છે તેમ વેદમા પણ લોકની પેઠે ક્રિયા રહિત સિદ્ધ અર્થમા શબ્દોની શક્તિ ગ્રહણ કરાય છે જેમ કેટલાક દહિ, દૂધ આદિ લૌકિક શબ્દો સિદ્ધ વસ્તુઓનો બોધ કરે છે તેમ આત્મા ને બ્રહ્મ આદિ કેટલાક વૈદિક શબ્દો પણ સિદ્ધ તત્ત્વોનો બોધ કરે છે વેદે પ્રતિપાદન કરેલા પાપ પુણ્ય સ્વર્ગ નરક ને દેવતા એ બધાં અલૌકિક છતા પણ લોકોને તે પોતાના જ્ઞાનનો વિષય થતા જોવામા આવે છે આ ઉપરથી સિદ્ધ થયુ કે લોકમા તથા વેદમા શક્તિનો ભેદ નથી ૪૦

વળી વાદી શકા કરે છે —

## न त्रिभिरपौरुषेयत्वाद्वेदस्य तदर्थस्यातीन्द्रियत्वात् ॥ ४१ ॥

ईश्वरस्य निराकृतत्वात् अन्यस्यासभवात्, भ्रान्त्यादि पुरुषधर्मत्वेनासत्वान्निश्चयाद्वेदस्याप्रामाण्यापत्तेरिति । वेदाप्रामाण्ये यागादावनाश्वास इति ॥ ४१ ॥

સૂ૦ —વેદના અપૌરુષેયપણાથી [ અને ] તેના અર્થના અતીન્દ્રિયપણાથી ત્રણવડે [ વેદના અર્થનો બોધ થાય ] નહિ. ૪૧

વિ૦:—વેદ અપૌરુષેય-કોઇ પુરુષવડે નહિ રચાયેલો-હોવાથી તે વેદના અર્થોના કોઇ યથાર્થ વક્તાની સિદ્ધિ થતી નથી, તેથી વેદના શબ્દોની શક્તિનો બોધ સંભવે નહિ તથા વેદે પ્રતિપાદન કરેલા સ્વર્ગાદિક પદાર્થો અતીન્દ્રિય હોવાથી વૃદ્ધનો વ્યવહાર પણ વેદના પદાર્થોમા સંભવે નહિ, અને તેથી તેમા પ્રસિદ્ધ પદની સાથે અપ્રસિદ્ધ પદના ઉચ્ચારણરૂપ શબ્દાર્થબોધનો ત્રીજો હેતુ પણ નથી આમ શબ્દના અર્થના બોધમા હેતુરૂપ ત્રણે સામગ્રીનો અભાવ હોવાથી વેદના શબ્દોથી તેના અર્થોનો બોધ ન થવો જોઇએ ૪૧

વેદના પદાર્થોમા વાદીએ કહેલા અતીન્દ્રિયતાના નિયમનો સિદ્ધાતી નિષેધ કરે છે —

## यज्ञादेः स्वरूपतो धर्मत्वं वैशिष्ट्यात् ॥४२॥

वैशिष्ट्यं कालदेशपात्रापेक्षया, तन्निरपेक्षत्वे न स्वरूपतो धर्मत्वम् । अन्यथाऽशुद्धकाले म्लेच्छदेशे महापातकिभिः कृता यज्ञादयो धर्महेतवः स्युः न चैवम् ॥ ४२ ॥

સૂ૦ —[ દેશાદિના ] વિશિષ્ટપણાથી યજ્ઞાદિનુ સ્વરૂપથી ધર્મપણુ નથી ૪૨

વિ૦ —વેદમાં કહેલા યજ્ઞયાગાદિ કર્મોને સ્વરૂપથીજ ધર્મપણુ નથી, કેમકે તેમા વિશિષ્ટપણુ અર્થાત્ દેશકાલાદિનો સબધ રહેલો પણ જોવામા આવે છે તાત્પર્ય કે માત્ર યજ્ઞ કરવાથીજ ધર્મની ઉત્પત્તિ થાય એમ નહિ, કિંતુ તેમાં શાસ્ત્રમા કહેલા યોગ્ય દેશ,

કાલ ને પાત્રાદિનો સબધ રાખવાની પણ અપેક્ષા માનવામા આવે છે આ ઉપરથી સિદ્ધ થયુ કે વેદમા કહેલા સર્વ પદાર્થો અતીંદ્રિય નથી– એકલા અદષ્ટ અર્થરૂપ નથી, કેટલાક દષ્ટ અર્થરૂપ પણ છે વળી જેને વેદના શબ્દોના અર્થોનુ જોઇએ એવુ જ્ઞાન નથી તે પણ જ્યારે વેદમા કહેલુ કાર્ય યથાયોગ્ય કરીને ઇચ્છિત ફલને પામે છે, ત્યારે તેને (વેદને) અનાપ્ત, અપ્રમાણ કિંવા ભ્રાતવાક્ય કહી શકાય નહિ ૪૨

વૃદ્ધવ્યવહારાદિદ્વારા પણ વૈદિકશબ્દોની જે પોતાના અર્થોમા રહેલી અનાદિ શક્તિ છે તેનુજ જ્ઞાન થાય છે એમ સિદ્ધાતી પ્રતિપાદન કરે છે –

## निजशक्तिर्व्युत्पत्त्या व्यवच्छिद्यते ॥४३॥

अयं शब्दोऽत्र वाचकत्वेन मुख्योऽत्र गौण इति व्यव च्छिद्यते ॥ ४३ ॥

સૂ૦ —પોતાની શક્તિ વ્યુત્પત્તિવડે ભિન્ન કરાય છે ૪૩

વિ૦:—વ્યુત્પત્તિનુ અર્થાત્ લૌકિક શબ્દની શક્તિનુ જ્ઞાન વેદના શબ્દોની શક્તિનો માત્ર વ્યવચ્છેદ (વિભાગ) કરી બતાવે છે, અર્થાત્ તે અમુક શબ્દ અમુક અર્થનો બોધક છે, અને અમુક શબ્દ અમુક અર્થમા મુખ્ય અને અમુક અર્થમા ગૌણ છે, એવી રીતનો માત્ર નિશ્ચય કરાવે છે વેદના શબ્દોમા લૌકિક નવા શબ્દોની નવીન શક્તિની પેઠે નવીન શક્તિ ઉપજતી નથી ૪૩

શબ્દોના અર્થોના જ્ઞાનની સિદ્ધિ કેવી રીતે જાણવામા આવે છે તે કહે છે –

## योग्यायोग्येषु प्रतीतिजनकत्वात्तत्सिद्धिः ॥४४॥

प्रसिद्धाप्रसिद्धेषु लौकिकवैदिकपदार्थेषु ज्ञानजनकत्वात् व्युत्पत्तिसिद्धिः ॥ ४४ ॥

સૂ૦:—યોગ્યાયોગ્યમાં પ્રતીતિના જનકપણાથી તેની સિદ્ધિ [ થાય છે. ] ૪૪

વિ૦:—લૌકિક ને વૈદિક બધા શબ્દો પ્રાયશઃ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એ બે પ્રકારના પદાર્થોમાંથી કોઈ એક પદાર્થનો પોતપોતાની શક્તિપ્રમાણે સમજી શકે એવા શ્રોતાના અંતઃકરણમાં બોધ ઉત્પન્ન કરે છે, એટલે વેદના શબ્દો પણ સ્વપ્રતિપાદ્ય યોગ્યાયોગ્ય (પ્રત્યક્ષને યોગ્ય અને પ્રત્યક્ષને અયોગ્ય) ઉભયપદાર્થનું યથાયોગ્ય જ્ઞાન ઉપજાવે છે. એવી રીતે પ્રત્યક્ષને યોગ્ય અને પ્રત્યક્ષને અયોગ્ય પદાર્થોમાં શબ્દોના જ્ઞાનના જનકપણાથી શબ્દના અર્થના જ્ઞાનનીસિદ્ધિ થાય છે. ૪૪

હવે પૂર્વમીમાંસકોએ માનેલા વેદના નિત્યપણાનું નિરાકરણ કરે છે:—

## न नित्यत्वं वेदानां कार्यत्वश्रुतेः ॥ ४५ ॥

श्रुतिस्तावत् " नाहरासीन्न रात्रीरासीत् " " स तपोऽतप्यत तस्मात्तपस्तपनात्त्रयो वेदा अजायन्त "। अनुमानं च कृतकत्वादित्यादि । प्रत्यक्षेणाप्युच्चरितप्रध्वंसिनो वर्णा इति गृहान्वे । यस्तु " स एवायं ककारः " इति प्रत्ययः स सामान्यविषयः ॥ ४५ ॥

સૂ૦:—કાર્યપણાની શ્રુતિથી વેદોનું નિત્યપણું નથી. ૪૫

વિ૦:—વેદોના કાર્યપણાની (ઉત્પત્તિની) શ્રુતિથી વેદોનું નિત્યપણું નથી. "स तपोऽतप्यत तस्मात्तपस्तपनात्त्रयो वेदा अजायन्त ॥"

( તે આદિપુરુષ સંકલ્પ કરવા લાગ્યા, અને તેમના સંકલ્પના બળથી ત્રણ વેદો ઉપજ્યા, ) ઇત્યાદિ શ્રુતિઓમાં વેદોની ઉત્પત્તિ કહી છે, તેથી વેદ શબ્દરૂપે નિત્ય એટલે ઉત્પત્તિથી રહિત નથી, તાત્પર્યરૂપે ભલે તે નિત્ય હોય ૪૫

વેદોને અનિત્ય માનવાથી તે વેદો પૌરુષેય થવા જોઇએ એમ પૂર્વમીમાંસક શંકા કરે તો તે શંકાનું સમાધાન કરે છે –

## न पौरुषेयत्वं तत्कर्तुः पुरुषस्याभावात् ॥ ४६ ॥

निराकृत ईश्वर इत्यभिसन्धिः ॥ ४६ ॥

સૂ૦—તેના કર્તા પુરુષના અભાવથી [ તેનું ] પૌરુષેયપણું નથી ૪૬

વિ૦:—કોઇ પણ પુરુષે જે વસ્તુ રચેલી હોય છે તે વસ્તુ પૌરુષેય કહેવાય છે વેદો ઉત્પન્ન થયેલા છતાં પણ તે પૌરુષેય નથી,—અર્થાત્ કોઇ અમુક પુરુષદ્વારા તે ઉત્પન્ન થયા એમ માનવામાં આવતું નથી વેદોનો કર્તા કોઇ પુરુષ મનુષ્યોને જ્ઞાત ન હોવાથીજ તે વેદો અપૌરુષેય કહેવાય છે, પૌરુષેય કહેવાતા નથી ૪૬

વેદોના કર્તા જો ઈશ્વર નહિ હોય તો બીજા કોઈ પુરુષ કે પુરુષો વેદોના કર્તા હશે એમ કોઇ શંકા કરે તો તે શંકાને દૂર કરે છે –

## मुक्तामुक्तयोरयोग्यत्वात् ॥ ४७ ॥

मुक्तस्य निःसंगत्वात्कर्तृत्वायोगात् , अमुक्तस्य युगपदुपादानानभिज्ञत्वादिति ॥ ४७ ॥

સૂ૦:—મુક્ત અને અમુક્તના અયોગ્યપણાથી [ તે વેદોના કર્તા નથી. ] ૪૭

વિ૦:—આ જગતમાં પુરુષો બે પ્રકારના છે. મુક્ત ને અમુક્ત. તે મુક્ત અને અમુક્ત બંને પ્રકારના પુરુષો વેદોની રચના કરવામાં અસમર્થ છે. મુક્ત પુરુષ અંત કરણથી રહિત નિ સંગ છે, એટલે તેમાં અનુરાગ અથવા ઇચ્છા ન હોવાથી તેઓ વેદોની રચના કરવામાં પ્રવૃત્તિ કરે નહિ અને અમુક્ત-બદ્ધ-પુરુષ ભ્રાંત અને અસર્વજ્ઞ છે, એટલે તેના દ્વારા પણ જ્ઞાનમય વેદોની રચના થવાનો સ્પષ્ટ અસભવ છે. ૪૭

વેદ જો અપૌરુષેય છે તો તે નિત્ય શામાટે ન ગણાય એમ શકા થાય તો તે શંકાનુ સમાધાન કરે છે:—

## नापौरुषेयत्वान्नित्यत्वमंकुरादिवत् ॥ ४८ ॥

स्पष्टम् ॥ ४८ ॥

સૂ૦:—અપૌરુષેયપણાથી નિત્યપણુ નથી, અંકુરાદિની પેઠે. ૪૮

વિ૦:—જે પદાર્થનો કોઇ કર્તા ન હોય તે પદાર્થ નિત્ય હોવો જોઇએ એવો કાંઇ નિયમ નથી. આ જગતમાં અંકુરાદિ અનેક પદાર્થો અપૌરુષેય એટલે કર્તાપુરુષવિનાના છે, છતા તેમની નિત્યતા કોઇ પ્રમાણવડે સિદ્ધ કરી શકાતી નથી. ૪૮

અકુરાદિ કાર્યરૂપ હોવાથી તે પૌરુષેય ગણવાં જોઇએ એમ શંકા થાય તો તે શંકાનું ઉત્તર આપે છે:—

## तेषामपि तद्योगे दृष्टबाधादिप्रसक्तिः ॥ ४९ ॥

अङ्कुरादीनां कर्तुरदृश्यत्वात्प्रत्यक्षबाधः । अयोग्यश्च कर्ता नास्तीत्युक्तम् । आदिशब्दाद्व्याप्यत्वासिद्धिर्दर्शिता ॥४९॥

સૂ૦:—તેઓને પણ તેના સંબંધમાં દૃષ્ટના બાધાદિનં આસિ [ થાય છે. ] ૪૯

વિ૦:—અંકુરાદિનો કોઇ કર્તા છે, ને તે કર્તા અદૃશ્ય છે, એમ કહેવાથી દૃષ્ટના બાધરૂપ દોષ આવે છે. જે જે પદાર્થ પૌરુષેય હોય છે તે તે પદાર્થ કોઇ શરીરવાળા પુરુષથી ઉપજેલો હોય છે એવી રીતનો નિયમ જોવામાં આવે છે. જો અંકુર પૌરુષેય હોત તો અવશ્ય તેનો કોઇ શરીરવાળો કર્તા પુરુષ મનુષ્યોના જોવામાં આવત, પણ તેવો કોઇ કર્તા પુરુષ મનુષ્યોના જોવામાં આવતો નથી, તેથી તે અપૌરુષેય ગણાય છે. ૪૯

આદિપુરુષે ઉચ્ચારેલા હોવાથી વેદો પૌરુષેય ગણાવા જોઇએ એવી શંકાનું ખંડન કરવામાટે પૌરુષેય શબ્દનો બીજો અર્થ કહે છે:—

यस्मिन्नदृष्टेऽपि कृतबुद्धिरुपजायते
तत्पौरुषेयम् ॥ ५० ॥

यथा घटादिकं, न तु वृक्षादिषु । अदृष्टेऽपीति कर्तर्यदृष्टेऽपि । न कार्यमात्रं सकर्तृकं, किंतु कार्यविशेषः ॥ ५० ॥

સૂ૦:—જે અદૃષ્ટમાં પણ કરેલાની બુદ્ધિ ઉપજે છે તે પૌરુષેય [ છે. ] ૫૦

વિ૦:—જે પદાર્થ જોઇને તુરતજ જોનાર મનુષ્યના મનમાં એમ થાય કે આ પદાર્થ કોઇ પુરુષના બુદ્ધિપૂર્વક કરેલા કાર્યરૂપ છે તે પદાર્થ પૌરુષેય કહેવાય છે. ઘટપટાદિ વસ્તુઓ પૌરુષેય છે, કેમ

તેમના બનાવનારા તેમની બુદ્ધિપૂર્વક રચના કરે છે, પણ વેદો પૌરુષેય નથી, કેમકે તે કોઈએ બુદ્ધિપૂર્વક રચેલા હોય એમ સાંભળવામાં આવતુ નથી ને આદિપુરુષના મુખમાંથી વિનાપ્રયત્નેજ નિઃશ્વાસની પેઠે બહાર આવ્યા છે. તેમજ તે કવિઓનાં કાવ્યોની પેઠે બુદ્ધિપૂર્વક રચેલા અથવા કરેલા નથી "तस्यैतस्य महतो भूतस्य नि:श्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वा ॥" ( તે આ મહાન્ દેવના નિ:શ્વાસરૂપ છે, આ જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ છે તે, ) આ શ્રુતિમાં પણ આદિપુરુષના નિઃશ્વાસથી, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ વિનાપ્રયત્ને આવિર્ભાવ પામ્યા છે એમ કહ્યુ છે, માટે વેદ અપૌરુષેય છે એમ સિદ્ધ થાય છે. ૫૦

વેદનું પરતઃપ્રામાણ્ય—બીજા પ્રમાણની અપેક્ષાવડે પ્રમાણપણુ—નથી એમ પ્રતિપાદન કરે છે:—

## निजशक्त्यभिव्यक्तेः स्वतःप्रामाण्यम् ॥ ५१ ॥

निजशक्तिज्ञानजनकसामग्रीमात्राधीनं प्रामाण्यम्, न त्वधिकं गुणमपेक्षते, उत्पत्तिपक्षे । ज्ञानपक्षेऽप्यौत्सर्गिकी ज्ञानग्राहकाणां प्रामाण्यबोधशक्तिः । तदभिव्यक्तेः स्वतः प्रामाण्यम्, झटिति प्रवृत्तेश्च । यत्रापि शंकानिवृत्तये प्रामाण्यजिज्ञासार्थं प्रमाणानुसरणं, तत्रापि कारणदोषोत्सारणाय, न गुणाय । अत एवाप्रामाण्यं परतः, तत्र दोषस्यापि कारणत्वादिति ॥५१॥

સૂ૦—પોતાની શક્તિની પ્રકટતાથી સ્વતઃપ્રમાણપણુ [ છે. ] ૫૧

વિ૦:—વેદો અપૌરુષેય હોવા છતા પણ પોપટના મુખમાંથી નીકળેલા વચનોની પેઠે તે અપ્રમાણ નથી. વેદવાક્યોમાં જે પોતાની

શક્તિ ( પોતાનું સ્વાભાવિક સામર્થ્ય ) છે તે અભિવ્યક્ત થવાથી તેનું પ્રમાણપણુ પણ અભિવ્યક્ત થાય છે, એટલે વેદ, ચક્ષુ આદિની પેઠે સ્વત પ્રમાણુ છે. જે પ્રમાણે વેદોના પ્રસિદ્ધ સકામ મત્રોમા અને આયુર્વેદમાં તેમની પોતાની શક્તિ સ્પષ્ટ અભિવ્યક્ત થતી જોવામા આવે છે તેજ પ્રમાણે વેદના અન્ય ભાગમા પણ તેવી રીતની શક્તિ હોવાનુ અનુમાનપ્રમાણથી નક્કી થાય છે. વેદના પ્રસિદ્ધ સકામ મત્રો અને આયુર્વેદ જે ઇચ્છિત ફલ ઉપજાવે છે તે વિવેકીઓને જ્ઞાત છે, તેથી તે વેદભાગ જેમ સ્વત પ્રમાણ-જેના પ્રમાણપણામાટે બીજા પ્રમાણની અપેક્ષા નથી, પણ પોતેજ પોતાનાથી પ્રમાણરૂપ-છે એમ સિદ્ધ થાય છે, તેમ વેદનો બીજો ભાગ પણ સ્વત પ્રમાણરૂપ છે એમ જાણવું ૫૧

પદાર્થોને અસત માનનારાઓના મતમા દૂષણ બતાવે છે —

## नासतः ख्यानं नृशृंगवत् ॥ ५२ ॥

इदं रजतमित्यसदेव शुक्तिरजततादात्म्यं प्रतिभाति । तन्न, असतोऽर्थक्रियाविरहात् ज्ञानजनकत्वानुपपत्तेः, यथा मनुष्यशृंगस्य ॥ ५२ ॥

સૂ૦—મનુષ્યના શિંગડાની પેઠે અસતનુ જ્ઞાન [ થતુ ] નથી ૫૨

વિ૦—જે પદાર્થ અસત્ એટલે માણસનાં શિંગડાની પેઠે મિથ્યા અથવા સ્વરૂપરહિત હોય તેનું પ્રત્યક્ષજ્ઞાન થવાનો અસંભવ છે તેથતત્વ અત્યત મિથ્યા થવાથી જ્ઞાનરૂપ વસ્તુ પણ મિથ્યા થાય. છીપમાં જણાયેલુ રૂપું, દોરડીમાં જણાયેલો સાપ, સ્વપ્નમાં પ્રતીત થતા પદાર્થો, અને મનોરથના પદાર્થો પણ મનના પરિણામરૂપ હોવાથી તેમનુ અત્યંતમિથ્યાપણું નથી " नामात्र उपलब्धेः " ( બાહ્યપદાર્થોના

પ્રત્યક્ષજ્ઞાનથી તેમનો અભાવ સંભવતો નથી, ) આ વેદાંતદર્શનના સૂત્રમાં પણ એમજ કહેલું છે. ૫૨

ભ્રાંતિના પદાર્થોને અને ભ્રાંતિજ્ઞાનને સત્ય માનનાર પ્રભાકરના ( પૂર્વમીમાંસાના એકદેશી અને પૂર્વમીમાંસાના વાર્તિકકાર કુમારિલભટ્ટના શિષ્યના ) મતમાં દૂષણ બતાવે છેઃ—

## न सतो बाधदर्शनात् ॥ ५३ ॥

इदं रजतमिति 'इदमि' ति पुरोवर्तिविषयं, 'रजतमि'ति स्मरणम् । द्वे इमे संविती । भेदाग्रहात्प्रवृत्तिः ॥ न, अभेदग्रहणात्प्रवृत्तिदर्शनात्, नेदं रजतमिति बाधाच्च । न च सम्यग्ज्ञानस्य बाधोऽस्ति । तथा सत्ययं घट इति ज्ञाने जाते 'नायं घट' इति ज्ञानं स्यात् ॥ ५३ ॥

સૂ૦:—બાધના દર્શનથી સતનું [ જ્ઞાન ] નથી. ૫૩

વિ૦:—છીપને છેટેથી રૂપારૂપે જાણી હોય, પણ પાસે જઈને જોતાં જ્યારે તે છીપ છે એમ જણાય છે ત્યારે પૂર્વે થયેલા રૂપાના જ્ઞાનનો બાધ થઈ જાય છે. જો તે સમ્યક્ જ્ઞાન હોય તો તેનો ઉત્તરકાલે બાધ નજ થવો જોઈએ. જેમ ઘડાને ઘડાને રૂપે જાણ્યો હોય તો તેના જ્ઞાનનો વ્યવહારમાં બાધ થતો નથી તેમ. તાત્પર્ય કે ભ્રાંતિકાલે દેખાતી વસ્તુઓ અને તેમનાં જ્ઞાનો સત્ય નથી, જો તેમ હોય તો તેમનો ઉત્તરકાલે બાધ ન થવો જોઈએ. ૫૩

ભ્રાંતિજ્ઞાનના પદાર્થોને અને ભ્રાંતિજ્ઞાનોને અનિર્વચનીય માનનાર વેદાંતના મતમાં દૂષણ બતાવે છેઃ—

## नानिर्वचनीयस्य तदभावात् ॥ ५४ ॥

इदं रजतमित्यसत्त्वेऽपरोक्षज्ञानाभावात् सत्त्वे बाधाभावात्, अतः सदसद्विलक्षणानिर्वचनीयत्वम् । तथा च " न सत्त्वे बाधसंवित्तिर्न मानमसतोऽपि च । न ह्यात्मविरुद्धत्वाद्वस्तत्त्वान्तरं कुतः ॥ मायामयत्वसिद्धौ तु प्रपंचस्य प्रमाणतः। प्रत्यक्षादिप्रमाणानां प्रामाण्यं व्यावहारिकम् ॥ अद्वैतागमवाक्यं तु तत्त्वावेदनलक्षणम् । प्रमाणभावं भजते बाधवैधुर्यहेतुतः ॥ तस्मान्मायामयत्वेऽपि युक्ता ब्रह्मणि मानता । अद्वैतागमवाक्यानामिति तावद्व्यवस्थितम् ॥ " तन्न, इदं रजतमित्यनेनैव निर्वचनीयत्वात्, ' न सन्नासन्नि'त्यनिर्वचनीयत्वेन निर्वचनाच्च ॥ ५४ ॥

સૂ૦ —અનિર્વચનીયનુ [ જ્ઞાન થતું ] નથી, તેના અભાવથી ૫૪

વિ૦ —જે વસ્તુ ને જે જ્ઞાન સત્રૂપ પણ ન કહેવાય, અને જે વસ્તુ ને જે જ્ઞાન અસત્રૂપ પણ ન કહેવાય, તેને અનિર્વચનીય કહે છે એવો અનિર્વચનીય પદાર્થ આ જગતમાં ક્યાય પણ જોવામા આવતો નથી દૃષ્ટ પદાર્થને અનુસારજ અદૃષ્ટ પદાર્થની કલ્પના કરવી જોઇએ જગત્ અને તેમાના પદાર્થો વ્યાવહારિકસત્ છે, અને તત્ત્વજ્ઞાનથી સિદ્ધ થતુ બ્રહ્મ પારમાર્થિકસત્ છે, એટલે જગતમા પ્રતીત થતા પદાર્થોમા અનિર્વચનીયપણુ સિદ્ધ થતુ નથી. ૫૪

અન્યથાખ્યાતિ માનનારા ન્યાયના મતમા દૂષણ બતાવે છે —

## नान्यथाख्यातिः स्ववचोऽव्याघातात् ॥ ५५ ॥

इदं रजतमिति शुक्तिरेव रजतात्मनावभासत इति । न । अन्यदन्यात्मनावभासत इति संविद्विरुद्धम् ॥ ५५ ॥

સૂ૦ —સ્વવચનના વ્યાઘાતથી અન્યથાખ્યાતિ [પણ] નથી ૫૫

વિ૦:—તાર્કિકો અન્ય વસ્તુનું અન્યરૂપે જ્ઞાન થવાને અન્યથાખ્યાતિ કહે છે તાર્કિકોનો એ મત અયોગ્ય છે સસલાના શિંગડાના જેવી જે વસ્તુ અસતરૂપ હોય તેનું બીજે રૂપે એટલે સતરૂપે કરીને ભાન કેમ થઇ શકે? નજ થઇ શકે. જો અસત્ વસ્તુનું સતરૂપે ભાન થાય તો માણસના શિંગડા આદિનું પણ સતરૂપે ભાન થતું જોઇએ, પણ એમ થતું નથી અસતરૂપ જગત્નું સતરૂપથી ભાન થાય છે એમ કહેવામાં વદતોવ્યાઘાતદોષ આવે છે. કોઈ માણસ અન્ય માણસની સમીપ આવીને કહે કે 'મારા મોઢામાં જીભ નથી" તે કથનમાં જેમ વદતોવ્યાઘાતદોષ થાય છે તેમ અસત્નું સતરૂપથી ભાન થવાનું કહેવામાં પણ વદતોવ્યાઘાતદોષ થાય છે કહેલા ઉદાહરણમાં જો બોલનારના મુખમાં જીભ નથી, તો તે બોલ્યો શાથી? એમ બોલનાર પોતે પોતાની મેળે પોતાને જુઠો પાડે તે જગાએ વદતોવ્યાઘાતદોષ થાય છે ૫૫

હવે પોતાનો મત કહે છે —

## सदसत्ख्यातिर्बाधाबाधात् ॥ ५६ ॥

इदं रजतमिति पुरोवर्तिविषयतया सत्, अबाधनात् । रजतविषयतया त्वसत्, बाधात् । तस्मात्सदसती सत्त्वम् ॥५६॥

સૂ૦ —બાધ ને અબાધથી સદસત્ખ્યાતિ [છે] ૫૬

વિ૦:—મહત્તત્ત્વાદિ પ્રકૃતિના કાર્યો પરિણામી છતાં કારણરૂપે નિત્ય હોવાથી સ્વરૂપવડે તેમનો બાધ સંભવે નહિ, તેથી પ્રતીત થતું આ સર્વ જગત્ પ્રકૃતિરૂપે સત્ છે. ચૈતન્યમાં કોઈ પણ દૃશ્યવસ્તુનો વાસ્તવિક સંબંધ ન હોવાથી ચૈતન્યમાં આ જગત્નો બાધ થાય છે, તેથી આ જગત્ અસત્ પણ છે. માટે આ જગત્માં સદસત્ખ્યાતિ માનવી એજ યોગ્ય છે. જોકે સદસદુભયરૂપ પદાર્થ માનવામાં પરસ્પર વિરુદ્ધ ધર્મોનો એક ધર્મીમાં સમાવેશ સંભવે નહિ એ દોષ આવે છે, તોપણ જેમ રાતાપણું બિંબરૂપે સત્ છે, અને સ્ફટિકગત પ્રતિબિંબરૂપે તે અસત્ છે. તથા જેમ સોનીના હાટ આદિમાં રહેલું રૂપું સત્ છે, અને છીપમાં અધ્યસ્તરૂપે પ્રતીત થતું રૂપું અસત્ છે, તેમ રૂપભેદથી એજ જગતને કારણરૂપે સત્ ને કાર્યરૂપે અસત્ એમ સદસદ્ઉભયરૂપ માનવામાં કોઈ વિરોધ આવતો નથી. તેથી તેમ માનવું નિર્દોષ છે. ૫૬

વ્યાકરણને અનુસરનારાઓએ માનેલા સ્ફોટનું નિરાકરણ કરે છે—

## प्रतीत्यप्रतीतिभ्यां न स्फोटात्मकः शब्दः ॥५७॥

प्रतीतिर्वर्णेषु, अप्रतीतिः स्फोटे। तस्मान्न स्फोटात्मकः शब्दः। यदि वर्णाः किंचिदपि न प्रतिपादयन्ति, स्फोटप्रतिपादनमपि कुतः। अथ प्रतिपादयन्ति, किमन्तर्गडुना स्फोटेन, वर्णा एव प्रतिपादकाः सन्तु। नानात्वादपि न स्फोटसिद्धिः॥५७॥

સૂ૦—પ્રતીતિથી ને અપ્રતીતિથી શબ્દ સ્ફોટરૂપ નથી. ૫૭

વિ૦:—શબ્દના અવયવભૂત પ્રત્યેક અક્ષરમાં પરતું જ્ઞાન ઉપજાવવાનું સામર્થ્ય નથી. ક્, અલ્, અશ્, અ એ બધા અક્ષરો જ્યારે

આનુપૂર્વીના ક્રમથી ઉચ્ચારણ થાય ત્યારે તેમાથી એક "કલશ" એવી રીતના આકારનો અખંડશબ્દ સ્ફુટિત અર્થાત્ અભિવ્યક્ત થાય છે. અભિવ્યક્ત થયેલો તે સ્ફોટરૂપ શબ્દજ ઘડાનો બોધક થાય છે. આવી રીતનો વ્યાકરણવાળા આદિનો મત છે, પણ સાંખ્યાચાર્યો એ મતને સ્વીકારતા નથી તેઓ કહે છે કે વર્ણોવડે (વર્ણોના સમુદાયવડે) સ્ફોટ (અર્થનું સ્પષ્ટીકરણ કરનારો શબ્દ) ઉપજે, ત્યારપછી તે સ્ફોટદ્વારા અર્થનો બોધ થાય એવી રીતની કલ્પના કરવાના કરતા વર્ણોના ક્રમદ્વારાજ—ક્રમપૂર્વક ઉચ્ચારેલા વર્ણોના સમૂહથીજ—પદાર્થોનુ જ્ઞાન થાય છે એ કલ્પના ઉત્તમ છે ૫૭

પૂર્વે વેદોના નિત્યપણાનુ ખડન કર્યું છે, હવે સર્વ શબ્દોના નિત્યપણાનુ ખડન કરે છે —

## न शब्दनित्यत्वं कार्यताप्रतीतेः ॥ ५८ ॥

प्रत्यक्षादेः शब्दश्रवणानन्तरं नास्तीति प्रतीतेः । अन्यथा घटस्यापि नित्यत्वं स्यात् ॥ ५८ ॥

સૂ૦—કાર્યપણાની પ્રતીતિથી શબ્દનુ નિત્યપણુ નથી. ૫૮

વિ૦—ઘટાદિ શબ્દ નિત્ય નથી, પણ અનિત્યજ છે. અમુક શબ્દ ઉત્પન્ન થયો તથા અમુક નષ્ટ થયો ઇત્યાદિ પ્રતીતિથી શબ્દોનું કાર્યપણુ તથા વિનાશીપણુ સિદ્ધ થાય છે પ્રત્યભિજ્ઞાથી (આગળ એક વાર સાભળેલા શબ્દના પુન શ્રવણથી) શબ્દોમા નિત્યપણુ માનવાની અગત્ય નથી, કારણ કે તે પ્રત્યભિજ્ઞા તો તે શબ્દની જાતિને અર્થાત્ ઘટાદિ શબ્દની ઘટત્વાદિ જાતિને વિષય કરવાથી પણ સભવી શકે છે, જો એમ નહિ માનીએ તો પ્રત્યભિજ્ઞાથી ઘડા આદિ નાશવાળા પદાર્થોને પણ નિત્ય માનવા પડશે જે સર્વથા અયોગ્ય છે ૫૮

એ કથનમાં પૂર્વપક્ષી શકા કરે છે —

## पूर्वसिद्धसत्त्वस्याभिव्यक्तिर्दीपेनेव घटस्य ॥५९॥

यथान्धकारस्थो घटो दीपेनाभिव्यज्यते, तथा वर्णा ध्वनिभिर्व्यज्यन्ते। तदभावान्न सन्तीति प्रतिभानं, न त्वसत्त्वात् । ५९

સૂ० —પૂર્વસિદ્ધ વસ્તુની અભિવ્યક્તિ [ થાય છે, ] જેમ દીવાવડે ઘટની [ તેમ ] ૫૯

વિ૦ —દીવો જેમ અંધારામાં રહેલી ઘટાદિ વસ્તુઓને પ્રકાશવાળી કરે છે તેમ વાણી આદિથી થતો ધ્વનિ પણ પૂર્વસિદ્ધ અક્ષરને અને શબ્દને વ્યક્ત ( પ્રકટ ) કરે છે તે ધ્વનિના નાશથી શ્રોતાને અક્ષરના તથા શબ્દના નાશની ભ્રાંતિ થાય છે, પણ વાસ્તવિક રીતે તે અક્ષરનો તથા શબ્દનો નાશ થતો નથી આમ છે, માટે શબ્દને અનિત્ય માનવો એ યોગ્ય નથી ૫૯

પૂર્વપક્ષીની એ શંકાનું સમાધાન કરે છે —

## सत्कार्यसिद्धांतश्चेत्सिद्धसाधनम् ॥ ६० ॥

अभिव्यक्तिमाश्रित्य नित्यत्वमुच्यते, ततः सत्कार्यसिद्धान्तश्चेत, सिद्धसाधनम् ॥ ६० ॥

સૂ० —[ જો ] સત્કાર્યસિદ્ધાંત [ માનો ] તો સિદ્ધસાધન [ થાય છે ] ૬૦

વિ૦ —એવી રીતે ( પૂર્વસૂત્રના વિવેચનમાં કહેલી રીતે ) કહેવાથી પુન અમારા સત્કાર્યસિદ્ધાંતનો ( કાર્ય પોતાના ઉપાદાનકારણમાં સદ્રૂપે રહે છે એ સિદ્ધાંતનો ) સ્વીકાર થાય છે, એટલે સિદ્ધસાધનદોષ ( જે વસ્તુ સિદ્ધ હોય તેને સાધનરૂપ ગણવાનો દોષ ) ઉપજે છે અને ગતાવસ્થાના ત્યાગપૂર્વક ઉત્પન્ન થયેલા શબ્દની વર્તમાનાવસ્થાને જો તમે અભિવ્યક્તિ કહેશો તો તેમ કહીને તમારે શબ્દની નિત્યતા

પ્રતિપાદન કરવાનું કાંઇ પ્રયોજન નથી, કેમકે તેવી રીતની નિયતા તો સર્વ કાર્યમાં છે. ૬૦

હવે અદ્વૈતવાદનું ખંડન કરે છેઃ—

**नाद्वैतमात्मनो लिंगात्तद्भेदप्रतीतेः ॥ ६१ ॥**

जरामरणादिलिंगनियमात् । पूर्वत्र सिद्धवदुक्तं, इदानीं साध्यत इत्यपौनरुक्त्यम् ॥ ६१ ॥

સૂ૦:—લિંગથી તેના ( આત્માના ) ભેદની પ્રતીતિથી આત્માનું અદ્વૈત નથી. ૬૧

વિ૦:—સર્વ પુરુષોનો અત્યંત અભેદ નથી, કેમકે જરા, મરણ, જન્મ, બંધ ને મોક્ષાદિના સંબંધમાં પુરુષોની ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ જોવામાં આવે છે. પુરુષોની આવી ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિથી પુરુષોની ભિન્નતા સિદ્ધ થાય છે, તેમનું એકપણું સિદ્ધ થતુ નથી. ૬૧

આત્મા અને અનાત્માનો અભેદ માનવામાં પ્રત્યક્ષ-પ્રમાણુ બાધક છે એમ પ્રતિપાદન કરે છેઃ—

**नानात्मनाऽपि प्रत्यक्षबाधात् ॥ ६२ ॥**

न अनात्मना घटादिना आत्मन एकत्वं, घटादीनां बाह्यत्वेन भेददर्शनात् । एकत्वे घटादीनामात्मत्वमात्मनश्च परिणामित्वमिति ॥ ६२ ॥

સૂ૦:—પ્રત્યક્ષના બાધથી જડથી પણ [ આત્માનો અભેદ ] નથી. ૬૨

વિ૦—જો તમે આત્માનો અનાત્માની (જડની) સાથે અભેદ માનશો તો ઘટનો તથા પટનો આત્માથી અભેદ થવાથી તેમનો પણ પરસ્પર અભેદ થશે. આમ થાય તો પછી મનુષ્યોને તેમનુ જે પૃથક્ પૃથક્ જ્ઞાન થાય છે તે ન થવુ જોઈએ આત્માનો ને અનાત્માનો અભેદ માનતા આમ પ્રત્યક્ષપ્રમાણની સાથે વિરોધ આવે છે, માટે તેમનો અભેદ સ્વીકારી શકાય નહિ. ૬૨

એ વિષયને દૃઢ કરવામાટે સિદ્ધ થયેલા અર્થને પણ પુનઃ કહે છેઃ—

## नोभाभ्यां तेनैव ॥ ६३ ॥

अबाधितप्रत्ययेनैव भेददर्शनात् ॥ ६३ ॥

સૂ૦—તેથીજ બંનેની [ સાથે અભેદ ] નથી. ૬૩

વિ૦—પૂર્વોક્ત હેતુથીજ જડરૂપ પ્રકૃતિની ને પ્રકૃતિના કાર્યોની સાથે આત્માનો અભેદ અસિદ્ધ છે ૬૩

ત્યારે "आत्मैवेदं सर्वम्" (આ સર્વ આત્માજ છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં સર્વ વસ્તુઓને આત્મરૂપ કહેલી છે તેની શી વ્યવસ્થા થશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

## अन्यपरत्वमविवेकानां तत्र ॥ ६४ ॥

अन्धानां तच्छ्रुतेरन्यपरत्वं सामान्यपरत्वम् ॥ ६४ ॥

સૂ૦—તેમાં અવિવેકીઓનુ અન્યપરપણુ (ઉપાસના-પરપણું) [ કહ્યું છે. ] ૬૪

સ્વરૂપની પણ સિદ્ધિ થવી જોઈએ, એમ શંકા થાય તો તેનુ સમાધાન કરે છે—

## नैकस्यानंदचिद्रूपत्वे द्वयोर्भेदात् ॥ ६६ ॥

आनंदः सुखम् । चित् ज्ञानम् । आनंदचिद्रूपत्वे द्वैतत्वापत्तिः । न च 'आनन्दो न विषयजं सुखम्, चित्तिर्वा वृत्तिज्ञानम्, किन्त्वन्यदेवालौकिकमि'ति वाच्यं, अलौकिकत्वेनाप्रामाणिकत्वात् । प्रामाणिकत्वे प्रमाणसत्त्वेनैव द्वैतत्वम् । किंच, आत्मन आनंदरूपत्वं आनंदधर्मत्वं वा । आनंदधर्मत्वे द्वैतत्वापत्तिः, निर्गुणत्वादिश्रुतिविरोधश्च । आनंदरूपत्वे संसारावस्थायां कथमानंदो नानुभूयते । अविद्यातिरोधानादिति चेत्, अमूर्तत्वादविद्याया न तया कुड्यवत्तिरोधानसंभवः । अथाभिभवस्तिरोधानशब्दार्थः । नित्यस्य विभुनो नाभिभवः । अविद्याया मिथ्यात्वादात्मनः सत्यत्वाच्चानयोः संबंधः, वस्त्ववस्तुनोः संबंधाभावात्, संबंधे वा निःसंगादिश्रुतिविरोधः । आनंदानुभवे च कर्मकर्तृविरोधः । किंचानंदात्मत्वे किं प्रमाणम् । किं प्रमाणानुसरणेन, स्वयमेव प्रमाणरूपत्वादात्मन इति चेत्, तन्न, प्रमाणव्यवस्थार्थं प्रमेयस्वीकारात् । प्रमेयाभावात्किं प्रमाणेन परिच्छेत्तव्यम् । प्रमित्युपधानाभावाच्च प्रमाणत्वमेव नास्ति ॥ चिद्रूपत्वं च नानंदरूपत्वं, द्वयोर्भेदात्, तयोरलौकिकत्वेनाभेदसिद्धिरित्यपि न, अलौकिकत्वादेर्व्याप्तिग्रहणाभावात् । ततो नात्मनो द्विरूपत्वमिति । यदि च मुक्तावानंदो नानुभूयते,

किं तेन। अनुभूयते चेत्, अनुभवितन्तुभवानुभवनीया वाच्याः। यथा च यावद्देहभावित्वेनात्मसाक्षात्कारादपि समाधिरित्युच्यते, देहपातानन्तरमात्मनः स्थितिरिति क्व समाधिः। तथा च "समाधौ सकलदुःखनिवृत्तेरानन्दलाभ" इत्यभिमन्यते। देहाभावात्समाधिनाशे क्वानन्दानुभवः। एवं च मुक्तावानन्दानुभवो भ्रांत इति ॥ ६६ ॥

સૂ૰—બનેના ભેદથી એકનુ આનદરૂપપણું ને ચિદ્રૂપપણું નથી ૬૬

વિ૰—પુરુષને દુ ખના જ્ઞાનકાલમા સુખનો અનુભવ થતો નથી તેથી સુખ અને જ્ઞાન એ બનેનો ભેદ સિદ્ધ થાય છે વળી આત્મરૂપ એકધર્મીમા આનંદરૂપતા અને ચૈતન્યરૂપતા એ બને વિરુદ્ધ-ધર્મોનુ સાથે રહેવુ સભવતુ નથી જ્ઞાનવિશેષસુખરૂપ ( એક પ્રકારના જ્ઞાનરૂપ સુખ એ ) આત્મા છે એમ કહેવુ પણ આત્મા અખડ હોવાથી સભવે નહિ. આત્મા અખડ હોવાથી ચૈતન્યના અનુભવકાલમા સુખસ્વરૂપપર આવરણ હોવાથી આત્માના સુખસ્વરૂપનુ ભાન નથી થતું એમ કહેવુ પણ સભવતું નથી આત્માના આનદસ્વભાવપર તમે જે કાલમાં આવરણ માનશો તે કાલમા હુ દુ ખને જાણુ છુ એવી પ્રતીતિ આત્મા અખડ હોવાથી સભવી શકશે નહિ આનદના આવરણકાલમા જો તમે ચૈતન્યનુ ભાન માનશો તો આત્માના અશ માનવા પડશે, ને તેથી આત્મા સાવયવ થશે, અને તેમ થવાથી તે અનિત્ય થશે આત્માના આનદરૂપપણાનો બોધ કરનારી શ્રુતિની સાથે વિરોધ થવાથી પૂર્વોક્ત તર્કોને અસત્ તર્કો માનવા એ પણ યોગ્ય નથી, કારણ "नानद न निरानद" ( બ્રહ્મ આનદરૂપ પણ નથી, ને દુ ખરૂપ પણ નથી, ) એ શ્રુતિમા તથા "अद्दु समसुख

ब्रह्म भूतभव्यभवात्मकम्" ( દુ:ખથી ભિન્ન, સુખથી ભિન્ન, ને ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાલમા વિદ્યમાન તે બ્રહ્મ છે.) એ સ્મૃતિમા બ્રહ્મ આનંદથી ભિન્ન છે એમ પણ પ્રતિપાદન કરેલુ છે. ૬૬

હવે આત્માના આનંદરૂપપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓની વ્યવસ્થા કરે છે—

दुःखनिवृत्तेर्गौणः ॥ ६७ ॥

व्यक्तम् ॥ ६७ ॥

સૂ૦—દુ:ખની નિવૃત્તિ [ આનંદ ] ગૌણ [ છે. ] ૬૭

વિ૦—આત્મા આનંદમય છે એમ કહેનારી શ્રુતિઓનો તે ( આત્મા આનંદરૂપ છે એ ) પ્રયોગ ગૌણ છે, અર્થાત્ આત્મામા ત્રણ પ્રકારના દુ:ખોનુ અત્યંતનિવૃત્તિનો લક્ષ્ય કરીને અથવા આત્મામા ઔપાધિક ( અંત:કરણમા વધેલા સત્ત્વગુણરૂપ ઉપાધિથી ઉપજતા ) આનંદનો લક્ષ્ય કરીને શ્રુતિઓમા આત્માને આનંદમય કહ્યો છે સાંખ્યમતમા વસ્તુના અભાવને તે વસ્તુના અધિકરણસ્વરૂપ માનવામાં આવે છે, તેથી ત્રિવિધ દુ:ખની અત્યંતનિવૃત્તિ આત્મરૂપજ છે, તેનાથી ભિન્ન નથી. ૬૭

શ્રુતિમા એવો ગૌણ પ્રયોગ કરવાનુ પ્રયોજન બતાવે છે—

विमुक्तिप्रशंसा मंदानाम् ॥ ६८ ॥

मन्दानां तामसानाम् । विमुक्तिप्रशंसा प्रवर्तनार्थं प्रोत्साहनमिति ॥ ६८ ॥

સૂ૦—અવિવેકીઓમાટે મુક્તિની પ્રશંસા [છે] ૬૮

વિ૦:—ત્રિવિધદુ ખના અત્યંતાભાવરૂપ આત્માનું વાસ્તવિકસ્વરૂપ જે મુક્તિ, તે મુક્તિની સુખરૂપતાના પ્રતિપાદનનું, મુક્તિની સ્તુતિના પ્રતિપાદનદ્વારા સુખેચ્છુ અવિવેકી પુરુષોને મુક્તિ મેળવવાના તેમના પ્રયત્નમા પ્રોત્સાહન કરવુ, એ પ્રયોજન છે. આત્મા વસ્તુતાએ આનદસ્વરૂપ છે એવું પ્રતિપાદન કરવામાં શ્રુતિની મુખ્ય પ્રવૃત્તિ નથી. ૬૮

મનનું વ્યાપકપણું નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

**न व्यापकत्वं मनसः करणत्वादिंद्रियत्वाद्वा ॥६९॥**

यच्च 'शिरसि मे वेदना, पादे मे सुखमि'ति ज्ञानं मनसो विभुत्वं प्रतिपादयति, तदाशुसंचारित्वात्क्रमाग्रहणनिमित्तम् । नानेन विभुत्वसिद्धिः ॥ ६९ ॥

સૂ૦:—કરણપણાથી અથવા ઇંદ્રિયપણાથી મનનુ વ્યાપકપણુ નથી. ૬૯

વિ૦:—જેમ કુવાડો આદિ કરણ અને ચક્ષુ આદિ ઇંદ્રિય વ્યાપક નથી, પણ પરિચ્છિન્ન છે, તેમ મન કરણ હોવાથી અને ઇંદ્રિય હોવાથી તે મન પણ વ્યાપક નથી, પરંતુ પરિચ્છિન્ન છે.

શંકાઃ—મનને દૂર રહેલા પદાર્થોનું તુરત જ્ઞાન થાય છે, તેથી તે મન વ્યાપક હોવું જોઇએ.

સમાધાનઃ—મનની ગતિ અતિવેગવાળી છે, તેથી તેને તુરત દૂરના પદાર્થોનુ જ્ઞાન થાય છે. એમ થવાથી તેનું વ્યાપકપણું હશે એમ અવિવેકીઓના વિચારમાં આવે છે, પણ તેનુ વ્યાપકપણું નથી. મનનું મધ્યમપરિમાણ ( શરીરજેવડું પરિમાણ ) છે, જે પૂર્વે પ્રતિપાદન

થઈ ગયુ છે. વાયુથી, વીજળીથી ને પ્રકાશથી પણ મનનો વેગ વધારે છે ૬૯

તેના સંબંધમા હેતુ કહે છે —

## सक्रियत्वाद्गतिश्रुतेः ॥ ७० ॥

सक्रियत्वादित्यनुमानं दर्शितम् । गतिश्रुतेरिति शब्दो दर्शितः ॥ ७० ॥

સૂ૦:—સક્રિયપણાથી [ ને ] ગતિની શ્રુતિથી [ તે ક્રિયાવાળું છે. ] ૭૦

વિ૦:—મન ક્રિયાવાળુ છે, તે એક વિષયનો ત્યાગ કરીને બીજા વિષયને ગ્રહણ કરે છે તેથી, જે જે એક વિષયનો પરિત્યાગ કરીને બીજા વિષયને ગ્રહણ કરે છે તે તે ક્રિયાવાળું હોય છે, જેમ નેત્ર આ અનુમાનપ્રમાણથી મન ક્રિયાવાળુ છે એમ નક્કી થાય છે; અને શ્રુતિરૂપ શબ્દપ્રમાણથી પણ તે ગતિરૂપે ક્રિયાવાળુ છે એમ સિદ્ધ થાય છે "मनसो जवीयः ॥" (પરમાત્મા મનથી વધારે વેગવાળા છે, ) એ શ્રુતિમાં મનને ગતિવાળું કહેલુ છે. એવી રીતે ઇંદ્રિયોની સાથે મળીને ક્રિયા કરવાથી તથા વૃત્તિવડે દૂરદેશપર્યંત જવાથી મન વ્યાપક નથી, પણ પરિચ્છિન્ન છે એમ સિદ્ધ થાય છે. ૭૦

મન નિત્ય નથી એમ પ્રતિપાદન કરે છે —

## न निर्भागत्वं तद्योगाद् घटवत् ॥ ७१ ॥

न निर्भागत्वं नाकारणवत्त्वम् । तद्योगात् भागयोगात् । किमस्य कारणम् । अहङ्कारः । यद्वैकेन युगपद्योगात्परमाणूनां सभागत्वसिद्धिः । तस्माद्घटादिवदनित्यं मनः ॥ ७१ ॥

સૂ૦:—[ મનનું ] અવયવરહિતપણું નથી, તેના ( ઇંદ્રિયોના ) સંબંધથી, ઘડાની પેઠે. ૭૧

વિ૦:—મન નિર્ભાગ અર્થાત્ નિરવયવ ( અવયવરહિત ) નથી. આ સિદ્ધાંતપ્રમાણે તેની ઉત્પત્તિ અહંકારમાંથી થયેલી છે, અને બહારના વિષયોનું જ્ઞાન મેળવવા તે નેત્રાદિ ઇંદ્રિયોની સાથે સંબંધવાળું થાય છે, માટે તે સાવયવ હોવાથી ઘટાદિની પેઠે અનિત્ય છે, નિત્ય નથી. મન જો નિરવયવ એટલે અણુજેવડું હોય તો અવયવરહિત અણુપરિમાણવાળાનો બીજાની સાથે સંબંધ થઇ શકે નહિ. ૭૧

નિત્ય ને અનિત્યનો વિભાગ બતાવે છે:—

## प्रकृतिपुरुषयोरन्यत्सर्वमनित्यम् ॥ ७२ ॥

स्पष्टम् ॥ ७२ ॥

સૂ૦:—પ્રકૃતિપુરુષથી ભિન્ન સર્વ અનિત્ય [ છે. ] ૭૨

વિ૦:—આ વિશ્વમાં પ્રકૃતિ તથા પુરુષવિનાની બીજી સર્વે વસ્તુઓ અનિત્ય છે, તે બેથી ભિન્ન કોઇ પણ વસ્તુ નિત્ય નથી. ૭૨

દિશા ને કાલ આદિ નિત્ય હોવાથી બીજી સર્વ વસ્તુઓ અનિત્ય છે એમ કેમ કહેવાય એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

## न भागलाभो भोगिनो निर्भागत्वश्रुतेः ॥ ७३ ॥

न कारणलाभो भोगिनो जगत्कारणस्य प्रधानस्य, निर्भागत्वश्रुतेः "मूलकारणत्वान्नास्य कारणान्तरमि"ति श्रुतेः ॥७३॥

સૂ૦:—નિરવયવપણાની શ્રુતિથી પ્રકૃતિપુરુષને અવયવની પ્રાપ્તિ નથી. ૭૩

વિ૦ —પ્રકૃતિ અને પુરુષ એ બેજ તત્ત્વ નિરવયવ અને નિત્ય છે તે વિનાના બીજા તત્ત્વો ને અન્ય સર્વે વસ્તુએ સાવયવ અને અનિત્ય છે દિશા ને કાલ આદિ પૃથક્ તત્ત્વ નથી એ આગળ (૨-૧૨) મા કહેવાઇ ગયુ છે, એટલે તે બધામા નિત્ય અને અનિત્ય એવો વિભાગ થતો નથી પ્રકૃતિમા તથા પુરુષમા સાવયવપણુ નથી, પણ તે બને નિરવયવ છે એમ 'निष्कल निष्क्रिय शांत" (નિરવયવ, ક્રિયારહિત ને શાત) ઇત્યાદિ શ્રુતિમા પણ જણાવેલું છે ૭૩

આત્મામા આનદની અભિવ્યક્તિ થવી એ મોક્ષ નથી એમ પ્રતિપાદન કરે છે —

## नानंदाभिव्यक्तिर्मुक्तिर्निर्धर्मत्वात् ॥ ७४ ॥

मुक्तो धर्मधर्मिभावाभावात् । साभिव्यक्तिः किं सर्वदास्ति । संसारदशायामपि मुक्तिप्रसंगः । अथ मुक्तौ क्रियते । कार्यभावस्यावश्यं नाशात्पुनरनिर्मोक्ष इति ॥ ७४ ॥

સૂ૦ —[ આત્માના ] ધર્મરહિતપણાથી આનદની અભિવ્યક્તિ [ તે ] મુક્તિ નથી ૭૪

વિ૦ —આત્મામાં આનદની અભિવ્યક્તિ થવી એ મુક્તિ એમ માનવુ યુક્તિયુક્ત નથી, કેમકે આત્મા નિર્ધર્મક–સર્વધર્મરહિત–છે, એટલે તેમાં આનદરૂપ અથવા તેની અભિવ્યક્તિરૂપ ધર્મ હોવાનો વા ઉપજવાનો સભવ નથી. ૭૪

આત્માના વિશેષગુણોનો નાશ એ પણ મુક્તિ નથી એમ કહે છે —

## न विशेषगुणोच्छित्तिस्तद्वत् ॥ ७५ ॥

विशेषनिषेधात्सामान्यगुणस्वीकारः । तथा च गुणयोगादनिर्मोक्षः ॥ ७५ ॥

સૂ૦—તેવી રીતે [ આત્માના ] વિશેષગુણોનો નાશ [ તે પણ મુક્તિ ] નથી ૭૫

વિ૰:—ધર્મરહિત અસગ આત્મામા કોઇ પણ જાતનો ધર્મ હોવાનો સભવ નથી એ ઉપર કહેવાઇ ગયુ છે તે કારણથી તેના સર્વ વિશેષગુણોનો નાશ એ પણ મોક્ષ નથી, કેમકે તેના વિશેષધર્મના નિષેધથી તેના સામાન્યધર્મનો સ્વીકાર કરવો પડશે, જે અસગ અને ધર્મરહિત આત્મામાં સભવી શકે નહિ ૭૫

પૃથિવીની ઉપરના લોકોમા ગતિ થવી એ પણ આત્માની મુક્તિ નથી, એમ પ્રતિપાદન કરે છે —

## न विशेषगतिर्निष्क्रियस्य ॥ ७६ ॥

नोर्ध्वगत्या मुक्ति', "निर्गुणनिष्क्रियनिर्धर्मक आत्मे" ति श्रुतेः। कुतो मुक्तिः, हस्तिकृमिदेहपरिणामित्वेन संकोचनिकासाभ्या सावयत्वेनानित्यश्च स्यात् ॥ ७६ ॥

સૂ૦—નિષ્ક્રિયની વિશેષગતિ [સભવતી] નથી ૭૬

વિ૰—ઊર્ધ્વગતિ લિંગદેહની થઈ શકે, પણ અક્રિય આત્માની ઊર્ધ્વગતિ થઇ શકે નહિ આત્મા સ્વભાવથીજ સર્વ ક્રિયાથી રહિત છે લિંગદેહના સબધવડે જો આત્માની ઊર્ધ્વગતિ માનવામા આવે તો તે નિરતિશયમોક્ષ નથી, પણ સાતિશય ( ન્યૂનાધિકતારૂપ અતિશયવાળો ) ક્રમમોક્ષ છે ૭૬

ક્ષણિકવિજ્ઞાનવાદીએ માનેલી મુક્તિમા દૂષણ દેખાડે છે —

**नाकारोपरागोच्छित्तिः क्षणिकत्वादिदोषात् ॥७७॥**

स किमाकारो ज्ञानस्वरूपः । तथा च ज्ञानस्याप्युच्छेद इति कस्य मुक्तिः । अथ धर्मः । क्षणिकत्वात्सर्वदा तन्नाशे संसारिणामपि मुक्तिः स्यात् । अथ वासनावशात्तदा न मुच्यते, वासनोच्छित्तिरेव मोक्षोऽस्तु, किमाकारोपरागोच्छित्त्या ॥ आदिशब्दात्स्वच्छसंवित्प्रवाहस्यापि नश्वरत्वात्कस्य मुक्तिरिति ॥ ७७ ॥

સૂ૦—ક્ષણિકપણાદિના દોષથી [ વિષયના ] આકારના ઉપરાગનો ( વાસનાનો ) નાશ [ તે મોક્ષ ] નથી. ૭૭

વિ૦—ક્ષણે ક્ષણે વિનાશ પામનારુ ક્ષણિકવિજ્ઞાનજ આત્મા છે. તેનો જે ઘટપટાદિરૂપ વિષયાકાર થવો તે તેને બન્ધ છે, ને તે વિષયાકારપણાની વાસનારૂપ પ્રતીત થતા સમ્બન્ધનો નાશ થવો એ મોક્ષ છે ક્ષણિકવિજ્ઞાનવાદીનો તે મત અયોગ્ય છે, કારણ કે જો સર્વ વસ્તુઓ તેમણે ક્ષણિક માની તો તેમણે માનેલો મોક્ષ પણ ક્ષણિકજ થયો. જો મોક્ષ ક્ષણિક હોય તો પછી આવો ક્ષણિક મોક્ષ મેળવવામાટે વિવેકી પુરુષોની કેમ પ્રવૃત્તિ થઇ શકશે ? નહિજ થઇ શકે ૭૭

હવે અભાવવાદીના મોક્ષનુ ખંડન કરે છે—

**न सर्वोच्छित्तिरपुरुपार्थत्वादिदोषात् ॥ ७८ ॥**

स्पष्टम् ॥ ७८ ॥

સૂ૦—અપુરુષાર્થપણાદિરૂપ દોષથી સર્વનો નાશ [ તે મુક્તિ ] નથી ૭૮

વિ૦—પુરષોની ઇચ્છાના અવિષયપણા આદિરૂપ દોષથી સર્વનો નાશ એ મુક્તિ નથી. પોતાના આત્માના નાશની ઇચ્છા કોઇ પણ વિવેકી પુરુષ કરે નહિ, તેથી જ્ઞાનરૂપ આત્માના સર્વથા સ્વરૂપનાશને મોક્ષ કહેવો એ અયોગ્ય છે. ૭૮

શૂન્ય પણ મુક્તિ નથી એમ પ્રતિપાદન કરે છે—

## एवं शून्यमपि ॥ ७९ ॥

अपुरुषार्थत्वादेः । आदिशब्दादनुष्ठानाभावः सूचितः । यद्यात्मा स्वीक्रियते, तदा तत्परिपन्थिनि द्वेषः, तदनुकूले च स्नेह इति तयोर्बन्धहेतुत्वादनिर्मोक्षः स्यात् । मैवम् । न हि रागद्वेषमात्राद्‌बन्धः,किंतु तद्विशेषात् । यथा बौद्धपक्ष एव न संवित्संतानमात्राद्‌बन्धः, स्वच्छसंवित्संतानस्य मोक्षांगत्वात्, तथा कैवल्यात्मपरिपन्थिनि द्वेषान्निरुपहितात्मस्थितौ रागान्न बन्धः, प्रत्युत मोक्षहेतुत्वमेवेति ॥ ७९ ॥

સૂ૦—એવી રીતે શૂન્ય પણ [ મોક્ષ નથી. ] ૭૯

વિ૦—જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાનરૂપ સર્વ સંસારના વિનાશરૂપ જે શૂન્ય તે પણ વાસ્તવિક મોક્ષ નથી પોતાના સ્વરૂપના વિનાશની ઇચ્છા કોઇ પણ સમજુ મનુષ્ય કરે નહિ, આ વાત લોકપ્રસિદ્ધજ છે ૭૯

ઉત્તમદેશાદિના લાભથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી એમ પ્રતિપાદન કરે છે —

## संयोगाश्च वियोगान्ता इति न देशादिलाभोऽपि ॥ ८० ॥

देशसंयोगस्य वियोगान्तत्वात्पुनः संसारः। आदिशब्दात्कालकर्मणोरपि परिग्रहः। कालयोगस्याप्येवम्। कर्मणश्च क्षयित्वात्पुनः संसार इति ॥ ८० ॥

સૂ૦ —અને સયોગો વિયોગરૂપ અંતવાળા [ છે, ] માટે દેશાદિનો લાભ [ મોક્ષ ] નથી ૮૦

વિ૦:—ઉત્તમ દેશ ઉત્તમ દ્રવ્ય, ને ઉત્તમ દારાદિના સ્વામીપણાની પ્રાપ્તિ પણ વાસ્તવિક મોક્ષ નથી, જે વસ્તુનો મનુષ્યની સાથે સયોગ થાય છે તે વસ્તુનો અવશ્ય તેનાથી વિયોગ પણ થાય છે, કેમકે સયોગો વિયોગરૂપ અંતવાળા છે, તેથી ઉત્તમ દેશાદિના સ્વામીપણાની પ્રાપ્તિ પણ વિનાશી હોવાથી વાસ્તવિક મોક્ષરૂપ નથી ૮૦

જીવનો ઈશ્વરમા લય થાય એ પણ મુક્તિ નથી એમ પ્રતિપાદન કરે છે —

## न भागियोगो भागस्य ॥ ८१ ॥

न ब्रह्मणो भागो जीवात्मा, ब्रह्मणो भागाभावात्। योगस्य वियोगान्तत्वात्पुनर्बन्धप्रसंगः। अथ संसारकारणाभावान्न वियोग इति, एवं च स एवास्तु, किं भागायोगकल्पनया ॥ ८१ ॥

સૂ૦ —અંશનો અંશીમા લય [પણ મોક્ષ] નથી ૮૧

વિ૦ —પુરુષનો જેની સાથે સયોગરૂપ લય થાય તેની સાથે પરિણામે અવશ્ય તેનો વિયોગ પણ થવાનોજ વળી પોતાના સ્વરૂપના લયની ઇચ્છા કોઇ સમજુ પુરુષમા હોય પણ નહિ, તેમજ પૂર્વે પ્રતિપાદન કર્યા પ્રમાણે નિત્ય ઈશ્વરની અસિદ્ધિ છે આ કારણોથી

ઈશ્વરના અશરૂપ જીવનો અંશિરૂપ ઈશ્વરમાં લય તે મોક્ષ એમ માનવું યોગ્ય નથી. ૮૧

અણિમાદિ સિદ્ધિની પ્રાપ્તિ એ પણ વાસ્તવિક મોક્ષ નથી એમ કહે છે:—

**नाणिमादियोगोऽप्यवश्यंभावित्वात्**
**तदुच्छित्तेरितरयोगवत् ॥ ८२ ॥**

तेषामपि कार्यत्वादनित्यत्वम् । आदिशब्दाल्लघिमा गरिमा प्राप्तिः प्राकाम्यमीशित्वं वशित्वं यत्रकामावसायित्वमिति ॥ ८२ ॥

સૂ૦:—અન્યની પ્રાપ્તિની પેઠે તેના નાશના અવશ્યભાવીપણાથી અણિમાદિની પ્રાપ્તિ પણ [ મુક્તિ ] નથી. ૮૨

વિ૦:—અણિમાદિ આઠ પ્રકારની સિદ્ધિઓની પ્રાપ્તિ પણ વાસ્તવિક મોક્ષ નથી, કેમકે તે સિદ્ધિઓ કાર્યરૂપ હોવાથી અવશ્ય અનિત્ય છે, એટલે બીજા સંબંધોનો જેમ અવશ્ય વિનાશ થાય છે તેમ પ્રાપ્ત થયેલી સિદ્ધિઓનો પણ અવશ્ય વિનાશ થાય છે. પુરુષનો ને તેમનો સબંધ અનંતકાલપર્યંત રહેવો સંભવિત નથી. ૮૨

ઈંદ્રાદિ પદની પ્રાપ્તિ પણ વાસ્તવિક મોક્ષ નથી એમ જણાવે છે:—

**नेन्द्रादिपदयोगोऽपि तद्वत् ॥ ८३ ॥**

अनित्यत्वात् ॥ ८३ ॥

સૂ૦:—તેવી રીતે ઈંદ્રાદિના પદનો લાભ પણ [ મુક્તિ ] નથી. ૮૩

વિ૦:—અણિમાદિ સિદ્ધિઓની પેઠે વિનાશી હોવાથી ઇંદ્રાદિના ઐશ્વર્યવાળા અધિકારની પ્રાપ્તિ પણ વાસ્તવિક મોક્ષ નથી જેમ રાજાનું ઐશ્વર્ય વિનાશી છે તેમ ઇંદ્રાદિનું ઐશ્વર્ય પણ વિનાશી છે ૮૩

કેટલાક વાદીઓ ઇંદ્રરૂપ આત્માના સબંધવાળી ઇંદ્રિયોને ભૌતિક માને છે તેમના મતનું નિરાકરણ કરે છે –

## न भूतप्रकृतित्वमिंद्रियाणामाहंकारिकत्वश्रुतेः ८४

तथा च, " एतस्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणि च। खं वायुर्ज्योतिरापश्च पृथ्वी विश्वस्य धारिणी ॥" भूतप्रकृतित्वमिति तु येनेन्द्रियेण यद्भूतकारणम् तन्मात्रं गृह्यते, तस्य तत्प्रकृतित्वाभिमानाद्व्यपदेशः ॥ ८४ ॥

સૂ૦:—અહંકારના કાર્યપણાની શ્રુતિથી ઇંદ્રિયોમાં ભૂતનું કારણપણું નથી ૮૪

વિ૦:—શ્રોત્રાદિ ને વાગાદિ ઇંદ્રિયો ભૌતિક (પાંચ ભૂતોના કાર્યરૂપ) નથી, કારણકે આગળ કહેલી શ્રુતિમાં તેમની અહંકારમાંથી ઉત્પત્તિ થઇ છે એમ કહેલું છે. ૮૪

દ્રવ્યાદિ છ પદાર્થોના જ્ઞાનથી પણ મુક્તિ પ્રાપ્ત થતી નથી એમ કહે છે—

## न षट्पदार्थनियमस्तद्बोधान्मुक्तिः ॥ ८५ ॥

"द्रव्यगुणकर्मसामान्यविशेषसमवाया इति। पृथिव्यप्तेजोवाय्वाकाशकालदिगात्ममनांसीति द्रव्याणि। रूपरसगन्धस्पर्शाः संख्यापरिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वापर-

त्वे बुद्धयः सुखदुःखे इच्छाद्वेषौ प्रयत्नश्च गुरुत्वद्रवत्वस्नेहसंस्कारधर्माधर्मशब्दा गुणाः। उत्क्षेपणापक्षेपणाकुंचनप्रसारणगमनानि कर्माणि। परमपरं च सामान्यम्। नित्यद्रव्यवृत्तयोऽन्त्या विशेषाः। अयुतसिद्धानां यः संबंध इहप्रत्ययहेतुः समवाय" इति नास्ति नियमोऽनियतपदार्थवादित्वात्सांख्यानाम्। न च तद्बोधान्मुक्तिः, आत्मज्ञानादेव मुक्तेः ॥८५॥

સૂ૦—૭ પદાર્થનો નિયમ નથી, [ ને ] તેના જ્ઞાનથી મુક્તિ [ નથી. ] ૮૫

વિ૦:—દ્રવ્ય,[1] ગુણ[2] કર્મ,[3] સામાન્ય,[4] વિશેષ[5] અને

---

૧ ક્રિયાવાળુ ને ગુણવાળુ હોય તથા સમવાયિકારણ ( ઉપાદાનકારણ ) હોય તે દ્રવ્ય કહેવાય છે. તેના નવ પ્રકાર છે—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન. ૨ દ્રવ્યમાં રહેનાર, ગુણરહિત, સયોગ તથા વિભાગમાં અકારણ, અને બીજા ગુણની અપેક્ષા નહિ કરનાર ગુણ કહેવાય છે. તેના બહુધા ચોવીશ પ્રકાર છે—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, ( જ્ઞાન, ) સુખ, દુ ખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ અને શબ્દ. ૩ એક દ્રવ્ય જેનો આધાર હોય, જે ગુણરહિત હોય ને જે સંયોગવિભાગમાં અપેક્ષારહિત કારણ હોય તે કર્મ કહેવાય છે અથવા ચલનરૂપ તે કર્મ છે. તેના પાચ પ્રકાર છે—ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુચન, પ્રસારણ ને ગમન ૪ દ્રવ્ય, ગુણ ને કર્મમા રહેલો એક, નિત્ય, ને સાધારણ ધર્મ સામાન્ય વા જાતિ કહેવાય છે. તેના બે પ્રકાર છે—પર ( અતિવ્યાપક ) અને અપર. ( ન્યૂનવ્યાપક ) ૫ નિત્યદ્રવ્યમા રહેલા ને પરસ્પર વ્યાવર્તક ધર્મો તે વિશેષો કહેવાય છે પૃથિવી, જલ,

સમનાય[६] આ છજ[७] પદાર્થો છે, અને તેના યથાર્થજ્ઞાનથી પુરુષને મુક્તિની પ્રાપ્તિ થાય છે આ વૈશેષિકોનો સિદ્ધાત પણ શક્તિ આદિ બીજા પદાર્થો વિદ્યમાન હોવાથી અસગત છે વળી પ્રકૃતિ પણ સત્ત્વાદિ ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ છે, માટે ગધાદિ ગુણોથી રહિત હોવાથી તે પૃથિવી આદિરૂપ નથી તેથી પૃથિવીત્વ આદિ જાતિ પણ ઘટત્વાદિ જાતિની પેઠે કાર્યમાત્રમા રહે છે, કારણમા રહેતી નથી, માટે પ્રધાન પણ છ પદાર્થોથી અતિરિક્ત ( ભિન્ન ) હોવાથી છજ પદાર્થોનો નિયમ સભવતો નથી, ને તેથી તે છ પદાર્થોના જ્ઞાનથી વાસ્તવિક મોક્ષ પણ સભવતો નથી ૮૫

ન્યાયદર્શનમા કહેલા સોળ પદાર્થોને જાણવાથી પણ વાસ્તવિક મુક્તિ થતી નથી એમ જણાવે છે —

## षोडशादिष्वप्येवम् ॥ ८६ ॥

" प्रमाणप्रमेयसशयप्रयोजनदृष्टातसिद्धातावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानाना तत्त्वज्ञानान्निःश्रेयसाधिगम इति । प्रत्यक्षानुमानोपमानशब्दाः प्रमाणानि । आत्मशरीरेंद्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभाव-

---

તેજ ને વાયુ આ ચાર ભૂતોના પરમાણુ અને આકાશ કાળ, દિશા આત્મા ને મન આ નિત્યદ્રવ્યો છે વિશેષોના ઘણા પ્રકાર છે ६ જાતિ ને વ્યક્તિ ગુણ ને ગુણી ક્રિયા ને ક્રિયાવાન્ અવયવ ને અવયવી, અને નિત્યદ્રવ્ય ને વિશેષ એ સાથે રહેનારાઓમા રહેનારો નિત્યસબધ સમવાય કહેવાય છે તે એક છે ७ જો કે સૂત્રમા છજ પદાર્થો કહેલા છે તોપણ વૈશેષિકો એ છને ભાવરૂપ પદાર્થો માની તેનાથી ભિન્ન અભાવનામના સાતમા પદાર્થનો પણ સ્વીકાર કરે છે તેના ચાર પ્રકાર છે —પ્રાગભાવ, પ્રધ્વસાભાવ, અન્યોન્યાભાવ ને અત્યતાભાવ

फलदुःखापवर्गाः प्रमेयम् । समानानेकधर्मोपपत्तेर्विप्रतिपत्ते-रुपलब्ध्यनुपलब्ध्यव्यवस्थातश्च विशेषापेक्षो विमर्शः संशयः । यमर्थमधिकृत्य प्रवर्तते तत्प्रयोजनम् । लौकिकपरीक्षकाणां यस्मिन्नर्थे बुद्धिसाम्यं स दृष्टान्तः । तन्त्राधिकरणाभ्युपगम-संस्थितिः सिद्धांतः । स चतुर्विधः, सर्वतंत्रप्रतितंत्राधिकरणा-भ्युपगमसंस्थित्यर्थांतरभावात् । प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगम-नान्यवयवाः । अविज्ञाततत्त्वेऽर्थे कारणोपपत्तितस्तत्त्वज्ञानार्थ-मूहस्तर्कः । विमृश्य पक्षप्रतिपक्षाभ्यामर्थावधारणं निर्णयः । प्रमाणतर्कसाधनोपालम्भः सिद्धान्ताविरुद्धः पंचावयवोपपन्नः पक्षप्रतिपक्षपरिग्रहो वादः । यथोक्तोपपन्नच्छलजातिनिग्रह-स्थानसाधनोपालम्भो जल्पः । स प्रतिपक्षस्थापनाहीनो वितण्डा । सव्यभिचारविरुद्धप्रकरणसमसाध्यसमातीतकाल-हेत्वाभासाः । वचनविघातोऽर्थविकल्पोपपत्त्या छलम् । तत्-त्रिविधं, वाक्छलं सामान्यच्छलमुपचारछलं च । साधर्म्य-वैधर्म्याभ्यां प्रत्यवस्थानं जातिः । साधर्म्यवैधर्म्योत्कर्षा-पकर्षवर्ण्यावर्ण्यविकल्पसाध्यप्राप्त्यप्राप्तिप्रसंगप्रतिदृष्टान्तानुत्प-त्तिसंशयप्रकरणहेत्वर्थापत्त्यविशेषोपपत्त्युपलब्ध्यनुपलब्धिनि-त्यानित्यकार्यसमाः । विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम् । प्रतिज्ञाहानिः प्रतिज्ञान्तरं प्रतिज्ञाविरोधः प्रतिज्ञासंन्यासो हेत्वन्तरमर्थान्तरंनिरर्थकमविज्ञातार्थमपार्थकमप्राप्तकालं न्यून-मधिकं पुनरुक्तमननुभाषणमज्ञानमप्रतिभा विक्षेपो मतानुज्ञा पर्यनुयोज्योपेक्षणं निरनुयोज्यनुयोगोऽपसिद्धान्तो हेत्वा-

भासाश्च निग्रहस्थानानि । इयन्त इति न नियमः, न वा तद्बोधान्मुक्तिः । आदिशब्दादन्येऽपि नियतपदार्था निराकार्याः ॥ ८६ ॥

સૂ૦:—એવી રીતે સોળ આદિમાં પણ [સમજવું.] ૮૬

વિ૦:—સોળ આદિ પદાર્થોમાં પણ એમજ જાણવું. પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ ને નિગ્રહસ્થાન એ સોળ[1] પદાર્થો ન્યાયદર્શનમાં કહ્યા છે. તે પદાર્થોનું ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષાવડે યથાર્થજ્ઞાન થવાથી મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે, મિથ્યાજ્ઞાનનો નાશ થવાથી ચિત્તદોષ ( રાગદ્વેષ ) મટે છે, ચિત્તદોષના નાશથી રાગદ્વેષવાળી પ્રવૃત્તિ અટકે છે, તે પ્રવૃત્તિ અટકવાથી જીવાત્માનો નવો જન્મ થતો નથી, અને જીવાત્માનો નવો જન્મ મટવાથી તેનાં એકવીશ પ્રકારનાં દુઃખોની આત્યંતિકનિવૃત્તિ થાય છે, એમ તે શાસ્ત્રમાં કહ્યું છે; પણ પ્રકૃતિ આદિ બીજા પદાર્થો હોવાથી એ સોળ પદાર્થોનો નિયમ સંભવતો નથી, અને તેથી તેમના જ્ઞાનથી વાસ્તવિક મોક્ષ પણ સંભવતો નથી. સાંખ્યમતમાં તો પ્રકૃતિપુરુષ એ બે પદાર્થો નિત્ય માન્યા છે, અને નિત્યાનિત્યસાધારણ પદાર્થો પચીશ માન્યા છે, એ પચીશ પદાર્થોમાંજ ગુણ, કર્મ, સામાન્ય ને શક્તિ આદિક અન્ય પદાર્થોનો સમાવેશ થાય છે. ૮૬

---

૧ એ સોળ પદાર્થોની ટૂંકી સમજ નીચે પ્રમાણે છેઃ—

૧ પ્રમાનું જે કરણ તે પ્રમાણ. તેના ચાર પ્રકાર છે, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શબ્દ. ૨ એ ચાર પ્રમાણમાંના કોઇ પણ એક પ્રમાણવડે સિદ્ધ થનાર વસ્તુ તે પ્રમેય. તેના બાર પ્રકાર છે, આત્મા, શરીર, ઇંદ્રિય, અર્થ, ( વિષય, ) બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, ( રાગદ્વેષાદિ, ) પ્રેત્યભાવ, ( પુનઃ ઉત્પત્તિ, ) ફલ, દુઃખ ને અપવર્ગ.

તાર્કિકોએ માનેલા પરમાણુના નિત્યપણાનુ ખડન કરે છે:—

(મોક્ષ) ૩ એકજ ધર્મીમા પરસ્પર વિરુદ્ધ એવા ઘણા ધર્મોના વિશિષ્ટપણાને વિષય કરનારું જે જ્ઞાન તે સંશય. તેના ત્રણ પ્રકાર છે, સાધારણધર્મજ્ઞાનજન્ય, અસાધારણધર્મજ્ઞાનજન્ય ને વિપ્રતિપત્તિવાક્યરૂપ. અહીં વિપર્યયનો પણ સંશયમાજ સમાવેશ કરવામા આવે છે. ૪ જેની ઇચ્છાવડે પુરુષો પ્રવર્તે છે તે પ્રયોજન. તેના બે પ્રકાર છે, દષ્ટ અને અદષ્ટ. ૫ વ્યાપ્તિજ્ઞાન થવામાટે જે ઉદાહરણ જોવાની અગત્ય છે, અર્થાત્ જે પદાર્થમાં લૌકિકોનો ને પરીક્ષકોનો સમાન નિશ્ચય છે, તે દૃષ્ટાત. તે સાધર્મ્ય અને વૈધર્મ્ય ભેદે કરીને બે પ્રકારના છે. ૬ પ્રામાણિકતાવડે અભ્યુપગત અર્થ એટલે સશયાદિરહિત યથાર્થજ્ઞાનરૂપ જે નિશ્ચય તે સિદ્ધાત તેના ચાર પ્રકાર છે, સર્વતંત્ર, પ્રતિતત્ર, અધિકરણ ને અભ્યુપગમ. ૭ પરાર્થાનુમાનવાક્યનો એકદેશ તે અવયવ. તેના પાચ પ્રકાર છે, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન. ૮ વ્યાપ્યના આરોપમા વ્યાપકનો આરોપ તે તર્ક. તેના અગિયાર પ્રકાર છે વ્યાઘાત, આત્માશ્રય, ઇતરેતરાશ્રય, ચક્રકાશ્રય, અનવસ્થા, પ્રતિબધિકલ્પના, લાઘવકલ્પના, ગૌરવ, ઉત્સર્ગ, અપવાદ ને વૈજાત્ય ૯ યથાર્થ અનુભવ એ જેનો પર્યાય છે એવી જે પ્રમિતિ તે નિર્ણય. તે પ્રમા અથવા પ્રમિતિના ચાર ભેદ છે, પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ ને શાબ્દી. ૧૦ તત્ત્વનો નિર્ણય જેનુ ફ્લ છે એવુ કથોપકથન તે વાદ ૧૧ પરસ્પર જિતવાને ઇચ્છનારની ઉભયસાધનવતી કથા તે જલ્પ. ૧૨ સ્વપક્ષસ્થાપનાહીન પરદોષકથનરૂપ કથાવિશેષ તે વિતંડા. ૧૩ અસાધક છતા પણ જેને હેતુપણાવડે વિવાદમાં વાપરી લીધો હોય તે હેત્વાભાસ તેના પાચ પ્રકાર છે, સવ્યભિચાર, (અનૈકાતિક,) વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ અને બાધિત ૧૪ અનેકાર્થવાચક શબ્દાદિની રચનાએ પ્રતિબધનો હેતુ તે છલ. તેના ત્રણ પ્રકાર છે, અભિધાન, તાત્પર્યોપચાર અને વ્યત્યયવૃત્તિ. ૧૫ સ્વપક્ષનો વ્યાઘાત કરનારું

## नाणुनित्यता तत्कार्यत्वश्रुतेः ॥ ८७ ॥

" प्रधानात्सर्वमजायत, " " प्रकृतिपुरुषादन्यत्सर्वमनित्यमिति " श्रुतेः कार्यत्वात्परमाणूनां न नित्यत्वं कारणत्वं वा ॥ ८७ ॥

સૂ૦—તેના કાર્યપણાની શ્રુતિથી અણુનુ નિત્યપણુ નથી ૮૭

વિ૦:—પૃથ્વી આદિ ભૂતોના પરમાણુઓનુ નિત્યપણુ સભવતુ નથી, કેમકે શ્રુતિમાં તેનું કાર્યપણુ પ્રતિપાદન કરેલુ છે જોકે હમણાં એ શ્રુતિની ઉપલબ્ધિ થતી નથી, તોપણ ' अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां च या स्मृता । ताभि सार्धमिदं सर्वं सभवत्यनुपूर्वश ॥ " ( પાચ ભૂતોના જે પરમાણુઓ છે તે વિનાશી છે, તે સહિત સર્વ

---

ઉત્તર તે જાતિ તેના ચોવીશ પ્રકાર છે, સાધર્મ્યસમા, વૈધર્મ્યસમા, ઉત્કર્ષસમા, અપકર્ષસમા, વર્ણ્યસમા, અવર્ણ્યસમા, વિકલ્પસમા, સાધ્યસમા, પ્રાપ્તિસમા, અપ્રાપ્તિસમા, પ્રસગસમા, પ્રતિદૃષ્ટાતસમા અનુત્પત્તિસમા, સશયસમા, પ્રકરણસમા, અહેતુસમા, અર્થાપત્તિસમા, અવિશેષસમા, ઉપપત્તિસમા, ઉપલબ્ધિસમા, અનુપલબ્ધિસમા, નિત્યસમા, અનિત્યસમા અને કાર્યસમા ૧૬ પરાજયનુ જે નિમિત્ત તે નિગ્રહસ્થાન છે તેના બાવીશ પ્રકાર છે, પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાંતર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસન્યાસ, હેત્વતરોક્તિ, અર્થાંતરોક્તિ, નિરર્થકોક્તિ, અવિજ્ઞાતાર્થોક્તિ, અપાર્થકોક્તિ, અપ્રાપ્તકાલોક્તિ, ન્યૂનોક્તિ, અધિકોક્તિ, પુનરુક્તિ, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, વિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યાનુયોગ (પર્યનુયોજ્યોપેક્ષણ,) નિરનુયોજ્યાનુયોગ, અપસિદ્ધાત ને હેત્વાભાસ એ સોળે પદાર્થોના વિશેષ સ્પષ્ટીકરણમાટે શ્રીગૌતમભગવત્પ્રણીત ન્યાયદર્શન તે ઉપરના વાત્સ્યાયનભાષ્યસહિત જેમને ઇચ્છા થાય તેમણે જોવુ

જગતની ઉત્પત્તિ ક્રમપૂર્વક થાય છે, ) આ શ્રીમનુસ્મૃતિના વચનથી તે ઉચ્છેદ પામેલી શ્રુતિના અસ્તિત્વનુ અનુમાન થાય છે. વળી "प्रकृतिपुरुषादन्यत्सर्वमनित्यम्" (પ્રકૃતિપુરુષથી ભિન્ન અન્ય સર્વ અનિત્ય છે, ) એ શ્રુતિથી પણ જણાય છે કે પરમાણુઓમા નિત્યપણુ કે આ જગતનું છેલ્લુ કારણપણુ નથી. ૮૭

પરમાણુઓ નિરવયવ હોવાથી તે કોઇનુ કાર્ય હોઇ શકે નહિ એમ શકા થાય તો એ શકાનું સમાધાન કરે છે—

## न निर्भागत्वं कार्यत्वात् ॥ ८८ ॥

यत्कार्यं न तन्निर्भागि, यथा पट इति ॥ ८८ ॥

સૂ૦:—કાર્યપણાથી [તેનુ] નિરવયવપણુ નથી. ૮૮

વિ૦:—પરમાણુ કાર્યરૂપ છે, માટે તેની નિરવયવતા સંભવતી નથી, તેથીજ તેની ઉત્પત્તિ તન્માત્રાથી માનેલી છે. ૮૮

દ્રવ્યમાત્રના સાક્ષાત્કારમાં રૂપ એ હેતુ છે, ને પ્રકૃતિપુરુષ એ રૂપરહિત દ્રવ્ય છે, માટે તેમનો સાક્ષાત્કાર સભવતો નથી, એમ શકા થાય તો તે શકાનુ નિવારણ કરે છેઃ—

## न रूपनिबन्धनात्प्रत्यक्षनियमः ॥ ८९ ॥

"इहायं पक्षी" त्याकाशस्य प्रत्यक्षत्वाद्व्यभिचारादुद्भूतरूपनिबंधनान्न प्रत्यक्षत्वनियमः । अलौकिके च समाधिबलजे योगिप्रत्यक्षे न पर्यनुयोगोऽस्ति ॥ ८९ ॥

સૂ૦:—રૂપના નિમિત્તથી પ્રત્યક્ષનો નિયમ નથી. ૮૯

વિ૦:—જો વસ્તુમાં રૂપ હોય તોજ તે વસ્તુ પ્રત્યક્ષ થાય, ને

જો તેમાં રૂપ ન હોય તો તે વસ્તુ પ્રત્યક્ષ ન થાય, એવો કોઈ નિયમ નથી, જેમ રૂપરહિત આકાશનું તથા રૂપરહિત દુઃખસુખનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે તેમ રૂપરહિત પ્રકૃતિપુરુષનું પણ પવિત્ર, એકાગ્ર ને સાંખ્યશાસ્ત્રના સંસ્કારવાળા ચિત્તથી પ્રત્યક્ષજ્ઞાન થાય છે. ૮૯

હવે પરિમાણનો નિર્ણય કરે છે —

## न परिमाणचातुर्विध्यं द्वाभ्यां तद्योगात् ॥ ९० ॥

महदणुभ्यां कार्यकारणयोगाद्व्यवहारसिद्धेः । एतत्प्रभेदा एवान्ये परिमाणभेदा इति ॥ ९० ॥

સૂ૦—બેવડે તેના ( પરિમાણના ) સબંધથી પરિમાણનું ચતુર્વિધપણું નથી. ૯૦

વિ૦—અણુ, મહાન્, હ્રસ્વ અને દીર્ઘ એવા પરિમાણના ચાર પ્રકાર નથી પરંતુ પરિમાણના બેજ પ્રકાર છે અણુ અને મહાન્. અણુમાં હ્રસ્વનો અને મહાન્માં દીર્ઘનો સમાવેશ થઈ શકે છે જો એમ ન માનીએ તો વક્રાદિરૂપ અનંત પ્રકારના પરિમાણો કહેવાં પડે. સાંખ્યમતમાં અણુપરિમાણ મૂળકારણ સત્ત્વાદિગુણોમાં રહે છે, અને બાકી પદાર્થોમાં મધ્યમપરિમાણથી માંડીને પરમમહત્ત્વપર્યંત પરિમાણ રહે છે, તે બધા મહત્પરિમાણનાજ અવાંતરભેદો છે. ૯૦

જાતિ નહિ માનનારાના મતનું ખંડન કરે છેઃ—

## अनित्यत्वेऽपि स्थिरतायोगात्प्रत्यभिज्ञानं सामान्यस्य ॥ ९१ ॥

यथा ' सोऽयं देवदत्त ' इति न सामान्यविषया प्रत्यभिज्ञा, तथा अनित्यत्वेऽपि सामान्यस्य बहुकालस्थैर्यात् ज्वालादिषु प्रत्यभिज्ञानमिति ॥ ९१ ॥

સૂ૦.—અનિત્યપણામાં પણ સ્થિરપણાના સબંધથી જાતિનુ પ્રત્યભિજ્ઞાન [ થાય છે. ] ૯૧

વિ૦:—ઘટરૂપ વ્યક્તિ અનિત્ય છતા પણ તેઓમા રહેલી ઘટત્વજાતિ અનિત્ય નથી, પણ નિત્ય છે જાતિના સ્થિરપણાના યોગથીજ 'આ તે ઘડો' એવી રીતની ઘડાની ને તેની જાતિ ઘટત્વની પ્રત્યભિજ્ઞા મનુષ્યોને થાય છે, માટે જાતિના સદ્‌ભાવનુ ખડન જે વાદીઓ કરે છે તે અસગત છે. ૯૧

## न तदपलापस्तस्मात् ॥ ९२ ॥

न सामान्यापलापः, प्रत्यभिज्ञात् परोक्तयुक्तेः प्रत्यक्षबाधात् ॥ ९२ ॥

સૂ૦—તેથી તેનો ( જાતિનો ) અભાવ નથી. ૯૨

વિ૦:—ઉપરના સૂત્રમા જણાવેલા જાતિના પ્રત્યભિજ્ઞારૂપ હેતુથી જાતિનો ( સામાન્યનો ) અભાવ સંભવતો નથી ૯૨

પોતાનાથી ભિન્ન બીજાનુ પૃથક્‌પણુ કરવા માટે પૂર્વોક્ત પ્રત્યભિજ્ઞા સભવી શકે છે, તેથી વ્યક્તિથી ભિન્ન જાતિ નથી, એમ વાદી શકા કરે તો તે શકાનુ સમાધાન કરે છે:—

## नान्यनिवृत्तिरूपत्वं भावप्रतीतेः ॥ ९३ ॥

अभावरूपत्वे प्रतियोगिस्मरणाधीनं ज्ञानं लभ्येत, न तु विधिमुखतयेति ॥ तथा च "सिद्धाश्चागौरपोह्येत गोनिषेधात्मकश्च सः। तत्र गौरेव वक्तव्यो नञा यः प्रतिषिध्यते। गव्यसिद्धे त्वगौर्नास्ति तदभावे च गौः कुतः" ॥ ९३ ॥

સૂ૦—ભાવની પ્રતીતિથી [ તે ] અન્યના નિવૃત્તિરૂપપણારૂપ નથી. ૯૩

વિ૦:—"આ તે ઘડો" એવી રીતની પ્રત્યભિજ્ઞા ઘટથી ભિન્ન બીજા પદાર્થનું પૃથક્પણું કરવારૂપ સામાન્ય નથી, કેમકે તે પ્રત્યભિજ્ઞા ભાવરૂપ પ્રતીત થાય છે, જો તેમ ન હોય તો "આ અઘડો (ઘડાથી ઊલટું) નહિ" એવી પ્રતીતિ થવી જોઇએ; પણ તે વેલા તેવી પ્રતીતિ થતી નથી. ૯૩

સાદૃશ્ય ભિન્ન તત્ત્વ નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## न तत्त्वांतरं सादृश्यं प्रत्यक्षोपलब्धेः ॥ ९४ ॥

भूयोऽवयवसामान्ययोगः सादृश्यं, न तत्त्वांतरं, प्रत्यक्षेणैव वस्तुतरतथावयवग्रहणात् "तत्सदृशोऽयमि"ति ज्ञानोत्पादात् ॥९४॥

સૂ૦:—પ્રત્યક્ષજ્ઞાનથી સાદૃશ્ય તત્ત્વાંતર (અન્ય તત્ત્વ) નથી. ૯૪

વિ૦:—સાદૃશ્ય એ ભિન્ન પદાર્થ નથી, કેમકે પ્રત્યક્ષજ્ઞાનદ્વારા તેના જેવુ એમ સાદૃશ્યની પ્રતીતિ થઈ શકે છે, ને પદાર્થના અધિક અવયવાદિ ધર્મોથી ભિન્ન સાદૃશ્યનું પ્રત્યક્ષજ્ઞાન થતુ નથી. ૯૪

તેનું અન્ય પ્રકારે પ્રતિપાદન કરે છેઃ—

## निजशक्त्यभिव्यक्तिर्वा वैशिष्ट्यात्तदुपलब्धेः॥९५॥

अस्ति पदार्थानां निजा शक्तिः । सा तुल्यपिण्डान्तर-दर्शनादभिव्यक्ता विशिष्टा सती "सदृशोऽयमि"ति सादृश्यो-पलब्धेः कारणं, न तु तत्त्वान्तरं सादृश्यम् ॥ ९५ ॥

સૂ૦:—અથવા વિશિષ્ટપણાથી તેની ઉપલબ્ધિથી પોતાની શક્તિની અભિવ્યક્તિ [ તે સાદૃશ્ય છે. ] ૯૫

વિ૦:—અથવા તે વસ્તુમાં રહેલી અમુક પ્રકારની શક્તિની

અભિવ્યક્તિથી ભિન્ન બીજુ કાઇ સાદશ્ય નથી. તે શક્તિ સરખા-પણાવાળી વસ્તુના જોયા પછી અભિવ્યક્ત-નિસ્પષ્ટ-થાય છે, એટલે તે વિશેષવાળી બુદ્ધિ ઉપજે છે, તેથી "આ વસ્તુ અમુકના જેવી" એવી રીતનું જ્ઞાન જોનારને ઉપજે છે. તાત્પર્ય કે સાદશ્ય એ પદાર્થ પ્રત્યક્ષની અંતર્ગત છે, તેનાથી બહાર નથી. ૯૫

ઘટાદિ શબ્દોનુ વાચકપણું અને ઘટાદિ પદાર્થોનું વાચ્યપણું એ તેમનામાં સાદશ્ય છે એમ શંકા થાય તો તે શંકાનું છેદન કરે છે—

## न संज्ञासंज्ञिसम्बन्धोऽपि ॥ ९६ ॥

न संबंधज्ञानहेतुः सादृश्यं, व्यभिचारात्, अन्यत्राप्युपदेशादेः संज्ञासंज्ञिसंबंधनिश्चयात् । करणव्युत्पत्त्या विषयिणो ज्ञानस्योपलक्षणम् ॥ ९६ ॥

સૂ૦:—વાચકવાચ્યનો સંબધ પણ [ સાદશ્ય ] નથી. ૯૬

વિ૦:—શબ્દનો અને અર્થનો જે વાચકવાચ્યભાવરૂપ સબંધ છે તે પણ સાદશ્ય નથી, કેમકે વાચકવાચ્યભાવરૂપ સંબંધના જ્ઞાનથી સાદશ્યનુ જ્ઞાન વિલક્ષણ પ્રતીત થાય છે જેને શબ્દના તથા અર્થના પરસ્પરના સબધના જ્ઞાનનુ ભાન નથી એવા પુરુષને પણ કોઈની સાથે મળતી આવતી વસ્તુ જોઇને તેમા સાદશ્યનુ જ્ઞાન થાય છે. ૯૬

શબ્દનો અને તેના અર્થનો સબધ નિત્ય નથી એમ પ્રતિપાદન કરે છે—

## न सम्बन्धनित्यतोभयानित्यत्वात् ॥ ९७ ॥

शब्दार्थयोरनित्यत्वात्कथं संबंधो नित्यः स्यात् ?॥ ९७ ॥

સૂ૦ —બંનેના અનિત્યપણાથી સબંધનું નિત્યપણું નથી ૯૭

વિ૦ —શબ્દ અને અર્થ એ બંને અનિત્ય હોવાથી તેમનો સબંધ પણ અનિત્ય છે, તેથી વાચ્યવાચ્યના સબંધને સાદશ્ય માનવામાં કોઈ અતીત વસ્તુનું કોઈ વર્તમાન વસ્તુમાં જે સાદશ્ય તેની પ્રતીતિ નહિ સંભવે ૯૭

તે વાચ્યવાચકભાવરૂપ સબંધ ઉત્પત્તિવિનાનો નથી એમ પ્રતિપાદન કરે છે —

## नाजः संबंधो धर्मिग्राहकमानबाधात् ॥ ९८ ॥

संयोगो भवन्कर्मजो भवेत्, न च नित्यस्य व्यापकस्य क्रियास्ति । महदादयश्चानित्याः, कथं तत्संयोगो नित्यः? । आत्मनां च निर्धर्मत्वान्न तैः प्रधानेन संयोगोऽस्ति । किंच, येन प्रमाणेन वस्तु गृह्यते तेनैव संयोगग्रहणमिति धर्मिग्राहकप्रमाणबाधः ॥ ९८ ॥

સૂ૦ —ધર્મીના ગ્રાહક પ્રમાણના બાધથી સબંધ નહિ ઉપજેલો નથી ૯૮

વિ૦ —આ જગતમાં કોઈ પણ સબંધ ઉત્પત્તિરહિત નથી, કેમકે તેમાં ધર્મીને ગ્રહણ કરનારા પ્રમાણનો બાધ આવે છે ધર્મીને ગ્રહણ કરનારું પ્રમાણ એટલે ધર્મી તથા ધર્મના સબંધનો નિશ્ચય કરાવનારું પ્રમાણ મહદાદિ પદાર્થો ઉત્પત્તિવાળા હોવાથી તેમનો પોતાના ધર્મની સાથેનો સબંધ પણ ઉત્પત્તિવાળો છે જે પદાર્થ ઉત્પત્તિવાળો હોય તેનો સબંધ પણ ઉત્પત્તિવાળોજ હોય એમ અનુમાનપ્રમાણથી પણ નક્કી થાય છે. ૯૮

સમવાયસબંધનું નિરાકરણ કરે છે:-

## न समवायोऽस्ति प्रमाणाभावात् ॥ ९९ ॥

समवायः संबद्धोऽसंबद्धो वा । असंबद्धत्वे कथमन्यं संबन्धिनं कुर्यात् । संबंधित्वेऽन्यसंबंधस्यासंभवात् समवाय एव वक्तव्यः । तस्याप्यन्यस्तस्याप्यन्य इत्यनवस्थानान्नास्ति समवायः। यस्त्वविभागेन संप्रतिभासः स संयोगविशेषवैचित्र्यात् , यथा तप्तायःपिण्डे वह्नेः ॥ ९९ ॥

સૂ૦:—પ્રમાણુના અભાવથી સમવાય [ પણ ] નથી. ૯૯

વિ૦—કોઇ વાદીઓ કહે છે કે સમવાયસંબધ છે, પરંતુ તે સમવાયસબંધ નથી. કેમકે સમવાયસંબંધ હોવાનુ કોઇ પણ પ્રમાણુ જોવામા આવતુ નથી. ૯૯

રૂપવાળો ઘડો છે ઇત્યાદિ પ્રત્યક્ષપ્રમાણુ હોવાથી, અને દંડવાળો પુરુષ છે એ પ્રતીતિની પેઠે રૂપવાળો ઘડો છે એ પ્રતીતિ પણુ વિશેષણુવિશેષ્યના સબધને વિષય કરે છે. વિશિષ્ટપ્રતીતિરૂપ હોવાથી, ઇત્યાદિ અનુમાનપ્રમાણુવડે સમવાયસબધની સિદ્ધિ થાય છે, એમ વાદી શકા કરે તો તે શકાનુ ઉત્તર આપે છે:—

## उभयत्राप्यन्यथासिद्धेर्न प्रत्यक्षमनुमानं वा ॥१००

उभयत्रापि तादात्म्येनैवोपपत्तेः, अन्यथा सामानाधिकरण्यं न स्यादिति ॥ १०० ॥

સૂ૦ —ઉભયમા ( પ્રત્યક્ષમા ને અનુમાનમા ) પણ અન્યથા સિદ્ધિથી, પ્રત્યક્ષ અથવા અનુમાન નથી ૧૦૦

વિ૦:—રૂપવાળો ઘડો, એમાંના વિશેષણવિશેષ્યનુ પ્રત્યક્ષ અને તે વિશેષણવિશેષ્યનુ અનુમાન એ બને અન્યપ્રકારે સિદ્ધ થઇ શકે છે, અર્થાત્ તે વિશેષણવિશેષ્ય તાદાત્મ્યરૂપેજ ( અભેદભાવેજ ) પ્રતીત થાય છે, તેમનો સમવાયસબધ છે માટે તે એવી રીતે પ્રતીત થાય છે એમ કહેવુ એ ભ્રાતિ છે. ૧૦૦

પ્રકૃતિમા ક્રિયા થવાથી પ્રકૃતિપુરુષનો સયોગ થાય છે, ને ત્યારપછી આ જગત્ ક્રમપૂર્વક ઉત્પન્ન થાય છે, એવો સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાત છે ત્યા ક્ષણિકવિજ્ઞાનવાદી આવી શકા કરે છે કે કોઇ પણ વસ્તુમા ક્રિયા સભવતી નથી, કેમકે સર્વ વસ્તુઓ ક્ષણિક છે, એટલે જ્યા કોઈ વસ્તુ ઉત્પન્ન થાય છે ત્યાજ તે વસ્તુ નાશ પામે છે, તેથી માત્ર અનુમાનવડે તેના દેશાતરના સયોગથી ક્રિયાની સિદ્ધિ થતી નથી પૂર્વપક્ષીની એ શકાનુ સૂત્રકારશ્રી સમાધાન કરે છે—

## नानुमेयत्वमेव क्रियाया नेदिष्ठस्य तत्तद्वतोरेवा- परोक्षप्रतीतेः ॥ १०१ ॥

निकटस्थस्य क्रियाक्रियावतोरेवापरोक्षप्रतीतेः । अन्यथा सिद्धस्य प्रत्यक्षस्य बाधायदि संयोगविभागाभ्यां कर्मानुमीयते, तयोरुभयवृत्तित्वाद्वृक्षमूलादग्रं गच्छति पुरुषे वृक्षेऽपि कर्मानु- मीयेत । ननु पुरुषकर्मणा संयोगविभागसिद्धौ किमर्थं वृक्षे कर्म स्वीकर्तव्यम् । उत्पत्तौ भवेदेवं, अव्यभिचारात्तु संयोग

विभागाभ्यां वृक्षे कर्मानुमानं न निवर्तते, किंच, अंधकारे "भुजाग्रं मे कम्पते" इत्यादौ कम्पमात्रज्ञानं भ्रांतिः । सूर्य-क्रियानुपलम्भश्चातिदूरादिदोषात् ॥ १०१ ॥

સૂ૦:—નિકટવાળાને તેની ( ક્રિયાની ) [ અને ] તે વાળાની ( ક્રિયાવાળાની ) પ્રત્યક્ષપ્રતીતિથી ક્રિયાનું અનુમેયપણુંજ નથી. ૧૦૧

વિ૦:—કોઇ પણ ગતિવાળી વસ્તુના સમીપના દેશમાં રહેલા દ્રષ્ટાને આ વસ્તુ ચાલે છે એવી પ્રતીતિ પ્રત્યક્ષપ્રમાણુથી થાય છે. તે કારણથી નક્કી થાય છે કે કોઇ પણ વસ્તુના દેશાતરના સંયોગથી ગતિરૂપ ક્રિયાની માત્ર અનુમાનવડેજ પ્રતીતિ થાય છે એવો નિયમ નથી. આમ હોવાથી ક્રિયાશક્તિવાળી પ્રકૃતિનો પુરુષની સાથે સબંધ સંભવી શકે છે, ને તેથી સંસારની ઉત્પત્તિ પણ સંભવી શકે છે. ૧૦૧

હવે સ્થૂલશરીર કેટલા ભૂતોનું બનેલું છે તેનો નિર્ણય કરે છેઃ—

## न पांचभौतिकं शरीरं बहूनामुपादानायोगात् ॥ १०२ ॥

बहूनां भिन्नजातीयानाम् । उपष्टम्भकत्वे तु चतुर्णां निमित्तत्वमस्त्येव । तेन च पांचभौतिकत्वमुच्यत इति ॥ १०२ ॥

સૂ૦:—બહુના ઉપાદાનના અસંભવથી પાંચ ભૂતોનું બનેલું શરીર નથી. ૧૦૨

વિ૦:—પ્રાણીઓના સ્થૂલશરીરોની ઉત્પત્તિ પૃથિવી આદિ પાંચ ભૂતોમાંથી થઇ છે એમ કહેવું એ યુક્તિવાળુ નથી, કેમકે તે ભૂતો વિજાતીય છે, સજાતીય નથી, માટે સ્થૂલશરીરનું સજાતીય જે પૃથ્વી-

## न तेजोपसर्पणात्तैजसं चक्षुर्वृत्तितस्तत्सिद्धेः १०५

तैजस इवापसर्पणाद्दूरेऽपि प्रकाशकत्वात्तैजसमित्यभिमानः। वस्तुवस्तु वृत्तिद्वारेण संबंधात्तत्सिद्धेः प्रमेयसिद्धेः ॥ १०५ ॥

સૂ૦:—તેજની ગતિથી ચક્ષુ તૈજસ નથી, વૃત્તિવડે તેની સિદ્ધિથી. ૧૦૫

વિ૦:—જેમ સ્થૂલશરીરનો ત્યાગ કર્યાવિના મુખ્યપ્રાણ પોતાની પ્રાણનવૃત્તિવડે નાસિકાના અગ્રભાગથી બહાર થોડે દૂર ગમન કરે છે તેમ ચક્ષુ પણ સ્થૂલદેહનો ત્યાગ કર્યા વિના પોતાના વૃત્તિરૂપ પરિણામવિશેષથી પોતાનાથી છેટે રહેલા સૂર્યાદિકપ્રતિ શીઘ્રગમન કરે છે. એવી રીતે પ્રાણની વૃત્તિની પેઠે ચક્ષુની વૃત્તિનું ગમન જોવાથી ચક્ષુને તૈજસરૂપતા સિદ્ધ થતી નથી, નહિ તો પ્રાણને પણ તૈજસપણું પ્રાપ્ત થવું જોઇએ. ૧૦૫

નેત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિના સદ્ભાવમાં પ્રમાણ બતાવે છેઃ—

## प्राप्तार्थप्रकाशलिंगाद्वृत्तिसिद्धिः ॥ १०६ ॥

व्यक्तम् ॥ १०६ ॥

સૂ૦:—પ્રાપ્ત વસ્તુના પ્રકાશના હેતુથી વૃત્તિની સિદ્ધિ [ થાય છે. ] ૧૦૬

વિ૦:—નેત્રાદિ ઇંદ્રિયો પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનોજ પ્રકાશ કરે છે, પ્રાપ્ત નહિ થયેલી વસ્તુનો પ્રકાશ કરતી નથી, એ હેતુદ્વારા ( પોતપોતાના વિષયના જ્ઞાન થવારૂપ હેતુવડે ) નેત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિની સિદ્ધિ થાય છે. ૧૦૬

હવે તે વૃત્તિનું સ્વરૂપ કેવું છે તે જણાવે છેઃ—

## भागगुणाभ्यां तत्त्वांतरं वृत्तिः संबंधार्थं सर्पतीति ॥ १०७ ॥

कार्यानुमेया वृत्तिस्तत्त्वांतरमाहंकारिकं, अनियतः पदार्थो यतः। असंबद्धस्य ज्ञानायोगात् तदर्थं सर्पति। तथा च "वृत्तयः प्रसरद्रूपाः स्फारिताक्षस्य यत्र च। अदृष्टानुग्रहात्तत्र संबद्धार्थावबोधिकाः" ॥ १०७ ॥

સૂ૦·—વૃત્તિ ભાગ તથા ગુણુથી ભિન્ન તત્ત્વ [ છે, ને તે ] સંબધમાટે પ્રસરે છે. ૧૦૭

વિ૦ઃ—બળતા અગ્નિના તણખાની પેઠે ઇંદ્રિયોથી તેમની વૃત્તિઓ વિભાગ પામીને પૃથક્ પડતી નથી, એટલે તે ભાગરૂપા નથી. વળી તે વૃત્તિઓ ઇંદ્રિયોના ગુણુરૂપ પણ નથી. જો તેઓ ગુણુરૂપ હોય તો તેઓ પોતાના આશ્રયનો ત્યાગ કરીને વિષયદેશસુધી જઈ શકે નહિ ત્યારે તે વૃત્તિઓ શુ છે એમ શંકા થતા તેના સમાધાનમા કહે છે કે વૃત્તિઓ એ ભાગ તથા ગુણુથી ભિન્ન અન્ય તત્ત્વ એટલે અહકારતત્ત્વના કાર્યરૂપ છે, અને તેઓ પોતાના વિષયના સબંધની સિદ્ધિમાટે પ્રસારણુરૂપવાળી થાય છે ૧૦૭

આકારરહિત વૃત્તિમાં પ્રસારણુક્રિયા કેમ સભવે એમ શંકા થાય તો તે શંકાનુ ઉત્તર આપે છેઃ-

## न द्रव्यनियमस्तद्योगात् ॥ १०८ ॥

अनियतत्वात्पदार्थानां न द्रव्य एव क्रियानियमः, किंतु यत्र प्रमाणं दृश्यते तदनुमन्यामहे। वृत्तौ च क्रिया दृष्टा, अन्यथा वस्तूपलम्भाभावात् ॥ १०८ ॥

તત્ત્વ છે તેજ સ્થૂલશરીરનું ઉપાદાનકારણ છે. બીજાં ચાર ભૂતોનુ તેમાં સાહાય્યકપણુ હોવાથી ઉપચારથી પૃથિવી આદિ પાંચ ભૂતોનું બનેલું સ્થૂલશરીર કહેવાય છે. ૧૦૨

પ્રતીત થતા સ્થૂલશરીરથી ભિન્ન અન્ય શરીર નથી એમ માનનારાના મતનું ખંડન કરે છે—

## न स्थूलमिति नियम आतिवाहिकस्यापि विद्यमानत्वात् ॥ १०३ ॥

मनसो निराश्रयस्य गत्यभावान्मरणे देहप्राप्तये मनस आश्रयो वक्तव्यः । स एवातिवाहिकं सूक्ष्मशरीरमिति । श्रुतिरपि "अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष बलाद्यमः ।" पुरि स्थूलशरीरे शेत इति पुरुषः सूक्ष्मदेहः ॥ १०३ ॥

સૂ૦:—સૂક્ષ્મના પણ વિદ્યમાનપણાથી સ્થૂલ [ છે ] એવો નિયમ નથી. ૧૦૩

વિ૦:—બધા શરીરો સ્થૂલ એટલે નેત્રાદિ ઇંદ્રિયોના પ્રત્યક્ષપણાને યોગ્ય છે એવો નિયમ નથી, કેમકે આતિવાહિક ( લિંગ અથવા સૂક્ષ્મ ) શરીર પણ છે, ને તેજ શરીરથી પોતાના કર્માનુસાર જીવનુ એક લોકમાંથી વા દેહમાંથી બીજા લોકમા વા દેહમા જવુ થાય છે. એ સૂક્ષ્મશરીર સ્થૂલશરીરમાં રહેલું છે. ૧૦૩

નેત્રાદિ ઇંદ્રિયો સંબંધવિનાના પદાર્થને પ્રકાશ કરતી નથી એમ પ્રતિપાદન કરે છે—

## नाप्राप्तप्रकाशकत्वमिन्द्रियाणामप्राप्तेः सर्वप्राप्तेर्वा ॥ १०४ ॥

नाप्राप्तार्थप्रकाशकत्वं यत्प्राप्तप्रकाशकत्वम्। श्रोत्रं वृत्तिद्वारेण शब्देन सह संबध्यते। काचादयस्तु स्वच्छत्वान्न चक्षुःप्रसारं प्रतिबध्नंति। दूरे च वृत्तिद्वारेण वस्तुग्रहणम्। यद्यप्राप्तेर्न गृह्णाति, कुड्यव्यवहितवत् दूरत्वेनाप्राप्तेरविशेषादव्यवहितमपि न गृह्णीतेति। अथाप्राप्तेरपि गृह्णाति। अविशेषाज्जगदुदरवृत्ति सर्वं गृह्णीयादिति ॥ १०४ ॥

સૂ૦:—અપ્રાપ્તિથી ઇંદ્રિયોમાં અપ્રાપ્તનું પ્રકાશકપણુ નથી, અથવા સર્વની પ્રાપ્તિથી [ એમ નથી. ] ૧૦૪

વિ૦:–પ્રકાશસ્વભાવવાળા દીવા આદિમાં પોતાના સંબંધવિનાના પદાર્થોને પ્રકાશ કરવાપણું નથી તેમ નેત્રાદિ ઇંદ્રિયોમાં પણ પોતાના સંબંધવિનાના પદાર્થોને પ્રકાશ કરવાપણુ નથી. જો ઇંદ્રિયોમાં સંબંધવિનાના પદાર્થોનું પ્રકાશકપણું આપણે માનીએ તો વ્યવહિત (અંતરાયવાળા ) અને અવ્યવહિત ( અંતરાયવિનાના ) બધા પદાર્થોનું પ્રકાશકપણુ ઇંદ્રિયોમાં જોઇએ, પણ તેમ જોવામાં આવતુ નથી જ્યારે ઇંદ્રિયની વૃત્તિનો પદાર્થની સાથે સંબંધ થાય છે ત્યારેજ તે ઇંદ્રિય તે પદાર્થને ગ્રહણ કરી શકે છે. વચ્ચે ભીત આદિ અંતરાય હોવાથી કિંવા પદાર્થ અતિદૂર હોવાથી જો ઇંદ્રિયની વૃત્તિનો અને તે પદાર્થનો સંબંધ ન થાય તો ઇંદ્રિય તેને શી રીતે ગ્રહણ કરી શકે ? નજ ગ્રહણ કરી શકે. ૧૦૪

જેમ સૂર્યાદિક પદાર્થો તૈજસ (તેજસ્તત્ત્વના કાર્યરૂપ ) છે તેથી તેનું કિરણરૂપે શીઘ્ર દૂરદેશમાં ગમન જોવામાં આવે છે તેમ ચક્ષુ પણ, તેના તેજનું શીઘ્રગમન જોવામાં આવે છે માટે, તૈજસ છે એમ શંકા થાય તો તે શંકાનું સમાધાન કરે છે:—

**न तेजोपसर्पणात्तैजसं चक्षुर्वृत्तितस्तत्सिद्धेः १०५**

तैजस इवापसर्पणाद्दूरेऽपि प्रकाशकत्वात्तैजसमित्यभिमानः। वस्तुतस्तु वृत्तिद्वारेण संबंधात्तत्सिद्धेः प्रमेयसिद्धेः ॥ १०५ ॥

સૂ૦—તેજની ગતિથી ચક્ષુ તૈજસ નથી, વૃત્તિવડે તેની સિદ્ધિથી ૧૦૫

વિ૦—જેમ સ્થૂલશરીરનો ત્યાગ કર્યાવિના મુખ્યપ્રાણ પોતાની પ્રાણનવૃત્તિવડે નાસિકાના અગ્રભાગથી બહાર થોડે દૂર ગમન કરે છે તેમ ચક્ષુ પણ સ્થૂલદેહનો ત્યાગ કર્યા વિના પોતાના વૃત્તિરૂપ પરિણામવિશેષથી પોતાનાથી છેટે રહેલા સૂર્યાદિકપ્રતિ શીઘ્રગમન કરે છે એવી રીતે પ્રાણની વૃત્તિની પેઠે ચક્ષુની વૃત્તિનુ ગમન જોવાથી ચક્ષુને તૈજસરૂપતા સિદ્ધ થતી નથી, નહિ તો પ્રાણને પણ તૈજસપણુ પ્રાપ્ત થવુ જોઇએ. ૧૦૫

નેત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિના સદ્‌ભાવમા પ્રમાણુ બતાવે છે—

**प्राप्तार्थप्रकाशलिंगाद्वृत्तिसिद्धिः ॥ १०६ ॥**

व्यक्तम् ॥ १०६ ॥

સૂ૦—પ્રાપ્ત વસ્તુના પ્રકાશના હેતુથી વૃત્તિની સિદ્ધિ [ થાય છે ] ૧૦૬

વિ૦—નેત્રાદિ ઇંદ્રિયો પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનેજ પ્રકાશ કરે છે, પ્રાપ્ત નહિ થયેલી વસ્તુનો પ્રકાશ કરતી નથી, એ હેતુદ્વારા ( પોતપોતાના વિષયના જ્ઞાન થવારૂપ હેતુવડે ) નેત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિની સિદ્ધિ થાય છે. ૧૦૬

હવે તે વૃત્તિનુ સ્વરૂપ કેવું છે તે જણાવે છે—

## भागगुणाभ्यां तत्त्वांतरं वृत्तिः संबंधार्थं सर्पतीति ॥ १०७ ॥

कार्यानुमेया वृत्तिस्तत्त्वांतरमाहंकारिकं, अनियतः पदार्थो यतः। असंबद्धस्य ज्ञानायोगात् तदर्थं सर्पति। तथा च "वृत्तयः प्रसरद्रूपाः स्फारिताक्षस्य यत्र च। अदृष्टानुग्रहात्तत्र संबद्धार्थावबोधिकाः" ॥ १०७ ॥

સૂ૦—વૃત્તિ ભાગ તથા ગુણુથી ભિન્ન તત્ત્વ [ છે, ને તે ] સબધમાટે પ્રસરે છે ૧૦૭

વિ૦:—બળતા અગ્નિના તણખાની પેઠે ઇદ્રિયોથી તેમની વૃત્તિઓ વિભાગ પામીને પૃથક્ પડતી નથી, એટલે તે ભાગરૂપા નથી. વળી તે વૃત્તિઓ ઇદ્રિયોના ગુણરૂપ પણ નથી. જો તેઓ ગુણરૂપ હોય તો તેઓ પોતાના આશ્રયનો ત્યાગ કરીને વિષયદેશસુધી જઇ શકે નહિ ત્યારે તે વૃત્તિઓ શુ છે એમ શકા થતા તેના સમાધાનમા કહે છે કે વૃત્તિઓ એ ભાગ તથા ગુણથી ભિન્ન અન્ય તત્ત્વ એટલે અહકારતત્ત્વના કાર્યરૂપ છે, અને તેઓ પોતાના વિષયના સબધની સિદ્ધિમાટે પ્રસારણરૂપવાળી થાય છે ૧૦૭

આકારરહિત વૃત્તિમા પ્રસારણક્રિયા કેમ સભવે એમ શકા થાય તો તે શકાનુ ઉત્તર આપે છે –

## न द्रव्यनियमस्तद्योगात् ॥ १०८ ॥

अनियतत्वात्पदार्थानां न द्रव्य एव क्रियानियमः, किंतु यत्र प्रमाणं दृश्यते तदनुमन्यामहे। वृत्तौ च क्रिया दृष्टा, अन्यथा वस्तूपलम्भाभावात् ॥ १०८ ॥

સૂ૦—તેમાં [ ક્રિયાના ] અભાવથી દ્રવ્યનો નિયમ નથી ૧૦૮

વિ૦—આકારવાળા પદાર્થમાંજ ક્રિયા થાય, અને આકારવિનાના પદાર્થમાં ક્રિયા ન થાય એવો કાંઇ નિયમ નથી, માટે વૃત્તિ આકારરહિત પદાર્થ છતાં પણ તેમાં પ્રસાર પામવાની ક્રિયા થાય છે એવું અનુમાન મનુષ્યને ઇંદ્રિયોની વૃત્તિવડે બહારના પદાર્થોનું જ્ઞાન થાય છે તેથી થાય છે ૧૦૮

સ્વર્ગાદિ લોકના ભેદવડે કોઇ લોકમાં ભૌતિક ઇંદ્રિયો પણ હશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે—

न देशभेदेऽप्यन्योपादानताऽस्मदादिवन्नियमः॥१०९॥

स्वशरीर एव व्याप्तिर्गृहीता । आहंकारिकाणींद्रियाणि । तद्व्यभिचारे धूमोऽप्यग्निं व्यभिचरेत् ॥ १०९ ॥

સૂ૦—દેશભેદે પણ અન્યનું ઉપાદાનપણું નથી, અસ્મદાદિની ( આપણા લોકની ) પેઠે નિયમ [ છે ] ૧૦૯

વિ૦—સ્વર્ગલોકાદિ દેશના ભેદથી પણ શ્રોત્રાદિ ઇંદ્રિયોનું ઉપાદાનકારણ અહંકારવિના અન્ય કોઇ તત્ત્વ નથી, અર્થાત્ બધા લોકમાં આ ભૂર્લોકની પેઠે અહંકારજ શ્રોત્રાદિ ઇંદ્રિયોનું ઉપાદાનકારણ છે, આકાશાદિ ભૂતો તેમનું ઉપાદાનકારણ નથી. ૧૦૯

હવે ઇંદ્રિયોના ભૌતિકપણાને કહેનારી શ્રુતિની વ્યવસ્થા કરે છે—

निमित्तव्यपदेशात्तद्व्यपदेशः ॥ ११० ॥

पंचोपादानता निषिद्धा, न निमित्तता। तेन पांचभौतिकमिति व्यपदेशः ॥ ११० ॥

સૂ૦:—નિમિત્તના કથનથી તેનુ કથન [છે] ૧૧૦

વિ૦—કોઇ વસ્તુના નિમિત્તકારણમા પણ કોઇ વેના તેના પ્રધાનપણાના હેતુથી ઉપાદાનકારણપણાનો વ્યવહાર થાય છે, જેમ લોકમા લાકડુ અગ્નિનુ ઉપાદાનકારણરૂપ નહિ છતા પણ લાકડામાથી અગ્નિ ઉત્પન્ન થાય છે એવો વ્યવહાર થાય છે, તેમ તેજ આદિ ભૂતો ચક્ષુ આદિ ઇંદ્રિયોના ઉપાદાનકારણરૂપ નહિ છતા પણ તેજ આદિ ભૂતોનું ચક્ષુ આદિ ઇંદ્રિયોને ગ્રાહકત્વ કરનારપણુ હોવાથી તે ઇંદ્રિયોમા પણ ભૌતિકનો—ભૂતના કાર્યનો—વ્યવહાર શ્રુતિ આદિમાં થાય છે. ૧૧૦

પ્રાણીઓના સ્થૂલશરીરોના અવાતરભેદોનો નિર્ણય કરે છે —

ऊष्मजांडजजरायुजोद्भिज्जसांकल्पिकसांसिद्धिकं चेति न नियमः ॥ १११ ॥

ऊष्मजो दन्दशूकादिः। अण्डजाः पक्षिसर्पादयः। जरायुजो मनुष्यादिः। उद्भिज्जा वृक्षादयः। संकल्पजो मन्वादिः। सांसिद्धिको मंत्रौषधादिसिद्धः। चत्वार्येवेति न नियमः १११

સૂ૦—[ત્રણ વા ચાર] એવો નિયમ નથી; સ્વેદજ, અડજ, જરાયુજ, ઉદ્ભિજ્જ, સાકલ્પિક ને સાંસિદ્ધિક [શરીરો છે.] ૧૧૧

વિ૦—પ્રાણીઓના સ્થૂલશરીરના પરસેવા આદિમાથી જૂ આદિના સ્થૂલશરીરો ઉપજે છે, ઇડામાથી મગરાદિ જલચરોના, સર્પાદિ પે

ચાલનારાં પ્રાણીઓના, ને પક્ષી આદિના સ્થૂલશરીરો ઉત્પન્ન થાય છે ઓરમાથી મનુષ્યોના તથા પશુઓનાં સ્થૂલશરીરોની ઉત્પત્તિ થાય છે પૃથ્વી આદિનું ભેદન કરીને વૃક્ષાદિરૂપ શરીરો ઉત્પન્ન થાય છે સનકાદિના સ્થૂલશરીરો સંકલ્પથી ઉપજેલા છે. શિષ્પડી આદિના સાંસિદ્ધિક સ્થૂલશરીરો તપ ને મન્ત્રાદિની સિદ્ધિથી થયા છે આવી રીતે ઊષ્મજ, ( સ્વેદજ, ) અંડજ, જરાયુજ, ઉદ્‌ભિજ્જ, સાંકલ્પિક અને સાંસિદ્ધિક એ ૭ પ્રકારનાં સ્થૂલશરીરો છે, તેથી પ્રથમની ત્રણ જાતનાજ કિંવા ચાર જાતનાજ સ્થૂલશરીરો છે એવો નિયમ નથી એમ સિદ્ધ થાય છે ૧૧૧

સ્થૂલશરીર પૃથિવીરૂપ એકભૂતનુ કાર્ય છે એમ જે આગળ કહેવામા આવ્યું છે તેનુ વિશેષરૂપથી નિરૂપણ કરે છે —

**सर्वेषु पृथिव्युपादानमसाधारण्यात्तद्व्यपदेशः पूर्ववत् ॥ ११२ ॥**

सर्वेष्विति बाहुल्येन, "सूर्यादिलोके तैजसं शरीरमि"ति श्रुतेः । तत्रापि बहुतरपार्थिवावयवावष्टम्भकत्व, अल्पत्वे चानुपभोगात् । पूर्ववदिति सर्वमेवोक्तम् ॥ ११२ ॥

સૂ૦ —અધિકપણાથી સર્વમા પૃથ્વી ઉપાદાન [છે,] તેનુ કથન પૂર્વની પેઠે [ જાણવુ ] ૧૧૨

વિ૦ —બધી જાતનાં પ્રાણીઓનાં સ્થૂલશરીરોનુ ઉપાદાનકારણ પૃથ્વી છે, કેમકે સર્વ પ્રાણીઓના સ્થૂલશરીરોમા પૃથ્વીનુ અધિકપણુ જોવામાં આવે છે પ્રાણીઓનાં સ્થૂલશરીરો પાચ ભૂતોના બનેલા છે એવો વ્યવહાર તો ઇંદ્રિયોમા ભૌતિકવ્યવહારની પેઠે બીજા ચાર ભૂતો સ્થૂલશરીરની સ્થિતિમા સાહાય્ય કરનાર હોવાથી સભવી શકે છે ૧૧૨

સ્થૂલશરીરમા પ્રાણ પ્રધાન હોવાથી પ્રાણનેજ દેહનો આરંભક માનશુ એમ કોઈ શકા કરે તો તે શકાનુ સમાધાન કરે છે —

## न देहारंभकस्य प्राणत्वमिंद्रियशक्ति-तस्तत्सिद्धेः ॥ ११३ ॥

भौतिकवायोर्देहारंभकत्वं, न तु प्राणवायोर्भौतिकत्वं, "प्राणात्सर्वमजायते"ति श्रुतेः । यावदेहभावित्वे चारंभकत्व-भ्रमः । सर्वेंद्रियशक्त्या प्राणो धार्यत इति यावदिन्द्रियं तावत्तत्सिद्धिः प्राणधारणसिद्धिः ॥ ११३ ॥

સૂ૦—ઇંદ્રિયશક્તિથી તેની સિદ્ધિથી દેહારંભકનુ પ્રાણપણુ નથી ૧૧૩

નિ૦—સ્થૂલદેહમાનો પ્રાણવાયુ એ સ્થૂલદેહનો આરંભક નથી, કેમકે સ્થૂલદેહ એ પૃથ્વી આદિ ભૂતોમાથી થાય છે, ને ઇંદ્રિયોની ભળેલી શક્તિથી પ્રાણની ઉત્પત્તિ થાય છે ઇંદ્રિયોની અભ્યતરની સાધારણવૃત્તિ રૂપ પ્રાણ ઇંદ્રિયોના વિયોગકાલમા સ્થૂલશરીરમા સ્થિત રહેતો નથી તેથી મરેલા સ્થૂલશરીરમા ઇંદ્રિયોના અભાવથી પ્રાણનો પણ અભાવ પ્રતીત થાય છે ૧૧૩

જો પ્રાણને સ્થૂલદેહનુ કારણ નહિ માનો તો પ્રાણ વિના સ્થૂલદેહ ઉત્પન્ન થયો જોઈએ એમ શકા થાય તો એ શકાનુ નિવારણ કરે છે —

## भोक्तुरधिष्ठाधानाद्भोगायतननिर्माणमन्यथा पूतिभावप्रसंगात् ॥ ११४ ॥

स्फुटम् ॥ ११४ ॥

સૂ૦—ભોક્તાના અધિષ્ઠાનથી ભોગના સ્થાનની (શરીરની) રચના [ થાય છે, ] બીજી રીતે દુર્ગંધપણાની પ્રાપ્તિથી. ૧૧૪

વિ૦—ભોક્તારૂપ આત્માના અધિષ્ઠાનના હોવાથી ભોગાયતનની (સ્થૂલશરીરની) ઉત્પત્તિ થાય છે, નહિ તો તેના અભાવે મરેલા સ્થૂલશરીરની પેઠે સ્થૂલશરીરના હેતુભૂત ને ગર્ભાશયમાં રહેલા શુક્ર-શોણિતમાં દુર્ગંધપણુ ઉપજે, ને જીવનવાળા રહી વૃદ્ધિ ન પામે વળી જીવાત્માને અભાવે તથા પ્રાણને અભાવે રસ ને લોહી આદિનુ સ્રવનપણુ ન થવાથી સ્થૂલશરીરની ઉત્પત્તિ પણ ન થાય, તેથી ભોક્તાના ઉપભોગમાટે રસાદિના સ્રવાદિ વ્યાપારવિશેષોએ કરીને પ્રાણ એ સ્થૂલદેહનો ધારણ કરનાર છે, માટે શરીરના અસ્તિત્વના નિમિત્તકારણરૂપ તે છે ઉપાદાનકારણરૂપ તે નથી ૧૧૪

પ્રાણ વ્યાપારવાળો હોવાથી તેનેજ સ્થૂલશરીરના અધિષ્ઠાનરૂપ માનવો જોઈએ, આત્મા નિર્વિકાર હોવાથી આત્માને અધિષ્ઠાનરૂપ માનવાનુ કાંઇ પ્રયોજન નથી, એમ શકા થાય તો તે શકાનુ સમાધાન કરે છે —

भृत्यद्वारा स्वाम्यधिष्ठितिर्नैकांतात् ॥ ११५ ॥

जडे भृत्येऽप्यलम्बिनी सर्वत्र स्वस्थितिर्यथा, तथा जडस्य प्रधानस्याधिष्ठानान्न पूतिभावविरोधः ॥ ११५ ॥

સૂ૦—દાસદ્વારા સ્વામીનુ અધિષ્ઠાનપણુ [ છે, ] સાક્ષાત્ નથી ૧૧૫

વિ૦—જેમ નગરની રચના કરવામા સેવકોદ્વારા રાજાને તેનુ

અધિષ્ઠાનપણું પ્રાપ્ત થાય છે તેમ સ્થૂલશરીરની રચનામાં પણ પ્રાણ-રૂપ સેવકદ્વારા ચૈતન્યરૂપ સ્વામીને અધિષ્ઠાનપણું પ્રાપ્ત થાય છે, તેનું સાક્ષાત્ અધિષ્ઠાનપણું નથી, અર્થાત્ પ્રાણને સ્થૂલશરીરનું સાક્ષાત્ અધિષ્ઠાતાપણું છે, અને પુરુષને પ્રાણના સંયોગદ્વારા સ્થૂલશરીરનું અધિષ્ઠાતાપણું છે. તે પ્રાણ ભોક્તાને માટે સ્થૂલદેહનું નિર્માણ કરે છે, માટેજ પૂર્વસૂત્રમાં ભોક્તાને અધિષ્ઠાનપણું કહેલું છે. ૧૧૫

પુરુષનું રૂપ જે નિત્યમુક્તપણું તે આગળ કહેવામાં આવ્યું છે તેને હવે સુદૃઢ કરે છેઃ—

## समाधिसुषुप्तिमोक्षेषु ब्रह्मरूपता ॥ ११६ ॥

ब्रह्मणा सह तुल्यरूपता, सर्वत्र बाह्यासंवेदनात्, न तु ब्रह्मरूपता ॥ ११६ ॥

સૂ૦ઃ—સમાધિ, સુષુપ્તિ ને મોક્ષમાં બ્રહ્મરૂપપણું [ છે. ] ૧૧૬

વિ૦ઃ—અસંપ્રજ્ઞાતસમાધિ, ગાઢસુષુપ્તિ અને વિદેહકૈવલ્ય આ ચિત્ત-ની ત્રણ અવસ્થાઓમાં પુરુષને બ્રહ્મરૂપપણું થાય છે–ચિત્તની વૃત્તિઓનો વિલય થવાથી પુરુષના પોતાના સ્વરૂપમાં પરિચ્છિન્નબુદ્ધિનો અભાવ થવાને લીધે પુરુષના સ્વરૂપની પૂર્ણતા થાય છે. જેમ ઘડારૂપ પરિ-ચ્છિન્ન ઉપાધિના નાશથી ઘટાકાશની પૂર્ણતા થાય છે તેમ, ઔપાધિક પરિચ્છિન્નતાથી રહિત પરિપૂર્ણ સમાન ચૈતન્યને આ શાસ્ત્રમાં બ્રહ્મ કહે છે. સર્વ પુરુષોની સ્વાભાવિક બ્રહ્મરૂપતા છે. માત્ર ચિત્તવૃત્તિના સંબંધથી તેમનામાં પરિચ્છિન્નતા તથા દુઃખાદિની પ્રતીતિ જણાય છે. તે સર્વ ઉપાધિના ધર્મો હોવાથી પુરુષ નિત્યમુક્ત છે. ૧૧૬

સુષુપ્તિથી તથા સમાધિથી મોક્ષમાં શું વિશેષપણું છે તે જણાવે છેઃ—

(द्वयो) **द्वयोः सबीजत्वमन्यत्र तद्धतिः ॥ ११७ ॥**

द्वयोः समाधिसुषुप्त्योः सबीजत्वं संस्कारसत्त्वं, अन्यस्य मोक्षस्य बीजहानम् ॥ ११७ ॥

સૂ૦ —બેનુ સબીજપણુ [ ને ] અન્યમા તેનો નાશ [ છે ] ૧૧૭

વિ૦ —સમાધિમા તથા સુષુપ્તિમા પુરુષના ચિત્તમા વાસના-ઉત્થાનનુ બીજ—બધના સસ્કારો—રહે છે, અને મોક્ષાવસ્થામા તેનો નાશ થાય છે સમાધિનો અને સુષુપ્તિનો ભગ થયા પછી પુન ચિત્તવૃત્તિનો ઉદય થાય છે, પણ મોક્ષાવસ્થામા તો પુરુષના ચિત્તમાના સર્વ સસ્કારો નાશ (અતીતાવસ્થાને) પામી જાય છે, માટે તે ચિત્તવૃત્તિનો પુન ઉદય થતો નથી સુષુપ્તિમા અને સમાધિમા સર્વ સસ્કારો ચિત્તરૂપ ઉપાધિમા રહે છે પણ પુરુષમા તેમનુ પ્રતિબિબ પડતુ નથી, અને જાગ્રદાદિમા તો પુરુષમા તેમનુ પ્રતિબિબ પડે છે ૧૧૭

સુષુપ્તિ અને સમાધિ મનુષ્યના અનુભવમા આવે છે, પરતુ અદષ્ટ હોવાથી મોક્ષમા કોઈ પ્રમાણ નથી, એવી કોઇ શકા કરે તો તે શકાનુ સમાધાન કરે છે —

**द्वयोरिव त्रयस्यापि दृष्टत्वान्न तु द्वौ ॥ ११८ ॥**

त्रयस्यापि मोक्षस्यापि दृष्टत्वात् श्रुत्यनुमानप्रतिपादनात्कृतकृत्यता, न तु द्वौ सुषुप्तिसमाधी। सबीजत्वात्तयोः कृतकृत्यता गौणीति ॥ ११८ ॥

સૂ૦ —બેની પેઠે ત્રણના પણ દૃષ્ટપણાથી બેજ નથી ૧૧૮

વિ૦—જેમ સુષુપ્તિ તથા સમાધિ એ બે ચિત્તની અવસ્થામા ચિત્તની વૃત્તિઓનો લય થતો જોવામા આવે છે તેમ તે ત્રીજી મોક્ષાવસ્થામાં પણ ચિત્તવૃત્તિઓનો લય થયાનું શ્રુતિપ્રમાણથી તથા અનુમાનપ્રમાણથી જાણવામા આવે છે. એવી રીતે સુષુપ્તિ, સમાધિ ને મોક્ષ એ ત્રણેનો સદ્ભાવ છે, માત્ર બેનોજ સદ્ભાવ નથી એ ત્રીજી અવસ્થા નિર્બીજતાને લીધે પરમપુરુષાર્થરૂપ છે અન્ય બે અવસ્થા એવી રીતની નથી ૧૧૮

રાગાદિ બંધનો હેતુ છે, પણ વાસના શી રીતે બંધનો હેતુ થાય છે, એમ શંકા થાય તો તે શંકાનુ સમાધાન કરે છે—

## वासनयाऽनर्थख्यापनं दोपयोगेऽपि न निमित्तस्य प्रधानबाधकत्वम् ॥ ११९ ॥

न दोपादेव बन्ध इति वक्तव्यम् । वासनयानर्थख्यापनमवश्यं कर्तव्यम् । दोषाणामेव निमित्तस्य प्रधानस्य मुक्तौ बाधकत्वं वक्तव्यम् । मुख्यं च वासनेति ॥ ११९ ॥

સૂ૦—દોષના સબંધમા પણ વાસનાવડે અનર્થનુ કથન [ છે, ] ગૌણનુ મુખ્યને બાધ કરનારપણુ નથી ૧૧૯

વિ૦—કેવલ રાગદિદોષોજ બંધનુ કારણ છે એમ નથી, કિંતુ રાગાદિદોષોની વાસના વિશેષરૂપે અનર્થનુ ભાન કરાવે છે જે નિમિત્ત-અમુખ્ય-હોય તે કદીપણ મુખ્યને બાધિત કરી શકે નહિ, માટે રાગદ્વેષાદિની વાસનાજ મુક્તિની મુખ્ય પ્રતિબંધક છે, ને રાગાદિ ગૌણ પ્રતિબંધક છે. ૧૧૯

જો સસ્કારથી કર્મ અને કર્મથી સસ્કાર એ પ્રમાણે હોય તો અનેક સસ્કારોથી અનેક ક્રિયાઓ થવી જોઈએ એમ શકા થાય તો એ શકાનુ નિવારણ કરે છે—

**एकः संस्कारः क्रियानिर्वर्तको न तु प्रतिक्रियं संस्कारभेदा वहुकल्पनाप्रसक्तेः ॥ १२० ॥**

एकसंस्कारपक्षे इपोर्नुपात इत्युक्तम् । परिणामपक्षे च एकस्यैव मंदतरादिपरिणामात्पात इति, वहुकल्पनायां गौरवमिति ॥ १२० ॥

સૂ૦—ક્રિયાને સિદ્ધ કરનારો સસ્કાર એક [ છે, ] પણ બહુની કલ્પનાના પ્રસંગથી પ્રત્યેક ક્રિયામા સસ્કારના ભેદો નથી. ૧૨૦

વિ૦—સ્થૂલશરીરની પ્રાપ્તિ ને તેનડે થનારા ભોગનો આરભ કરનાર પ્રધાન ( મુખ્ય ) સસ્કાર એક છે, બહુ નથી. વળી તે એક સસ્કાર તે સ્થૂલશરીરથી સાધ્ય એવા સમસ્ત ભોગોની સમાપ્તિ કરનારો છે કર્મોની પેઠે ભોગની સમાપ્તિએ તે સસ્કાર નાશ પામે છે—અતીતાવસ્થાને પામે છે ભાવાર્થ કે સ્થૂલશરીરના ભોગનો આરભથી સમાપ્તિસુધી એકજ ક્રિયાપ્રવાહ સ્વીકારવાયોગ્ય છે અતર્ગત ક્રિયાઓ અનેક છતાં પણ તેમના હેતુભૂત પ્રધાનસસ્કાર એકજ છે જે મરણકાલે પૂરો થાય છે ૧૨૦

ઉદ્‌ભિજ્જશરીરના અસ્તિત્વનુ પ્રતિપાદન પૂર્વે કરવામા આવ્યુ છે, તેમા વાદી એવી શકા કરે છે કે "ઉદ્‌ભિજ્જશરીરોમા બહારના પદાર્થોનું જ્ઞાન નથી હોતુ, માટે તે શરીર નથી." વાદીની તે શકાનુ સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રદ્વારા કરે છે—

## न वाह्यबुद्धिनियमो वृक्षगुल्मलतौषधिवनस्पतितृणवीरुधादीनामपि भोक्तृभोगायतनत्वं पूर्ववत् ॥ १२१ ॥

यथा सदिति प्रत्ययोऽबाधितः, तथा घटपटादिप्रत्ययोऽपि। सदिति प्रत्ययश्च सामान्यविषयः। तस्मान्न वाह्यबुद्धावेकस्यैवेति नियमः। पूर्ववदिति भोगायतनत्वात्पांचभौतिकम्। भोगायतनत्वं च जन्मान्तरीयक्रियाविशेषात् "जीवात्मान एव स्थावराश्रयतामुपगच्छन्ती"ति श्रुतेः ॥ १२१ ॥

સૂ૦:—[ શરીરમાં ] બાહ્યજ્ઞાનનો નિયમ નથી; વૃક્ષ, ગુલ્મ, લતા, ઔષધિ, વનસ્પતિ, તૃણ ને વીરુધાદિનું પણ ભોક્તાપણું ને ભોગાયતનપણું પૂર્વની પેઠે [ છે. ] ૧૨૧

વિ૦:—જે શરીરમાં રહેલા જીવને બહારના પદાર્થોનું જ્ઞાન થાય છે તેજ શરીર કહેવાય એવો કાઇ નિયમ નથી, કિંતુ અંતર્જ્ઞાનવાળાં વૃક્ષ, ગુલ્મ, ( ઘણાં થડોવાળો છોડ, ) લતા, ઔષધિ, વનસ્પતિ, ( ફુલ આવ્યા વિના જેમા ફલ આવે એવાં વૃક્ષો, ) તૃણ તથા વીરુધાદિને ( બહુ ફેલાઇ જનારા વેલા આદિને ) પણ તેમાં રહેલા જીવરૂપ ભોક્તાનુ શરીરપણુ છે. ભોક્તારૂપ અધિષ્ઠાનવિના મનુષ્યાદિના શરીરમાં દુર્ગંધવાળાપણા આદિની પ્રાપ્તિની પેઠે વૃક્ષાદિમાં સુકાપણુ આવે છે, તે તેમાં રહેલા ભોક્તાનો અને પોતાના શરીરરૂપની પ્રતીતિ કરાવે છે. " अस्य यदेका शाखां जीवो जहाति अथ सा शुष्यति " ( વૃક્ષના જે જે અવયવમાંથી જીવનો વિયોગ થાય છે તે તે અવયવ તે વૃક્ષનો સુકાઇ જાય છે, ) આ શ્રુતિ પણ એમજ કહે છે. ૧૨૧

સ્મૃતિમાં પણ એમજ કહ્યું છે એમ જણાવે છેઃ—

## स्मृतेश्च ॥ १२२ ॥

व्यक्तम् । तथा च " असिवादितश्च यो विप्र आशिषं न प्रयच्छति । श्मशाने जायते वृक्षो गृध्रकंकनिषेवितः ॥ शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः । वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् " ॥ १२२ ॥

સૂ૦ઃ—સ્મૃતિથી પણ [એમ સિદ્ધ થાય છે.] ૧૨૨

વિ૦—સ્મૃતિથી પણ વૃક્ષાદિ જીવનાં શરીરો છે એમ સિદ્ધ થાય છે. " शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नर. । वाचिकैः पक्षिमृगता मानसैरन्त्यजातिताम् ॥ " ( શરીરના પાપકર્મોથી મનુષ્ય વૃક્ષાદિ સ્થાવરપ્રાણીના દેહને પામે છે, વાણીના પાપથી મનુષ્ય પક્ષીના તથા મૃગાદિ પશુના દેહને પામે છે, અને માનસિકપાપથી તે ચાંડાલાદિના દેહને પામે છે, ) ઇત્યાદિ સ્મૃતિઓમા વૃક્ષાદિક શરીરોમા રહેલા ભોક્તાને પ્રતિપાદન કરેલ છે ૧૨૨

વૃક્ષાદિકને દેહરૂપ માનવાથી તેમા રહેલા જીવને શાસ્ત્રમા કહેલાં કર્મોના અધિકારની પ્રાપ્તિ થશે એમ શંકા થાય તો તે શંકાનુ સમાધાન કરે છે —

## न देहमात्रतः कर्माधिकारित्वं वैशिष्ट्यश्रुतेः॥१२३।

जीवदेहा अपि चाण्डालादयो न कर्माधिकारिणः, किं पुनः स्थावरा इति, विशिष्टदेहस्य कर्माधिकारित्वात् ॥१२३॥

સૂ૦ઃ—વિશિષ્ટપણાની શ્રુતિથી દેહમાત્રથી કર્માધિકારીપણુ નથી. ૧૨૩

વિ૦—દેહ હોવાથીજ તેમા રહેલા જીવને કર્મના અધિકારની

પ્રાપ્તિ થાય એવો નિયમ નથી, કેમકે શ્રુતિમાં બ્રાહ્મણાદિ શરીરવાળા મનુષ્યનેજ શાસ્ત્રીયકર્મનો અધિકાર પ્રતિપાદન કરેલો છે. વૃક્ષાદિ સ્થાવર-દેહની વાત તો દૂર રહી, પણ મનુષ્યદેહમાં પણ મ્લેચ્છચાંડાલાદિ અયોગ્ય દેહને અભ્યુદયના હેતુભૂત વૈદિકકર્મને માટે અયોગ્ય કહ્યા છે. ૧૨૩

શરીરના ભેદવડે કર્મનો અધિકાર દેખાડવામાટે ત્રણ પ્રકારનાં શરીરોનું નિરૂપણ કરે છેઃ—

## त्रिधा त्रयाणां व्यवस्था कर्मदेहोपभोगदेहोभयदेहाः ॥ १२४ ॥

वीतरागाणां फलसंन्यासेन कर्मकरणात्कर्मदेहः । पश्वादीनामुपभोगदेहः । भोगिनां कर्माधिकारिणां कर्मोपभोगदेहः ॥ १२४ ॥

સૂ૦ઃ—ત્રણની ત્રણ પ્રકારે વ્યવસ્થા [ છે; ] કર્મ-દેહ, ઉપભોગદેહ ને ઉભયદેહ. ૧૨૪

વિ૦—ત્રણ જાતના સ્થૂલદેહની ત્રણ પ્રકારની વ્યવસ્થા છે, તે આવી રીતે–કર્મદેહ, ઉપભોગદેહ અને ઉભયદેહ ઋષિઓના દેહો તે કર્મદેહો કહેવાય છે, દેવતાઓના અને પશ્વાદિના દેહો તે ઉપભોગદેહો કહેવાય છે, અને રાજર્ષિઓના અને કર્માધિકારી ભોગિજનોના દેહો તે ઉભયદેહો કહેવાય છે વિવેકી ઋષિઓ આ લોકના વા પરલોકના ભોગની ઇચ્છા કરતા નથી, અને પોતાનું કર્તવ્ય સમજીને શાસ્ત્રોક્ત કર્મો કરે છે, દેવતાઓ અને પશ્વાદિ શાસ્ત્રોક્ત કર્મો કરતાં નથી, માત્ર પૂર્વે કરેલાં પુણ્યપાપકર્મોનાં ફલોનો ઉપભોગ કરે છે; અને રાજર્ષિઓ તથા કર્માધિકારી ભોગિજનો શાસ્ત્રોક્ત કર્મો પણ કરે છે, અને કર્મના ફલરૂપે પ્રાપ્ત થયેલા ભોગો પણ ભોગવે છે. ૧૨૪

હવે સર્વ અધિકારથી રહિત ચોથો દેહ કહે છેઃ—

## न किंचिदप्यनुशयिनः ॥ १२५ ॥

" विषादनुशयं द्वेपे पश्चात्तापानुबन्धयोः " शाश्वतः । अनुशयिनो योगिनो न किंचिदपि सर्वानधिकारात् ॥१२५॥

સૂ૦ —યોગીઓને [તેમાનુ] કાંઇ પણ નથી ૧૨૫

વિ૦ —અનુશયીઓનો-યોગીઓનો-દેહ આ ત્રણ પ્રકારના દેહોમાના કોઇ પણ પ્રકારના દેહોમાં આવતો નથી, કેમકે તેઓ અશુક્લઅકૃષ્ણકર્મવાળા છે. જેઓ હિંસાદિ પાપકર્મ કરતા નથી, અને જપાદિ શુભકર્મ કોઇ પણ પ્રકારની કામના રાખ્યાવિના કરે છે તેઓ અશુક્લઅકૃષ્ણકર્મવાળા કહેવાય છે ઇચ્છા થાય તો એની વિશેષ સમજમાટે શ્રીપાતંજલયોગદર્શનની ગુજરાતી ટીકા જુઓ ૧૨૫

બુદ્ધિ આદિના નિત્યપણાનુ નિરાકરણ કરે છે—

## न बुद्ध्यादिनित्यत्वमाश्रयविशेषेऽपि वह्निवत् ॥ १२६ ॥

व्याप्तिस्वरूपस्य व्यभिचारे सर्वत्रानाश्वासः । तथा चाश्रयविशेषे चन्दनप्रभवस्य वह्नेरनुष्णत्वम् ॥ १२६ ॥

સૂ૦ —આશ્રયવિશેષમા પણ બુદ્ધ્યાદિની નિત્યતા નથી, અગ્નિની પેઠે ૧૨૬

વિ૦ —ઈશ્વરરૂપ આશ્રયવિશેષવડે પણ બુદ્ધ્યાદિને નિત્યપણુ સભવતુ નથી જેમ ચદનને આશરે રહેલો અગ્નિ શીતળ થતો નથી તેમ ઈશ્વરને આશરે રહેલી બુદ્ધિ નિત્ય થઇ શકતી નથી જો વિકલ્પરૂપે ઈશ્વરનુ અસ્તિત્વ માનીએ તોપણ મનુષ્યની બુદ્ધિની એટલે જ્ઞાનની પેઠે ઈશ્વરના જ્ઞાનાદિક પણ જ્ઞાનપણા આદિ હેતુઓથી અનિત્યજ સિદ્ધ થશે, નિત્યસિદ્ધ નહિ થાય ૧૨૬

તેમાં બીજું દૂષણ બતાવે છે:—

## आश्रयासिद्धेश्च ॥ १२७ ॥

ईश्वरस्यासत्त्वात्, आत्मनां च धर्माभावात्, प्रकृतिधर्माणां परिणामित्वात्, महदादीनामनित्यत्वात्। न चानित्याश्रया धर्मा नित्या भवितुमर्हन्ति, तस्मान्नित्यबुद्धेराश्रयो नास्ति ॥ १२७ ॥

સૂ૦:—અને આશ્રયની અસિદ્ધિથી [ પણ એમજ નક્કી થાય છે. ] ૧૨૭

*વિ૦:—વળી નિત્યજ્ઞાનનો આશ્રય પણ અસિદ્ધ છે,—આગળ જણાવેલા કારણોથી નિત્યજ્ઞાનના આશ્રયરૂપ ઈશ્વરની અસિદ્ધિ છે, અને આત્માનું નિર્ધર્મકપણુ છે, એટલે કોઇ પણ આત્મા નિત્યજ્ઞાનનો આશ્રય નથી. પ્રકૃતિ નિત્ય છતાં પણ તે પરિણામધર્મવાળી છે, સર્વદા એકરૂપે રહેનારી નથી, અને પ્રકૃતિથી ઉપજેલાં મહત્તત્ત્વાદિ કાર્યો પરિણામી ને અનિત્ય છે. આવી રીતે નિત્યજ્ઞાનના આશ્રયનું નિત્યપણું ને અપરિણામીપણું સિદ્ધ ન થવાથી જ્ઞાન પણ અનિત્યજ ઠરે છે, નિત્ય સિદ્ધ થતુ નથી. ૧૨૭*

જેમ લોકમાં મણિ, મંત્ર ને ઔષધિના પ્રભાવથી ઉપજતી સિદ્ધિ જોવામાં આવે છે તેમ યોગથી ઉત્પન્ન થતી સિદ્ધિ જોવામાં આવતી નથી, માટે તે અસત્ છે, એમ શંકા થાય તો તે શંકાનું સમાધાન કરે છે:—

## योगसिद्धयोऽप्यौषधादिसिद्धिवन्नापलपनीयाः १२८

अणिमादिसिद्धिकायव्यूहपरपुरप्रवेशादयो दृष्टाः, ते च

मंत्रादिभ्यः क्षुद्रसिद्धिप्रदेभ्योऽसंभवन्तो योगमेवावलम्बन्त इति नापलपनीयाः ॥ १२८ ॥

સૂ૦—યોગની સિદ્ધિઓ પણ ઔષધાદિની સિદ્ધિની પેઠે [ સત્ય છે, ] મિથ્યા ગણવાયોગ્ય નથી. ૧૨૮

વિ૦—લોકમા જોવામા આવતી ઔષધાદિની સિદ્ધિની પેઠે યોગની સિદ્ધિઓ પણ પુણ્યવાન્ વિવેકીઓના જોવામાં આવે છે, માટે તે સિદ્ધિઓનો અભાવ છે, એમ કહી શકાય નહિ મણિ, મન્ત્ર ને ઔષધિ આદિથી ક્ષુદ્ર સિદ્ધિઓ ઉપજે છે, અને યોગના પરિપાકથી યોગીને અણિમાદિ મહાસિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે, માટે તેનો અભાવ માનવો યોગ્ય નથી ૧૨૮

પાંચ ભૂતોને ચૈતન્ય માનનારાના મતનુ ખંડન કરે છેઃ—

## न भूतचैतन्यं प्रत्येकादृष्टेः सांहत्येऽपि च सांहत्येऽपि च ॥ १२९ ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने पंचमः परपक्षनिर्जयाध्यायः ॥ ५ ॥

यस्य स्वल्पा शक्तिरस्ति, तस्य समुदायान्महच्छक्तिर्जायते, यथा तंतूनां स्वल्पशक्तिमतां समुदायाद्गजबन्धनशक्तिर्दृश्यते । न तथा भूतानां पृथक् चैतन्यं दृष्टं, येन सांहत्ये चैतन्योद्भवः स्यात् । संहतत्वाविशेषान्मृतदेहस्यापि चैतन्यप्रसंगः । तस्मादन्य एव चेतनः ॥ उक्तमप्यर्थं प्रसंगानुप्रसंगेन व्यवहितमिति स्मारितं, तेन न पुनरुक्तम् । सांहत्ये चेति वीप्साध्यायपरिसमाप्तौ ॥ १२९ ॥

इति श्रीमदनिरुद्धभट्टेन विरचितायां श्रीकापिलसांख्यप्रवचनसूत्रवृत्तौ परपक्षनिर्णयाध्यायः पंचमः ॥ ५ ॥

સૂ૦ —પ્રત્યેક[ભૂત]મા [ચૈતન્યના] અદર્શનથી ભૂતમા ચૈતન્ય નથી, અને મળેલા [ભૂતો]મા પણ [ચૈતન્ય નથી,] અને મળેલામા પણ [નથી] ૧૨૯

વિ૦ —પૃથિવી આદિ ભૂતોના વિભાગકાનમા પૃથિવી આદિ એક એક ભૂતમા ચૈતન્ય જોવામા આવતું નથી તેથી મળેના ચાર વા પાચ ભૂતોમા પણ ચેતનપણુ નથી એમ સિદ્ધ થાય છે જે સ્વભાવ એક એક ભૂતમા પ્રકટ કે અપ્રકટ ન હોય તે સર્વ ભૂતોના મળવાથી પણ ઉપજી શકે નહિ સાહત્યેઽપિ ચ ' એ પદોનુ સૂત્રમા જે બે વાર કથન છે તે આ પાચમા અધ્યાયની સમાપ્તિ જણાવવા માટે છે. ૧૨૮

इति श्रीमन्मथुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां पचम परपक्षनिर्णयाध्याय ॥ ५ ॥

ॐ

# ॥ ६—तंत्रार्थसंक्षेपाध्याय ॥

ગયા પાંચમા અધ્યાયમાં સાંખ્યથી ભિન્ન વાદીઓના પક્ષોનું ખંડન કરી, હવે મુમુક્ષુઓને દૃઢબોધ થવામાટે આ છઠ્ઠા અધ્યાયવડે સાખ્યસિદ્ધાતનું સક્ષેપમાં નિરૂપણ કરે છે. તેમાં પહેલા સૂત્રવડે આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે છે —

**अस्त्यात्मा नास्तित्वसाधनाभावात् ॥ १ ॥**

स्पष्टम् । सामान्येनात्मन्यविप्रतिपत्तिः ॥ १ ॥

સૂ૦ઃ—[ આત્માના ] નહિપણાના હેતુના અભાવથી આત્મા છે. ૧

વિ૦—સદ્રૂપ ને ચેતનરૂપ આત્માના અભાવનું સાધક કોઇ પણ શાસ્ત્રીય પ્રમાણ ન હોવાથી હુ એવા શબ્દવડે ને જ્ઞાનવડે પ્રસિદ્ધ આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે હુ નથી એમ પોતાના અભાવને કોઇ પણ ભ્રાંતિરહિત માણસ કહેતુ નથી, પણ હુ છુ એમ પોતાના અસ્તિત્વને સૌ ભ્રાંતિરહિત માણસો જણાવે છે, એટલે સર્વ મનુષ્યોને આત્માનુ સામાન્યજ્ઞાન છે, માત્ર તેમને તેના વિશેષજ્ઞાનની અપેક્ષા રહે છે એમ જણાય છે. ૧

હવે આત્માનુ વિશેષજ્ઞાન મેળવવાના સાધનરૂપ અનુમાનપ્રમાણને કહે છેઃ—

**देहादिव्यतिरिक्तोऽसौ वैचित्र्यात् ॥ २ ॥**

देहाभेदपक्षे बाल्यकौमारयौवनवार्द्धकदेहभेदादनेकात्मत्व-

प्रसङ्गः, मृते देहे नाशात् तस्य जन्मान्तरवैचित्र्यानुपपत्तिः। श्रुतिश्च "अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः। स वेत्ति सर्वं नहि तस्य वेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम्" ॥ २ ॥

સૂ૦—વિચિત્રપણાથી આ દેહાદિથી ભિન્ન [છે.] ૨

વિ૦—સ્થૂલશરીર, લોહી, મગજ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ ને પ્રકૃતિ એ સર્વ જડ પદાર્થોથી ચેતનરૂપ આત્મા પૃથક્ છે, તેમાનુ કોઈ એક કે તે સર્વે આત્મા નથી. જો આત્મા સ્થૂળશરીરાદિથી પૃથક્ ન હોય તો સ્થૂલશરીરનો નાશ થયા પછી પુનર્જન્મ કોનો થાય? ને જો આત્માનું જન્માંતર ન હોય તો આવી રીતની વિચિત્ર સૃષ્ટિ જે આપણે પ્રત્યક્ષ-પ્રમાણથી જોઇએ છીએ તે કેમ થઇ શકે? નજ થઇ શકે, માટે સ્થૂલશરીરાદિથી ભિન્ન પૂર્વજન્મવાળો ને પુનર્જન્મવાળો આત્મા છે એમ સિદ્ધ થય છે. ૨

તેને માટે અન્ય પ્રમાણ કહે છે:—

## षष्ठीव्यपदेशादपि ॥ ३ ॥

मम देह इति ज्ञानमस्ति, भेदे च षष्ठी श्रूयते। स्थूलोऽहमिति सामानाधिकरण्यमस्तीति चेत्, न, देहे प्रत्युपभोगात्तन्निमित्तोऽयं गौणः प्रत्ययः ॥ ३ ॥

સૂ૦:—છઠ્ઠી[વિભક્તિ]ના વ્યવહારથી પણ [આત્મા ભિન્ન છે.] ૩

વિ૦:—મારુ શરીર મારી ઇંદ્રિયો, મારું મન, ને મારી બુદ્ધિ ઇત્યાદિ રીતે લોકોના છઠ્ઠી વિભક્તિના પ્રયોગદ્વારા પણ શરીરાદિથી આત્માના પૃથક્પણાની સિદ્ધિ થાય છે. જો આત્મા શરીરાદિથી ભિન્ન

ન હોય તો હું શરીર, ને હું મન, ઇત્યાદિ રીતનો લોકોને અનુભવ થવો જોઇએ, પણ તેવો અનુભવ કોઈ અબાલ મનુષ્યને થતો નથી. હું સ્થૂલ છુ, ને હું ગોરો છુ, ઇત્યાદિ પ્રતીતિઓ "अस्थूलमनणु" ( આત્મા સ્થૂલ નથી, અણુ નથી, ) ઇત્યાદિ આત્માના સ્થૂલરૂપાદિનો નિષેધ કરનારી શ્રુતિઓવડે બાધિત થવાથી તે ભ્રાંતિવાળી પ્રતીતિઓથી આત્માની દેહાદિરૂપતા સિદ્ધ થઇ શકતી નથી ૩

આ શિલાપુત્રનુ ( મોટા પથ્થરના કકડાનુ ) શરીર છે એવી રીતનો ભેદવ્યવહાર તેમનો અભેદ છતા પણ થાય છે તેમ આ મારૂં શરીર છે ઇત્યાદિ વ્યવહાર પણ આત્માનો અને શરીરનો અભેદ છતાં કેમ ન થઈ શકે એમ શંકા થાય તો તે શંકાનુ ઉત્તર આપે છે—

## न शिलापुत्रवद्धर्मिग्राहकमानबाधात् ॥ ४ ॥

न, तत्र प्रत्यक्षेणैवाभेदप्रतीतेः षष्ठी बाधितेति गौणः प्रयोगः । मुख्यसंभवाद्गौणोऽत्र नास्ति ॥ ४ ॥

સૂ૦—ધર્મીને ગ્રહણ કરનાર પ્રમાણના બાધથી શિલાપુત્રની પેઠે [ અભિન્ન ] નથી ૪

વિ૦—શિલાપુત્ર-મોટા પથ્થરનો કકડો. શિલાપુત્રનું શરીર અને રાહુનુ માથુ એ સ્થલોમા જેમ બનેનો અભેદ બતાવનારો છઠ્ઠી વિભક્તિનો વિકલ્પવૃત્તિવાળો પ્રયોગ છે તેમ મારુ શરીર, અને મારુ મન, તે સ્થલે છઠ્ઠી વિભક્તિનો વિકલ્પવૃત્તિવાળો પ્રયોગ નથી, કેમકે શિલાપુત્રનુ શરીર ઇત્યાદિ સ્થલોમાં અભેદગ્રાહક પ્રત્યક્ષપ્રમાણથી તેના ભેદનો બાધ થવાથી તેને વિકલ્પવૃત્તિરૂપપણુ પ્રાપ્ત થાય છે, તેથી તે પ્રયોગ તેમના ભેદનો સાધક થઇ શકતો નથી શરીરાદિથી આત્માના ભેદના ગ્રાહક છઠ્ઠી વિભક્તિવાળા લૌકિક વ્યવહારનુ કોઈ બાધક

પ્રમાણ નથી, તેથી તે વ્યવહાર યથાર્થ હોવાથી શરીરાદિથી આત્માના ભેદને સિદ્ધ કરવામાં સમર્થ છે. ૪

સુખનો ઉત્કર્ષ થવાથી પુરુષને કૃતકૃત્યપણું પ્રાપ્ત થવું જોઇએ એમ શંકા થાય તો એ શંકાનું નિવારણ કરે છેઃ—

## अत्यंतदुःखनिवृत्त्या कृतकृत्यता ॥ ५ ॥

सुखोत्कर्षस्यापि क्षयित्वान्न कृतकृत्यता । अत्यन्तदुःखनिवृत्तिस्तु तथा, अपुनरावृत्तेः ॥ ५ ॥

સૂ૦:—દુઃખની અત્યંતનિવૃત્તિવડે કૃતાર્થપણું [છે.] ૫

વિ૦:—ત્રણ પ્રકારનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિદ્વારાજ પુરુષ કૃતકૃત્ય થાય છે, સુખની પરાકાષ્ઠાને પામવાથી તે કૃતકૃત્ય થતો નથી; કેમકે પ્રાપ્ત થયેલા મોટામાં મોટા વિષયસુખનો પણ વિનાશ થવાનો સંભવ છે. ૫

મોક્ષમાં સુખના અભાવના વિદ્યમાનપણાને લીધે મોક્ષમાં અપુરુષાર્થપણું આવશે એમ શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છેઃ—

## यथा दुःखात् क्लेशः पुरुषस्य न तथा सुखादभिलाषः ॥ ६ ॥

सुखे दुःखस्यावश्यंभावात् । यदि सुखे सति दुःखमवश्यं भवेत्, कः सुखमभिलषेत् ? । तस्माद्दुःखबहुलत्वाद्दुःखनिवृत्तिरेव पुरुषार्थः ॥ ६ ॥

હેતુપણું જણાય છે એમ શંકા થાય તો તે શંકાનું સમાધાન કરે છે:—

## तदपि दुःखशबलमिति दुःखपक्षे निक्षिपंते विवेचकाः ॥ ८ ॥

स्रगादीनामर्जने क्षयादौ च दुःखमिति स्वसंवेदनमेव प्रमाणमिति ॥ ८ ॥

સૂ૦:—તે [ સુખ ] પણ દુઃખથી મિશ્ર [ છે, ] માટે વિવેકીઓ [ તેને ] દુઃખના પક્ષમાં નાખે છે. ૮

વિ૦:—મનને પ્રસન્ન કરનારી સ્ત્રી આદિ દશ્ય વિષયોવડે પ્રાપ્ત થતા બધા સુખો દુઃખથી મિશ્ર છે, એટલુંજ નહિ, પણ તેમાં સુખના કરતા દુઃખનો ભાગ અધિક છે, માટેજ વિવેકીજનો અવિવેકકાલે મનોહર જણાતા બધા દશ્ય વિષયોને ઝેર મેળવેલા મિષ્ટાન્નસમાન દુઃખરૂપ જાણે છે. ૮

સુખ એજ પરમપુરુષાર્થ છે, દુઃખનો અભાવ એ પરમપુરુષાર્થ નથી, એમ શંકા કરી તે શંકાનું સમાધાન કરે છે:—

## सुखलाभाभावादपुरुषार्थत्वमिति चेन्नैवं वैचित्र्यात् ॥ ९ ॥

रागिणां सुखं, वीतरागाणां दुःखाभाव इति ॥ ९ ॥

સૂ૦:—સુખના લાભના અભાવથી અપુરુષાર્થપણું એમ [જો કહો] તો [ પુરુષની ઇચ્છાના ] વિચિત્રપણાથી એમ નથી. ૯

વિ૦:—આ જગતમાં પુરુષોની ઇચ્છા વિચિત્ર એટલે બહુ પ્રકારની છે. કેટલાક પુરુષો માત્ર સુખને પણ ઇચ્છે છે અને કેટલાક પુરુષો માત્ર દુઃખની નિવૃત્તિને પણ ઇચ્છે છે. જેઓ વિષયાનુરાગી છે તેઓ વિષયસુખને ઇચ્છે છે, અને જેઓ વીતરાગી એટલે વિષયતૃષ્ણારહિત છે તેઓ વિષયસુખની ઇચ્છા કરતા નથી; પણ ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિનેજ તેઓ ઇચ્છે છે. કોઇ પ્રતમાં **वैचित्र्यात्**ને સ્થાને **द्वैविध्यात्** એવો પાઠ જોવામાં આવે છે, અને તેનો અર્થ બે પ્રકારપણાથી એવો થાય છે, અર્થાત્ માણસોને જેમ દુઃખની નિવૃત્તિમાં પ્રીતિ છે તેમ સુખની પ્રાપ્તિમાં પણ પ્રીતિ છે એમ બંને પ્રકાર જોવામાં આવે છે. ૯

આત્માના વિશેષગુણોના નાશને મુક્તિ કહી શકાય નહિ એમ જણાવે છેઃ—

## निर्गुणत्वमात्मनोऽसंगत्वादिश्रुतेः ॥ १० ॥

विशेषगुणनिषेधात्सामान्यगुणस्वीकारः । तथा चासङ्गादिश्रुतिविरोधः स्यात् ॥ १० ॥

સૂ૦:—અસંગપણાદિની શ્રુતિથી આત્માનું નિર્ગુણપણું [ છે. ] ૧૦

વિ૦:—આત્માના વિશેષગુણોનો નાશ થયા પછી તે આત્મામાં સામાન્ય ગુણો રહે છે એમ કહેવું એ અયુક્ત છે, કેમકે આત્મા નિર્ગુણ–સર્વ પ્રકારના ધર્મોથી રહિત–છે. એટલે તેમાં વિશેષ કિંવા સામાન્ય કોઇ પણ ગુણોનું એટલે ધર્મોનું અસ્તિત્વજ નથી, ને તેથીજ શ્રુતિમાં તેનું અસંગપણું પ્રતિપાદન કરેલું છે. આમ હોવાથી આત્માના વિશેષગુણોના નાશને મોક્ષ કહી શકાય નહિ. ૧૦

જો પુરુષ અસંગસ્વભાવવાળો હોય તો તેને ધર્મથી.

સ્વર્ગની અને અધર્મથી નરકની પ્રાપ્તિ શાસ્ત્રમા કેમ કહી છે એમ શકા થાય તો તે શંકાનુ નિવારણુ કરે છે·—

## परधर्मत्वेऽपि तत्सिद्धिरविवेकात् ॥ ११ ॥

प्रकृतिधर्मत्वेऽपि प्रकृतिपुरुषाविवेकात्तच्छायापत्त्याऽऽत्मनः स्वर्गादिप्राप्तिरित्यभिमानः ॥ ११ ॥

સૂ૦·—પરમધર્મપણામા પણુ અવિવેકથી તેની ( સ્વર્ગ-નરકની પ્રાપ્તિની ) સિદ્ધિ [ છે. ] ૧૧

વિ૦ઃ—પુરુષના ને બુદ્ધિના અવિવેકથી ધર્માધર્મ બુદ્ધિના ધર્મ છતા પણુ તે અવિવેકી પુરુષને તે ધર્માધર્મ પોતાના ધર્મો પ્રતીત થાય છે, ને તે દ્વારા તેને સ્વર્ગનરકાદિની પ્રાપ્તિનુ ભાન થાય છે. ધર્મ ને અધર્મ બુદ્ધિના ધર્મો છે, પણુ તેની સાથે પુરુષને જ્યાસુધી અવિવેકથી એકપણાનુ અભિમાન રહે છે ત્યાસુધી તેના પ્રતિબિંબદ્વારા પોતાને સ્વર્ગનરકાદિની પ્રાપ્તિ થયાનુ તે અવિવેકી પુરુષને અભિમાન થાય છે ૧૧

અવિવેક કોઇ વેલા ઉપજ્યો છે કે અનાદિ છે એ વાતનો નિર્ણય કરે છે —

## अनादिरविवेकोऽन्यथा दोषद्वयप्रसक्तेः ॥ १२ ॥

यदि सादिरविवेको भवेत्, तदुत्पत्तेः पूर्व मोक्षः स्यात् तदुत्पत्तौ च बन्ध इति मुक्तस्य बन्ध इत्येको दोषः। अविवेकप्रागभावस्यापि विद्यमानत्वान्मुक्तिसिद्धावविवेकनाशार्थमनुष्ठानं व्यर्थमिति द्वितीयो दोषः ॥ १२ ॥

સૂ૦ઃ—અન્યથા બે દોષની પ્રાપ્તિથી અવિવેક અનાદિ [ છે. ] ૧૨

વિ૦ —પ્રકૃતિપુરુષનો વા બુદ્ધિનો ને આત્માનો અવિવેક અનાદિ છે, જો તેને ઉત્પત્તિવાળો કહીએ તો તેમા બે પ્રકારના દોષની પ્રાપ્તિ થાય એક આત્માશ્રયદોષની ને બીજી અનવસ્થાદોષની. જો અવિવેકની પોતાની મેળે ઉત્પત્તિ માનવામા આવે તો મુક્તને બધની પ્રાપ્તિ થશે, ને પોતાનામાથી પોતાની ઉત્પત્તિ માનવારૂપ આત્માશ્રયદોષની પ્રાપ્તિ પણ થશે, અને જો અવિવેકની કર્મથી ઉત્પત્તિ માનશો તો તે કર્મની ઉત્પત્તિમાટે તમારે અન્ય અવિવેકનો સ્વીકાર કરવો પડશે, વળી તે અવિવેકની સિદ્ધિમાટે ત્રીજો અવિવેક માનવો પડશે એવી રીતે અ-વિવેકની ધારાનો સ્વીકાર કરવાથી અનવસ્થાદોષની પ્રાપ્તિ થશે વળી અવિવેકને ઉત્પત્તિવાળો માનવાથી તેનો પ્રાગભાવ પણ અવશ્ય માનવો પડે, ને અવિવેકના તે પ્રાગભાવકાળે સર્વ પુરુષોને મુક્તિની પ્રાપ્તિ હોવી જોઇએ તથા જેને મુક્તિની પ્રાપ્તિ થઇ હોય તેને કારણવિના બધ માનવો તે અયોગ્ય છે, તેમજ તેને પછીથી અવિદ્યાનો નાશ કરનાર ધ્યાનાદિનુ અનુષ્ઠાન કરવુ એ પણ પિષ્ટપેષણની પેઠે વૃથાજ છે અવિવેકની ઉત્પત્તિ માનતા આવા દોષો આવે છે, માટે અવિવેકને અનાદિ માનવો એજ યોગ્ય છે. ૧૨

જો અવિવેકને અનાદિ માનશો તો તેને નિત્યતાની પ્રાપ્તિ થશે એમ શકા થાય તો તે શકાનુ સમાધાન કરે છે —

**न नित्यः स्यादात्मवदन्यथाऽनुच्छित्तिः ॥१३॥**

नित्यो द्विधा, कूटस्थनित्य आत्मा, परिणामिनित्या प्रकृतिः । न द्वयमप्यविवेकः, किंत्वनित्य एव नाशात् । अन्यथा नित्यत्वेऽनुच्छित्तिः । आत्मवदित्युपलक्षणं प्रकृति-वदित्यपि द्रष्टव्यम् ॥ १३ ॥

સૂ૦:—[ અવિવેક ] આત્માની પેઠે નિત્ય નથી, નહિ તો [ તેનું ] નાશરહિતપણું [ થાય. ] ૧૩

વિ૦:—અવિવેક અનાદિ છતાં પણ તે પ્રકૃતિપુરુષની પેઠે સ્વરૂપથી નિત્ય નથી, કિંતુ તે પ્રવાહરૂપથી અનાદિ ને સાંત છે. જો તે સ્વરૂપથીજ વાસ્તવિક નિત્ય હોય તો તેનો નાશ કોઈ પણ કારણથી કદીપણ સંભવે નહિ. ૧૩

તે અવિવેકનો નાશ કયા સાધનથી થાય છે તે કહે છેઃ—

## प्रतिनियतकारणनाश्यत्वमस्य ध्वांतवत् ॥१४॥

*यथा ध्वान्तस्य नाशकः प्रकाश इति ॥ १४ ॥*

સૂ૦:—આનું પ્રતિનિયતકારણથી નાશ થવાયોગ્યપણું [ છે, ] અંધારાની પેઠે. ૧૪

વિ૦:—જેમ અંધારાના ચોક્કસ વિરોધી પ્રકાશથીજ અંધારાની તુરત નિવૃત્તિ થાય છે તેમ અવિવેકના ચોક્કસ વિરોધી વિવેકવડેજ તે અવિવેકની તુરત નિવૃત્તિ થાય છે, અન્ય સાધનવડે અવિવેકની નિવૃત્તિ થતી નથી ૧૪

આ વાત રજ્જુસર્પાદિ સ્થલમાં પ્રસિદ્ધ છે એમ પ્રતિપાદન કરે છેઃ—

## अत्रापि प्रतिनियमोऽन्वयव्यतिरेकात् ॥ १५ ॥

अव्यभिचाराद्विवेक एव नाशक इति ॥ १५ ॥

સૂ૦:—અહીં પણ અન્વય ને વ્યતિરેકથી પ્રતિનિયમ [ છે. ] ૧૫

વિ૦ —જેવી રીતે અન્વય ને વ્યતિરેકથી રજ્જુસર્પાદિ ( દોરડી આદિમાં જણાયેલા સાપ આદિ ) સ્થળોમાં તે તે વસ્તુના વિવેકજ્ઞાનનેજ ભ્રાંતિની નિવૃત્તિ કરવાપણુ છે તેવી રીતે બંધના ભ્રમની નિવૃત્તિમાં પણુ અન્વય ને વ્યતિરેકથી પ્રકૃતિપુરુષનું વિવેકજ્ઞાનજ કારણુ છે. પ્રકૃતિપુરુષના વિવેકના હોવાથી બંધની નિવૃત્તિનુ હોવુ તે અન્વય કહેવાય છે અને પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનના નહિ હોવાથી બંધની નિવૃત્તિનું ન હોવુ તે વ્યતિરેક કહેવાય છે. ૧૫

અવિવેકથીજ પુરુષને બંધ થાય છે એમ કેમ કહેવાય ? બંધનું કારણુ કોઈ અન્ય પણુ હોઈ શકે, એમ શંકા થાય તો તે શંકાનું નિવારણુ કરે છે.—

## प्रकारांतरासंभवादविवेक एव बंधः ॥ १६ ॥

व्यक्तम् ॥ १६ ॥

સૂ૦.—પ્રકારાંતરના અસંભવથી અવિવેકજ બંધ [ છે. ] ૧૬

વિ૦ —અવિવેકી પુરુષના બંધનુ અવિવેકથી ભિન્ન કોઈ અન્ય કારણુ હોવાનો અસંભવ પ્રતીત થાય છે, માટે સિદ્ધ થાય છે કે અવિવેકજ અવિવેકી પુરુષના બંધનું કારણુ છે. અસંગ પુરુષને અવિવેકથી ભિન્ન દેશ, કાલ ને કર્મ બંધ ઉપજાવી શકે નહિ એ સ્પષ્ટજ છે ૧૬

મુક્તિને કાર્યપણાની પ્રાપ્તિ થવાથી તેના વિનાશીપણાથી મુક્તને પણુ પુનઃ બંધ થવો જોઇએ એમ શંકા થાય તો તે શંકાની નિવૃત્તિ કરે છે —

## न मुक्तस्य पुनर्बंधयोगोऽप्यनावृत्तिश्रुतेः॥१७॥

श्रुतिश्च “ आत्मा ज्ञातव्यः प्रकृतितो निवेक्तव्यो न

पुनरावर्तत " इति । न्यायश्च " भावकार्यस्य नाशात् " दुःखनिवृत्तिस्त्वभावरूपेति ॥ १७ ॥

સૂ૦:—અનાવૃત્તિની શ્રુતિથી મુક્તને પુનઃ બંધની પ્રાપ્તિ પણ [ થતી ] નથી. ૧૭

વિ૦:—અવિવેકરૂપ હેતુના અભાવથી મુક્તપુરુષને પુન બંધની પ્રાપ્તિ થતી નથી. વળી " न स पुनरावर्तते " ( જે પુરુષ મુક્ત થાય છે તેનું આ સંસારમા પુનરાગમન થતું નથી, ) એ શ્રુતિપ્રમાણથી પણ મુક્તપુરુષની અનાવૃત્તિ સિદ્ધ થાય છે. ૧૭

બીજી રીતે માનવામા દોષ બતાવે છેઃ—

## अपुरुषार्थत्वमन्यथा ॥ १८ ॥

विवेकः पुरुषार्थः ॥ १८ ॥

સૂ૦:—અન્યથા અપુરુષાર્થપણું [ થાય. ] ૧૮

વિ૦:—વિવેકજ્ઞાનની પ્રાપ્તિવડે મુક્તિ થયા પછી પણ જો તે મુક્તપુરુષને પાછી પુનરાવૃત્તિ થાય તો પછી પુનરુત્પત્તિવાળા પ્રથમની પેઠે મોક્ષને પરમપુરુષાર્થપણું નહિ સભવે, અને એવા પુનરાવૃત્તિવાળા મોક્ષની ઇચ્છા પણ કોઇ નહિ કરે. ૧૮

એના સબધમા બીજું દૂષણ કહે છેઃ—

## अविशेषापत्तिरुभयोः ॥ १९ ॥

संसारिमुक्तयोर्बन्धयोगाविशेषात् ॥ १९ ॥

સૂ૦:—બનેને સમાનપણાની પ્રાપ્તિ [ થાય. ] ૧૯

વિ૦:—જો અવિવેકી પુરુષને અને વિવેકી પુરુષને ભાવિબંધની પ્રાપ્તિ સમાન થાય તો પછી બદ્ધપુરુષ તથા મુક્તપુરુષ એ બંનેમાં કાઇ

पणु विशेषपणु न रह्यु, ने तेथी मोक्ष ए परमपुरुषार्थ छे एम सिद्ध पणु न थयु १९

बद्धपुरुषमा तथा मुक्तपुरुषमा जो विशेषपणु मानशो तो पुरुषने पूर्वे कहेली नित्यमुक्तता नहि सिद्ध थाय एम शका थाय तो ते शकानुं समाधान करे छे —

## मुक्तिरन्तरायध्वस्तेर्न परः ॥ २० ॥

धर्मान्तरपक्षे कूटस्थत्वप्रच्यव इति ॥ २० ॥

सू० —अतरायना नाशथी मुक्ति [ छे, तेथी ] भिन्न नथी २०

वि०—स्वभावथी सर्व प्रकारना दु खथी रहित पुरुषनु बुद्धिना दु खादिक धर्मोना प्रतिबिबरूप विघ्नथी निवृत्त थवु एज मोक्ष वा मुक्ति छे, तेथी भिन्न मोक्ष वा मुक्ति नथी बुद्धरूप उपाधिना ते दु खादिरूप धर्मोना प्रतिबिबरूप विघ्नथी पुरुषना नित्यमुक्तपणानी वास्तविक हानि थती नथी बध ने मोक्ष ए बने व्यावहारिक छे, पारमार्थिक नथी, तेथी पुरुषना नित्यमुक्तपणामा काइ विरोध आवतो नथी जो मोक्षकाले आत्माने अन्य धर्मनी प्राप्तिनो स्वीकार करवामा आवे तो आत्माना अविकारीपणानी हानि थाय पणु मोक्षकाले आत्माने अन्य धर्मनी प्राप्ति थाय छे एवो स्वीकार करवामा आवतो नथी २०

जो मोक्षने यथार्थ नहि मानो तो तेमा पुरुषार्थ पणु नहि गणाय एम शका थाय तो ते शकानु समाधान करे छे —

## तत्राप्यविरोधः ॥ २१ ॥

भवतु धर्मयोगः, तथापि न काचित्क्षतिः । मुक्तावना-वृत्तिरुक्ता, सा धर्मान्तरयोगेऽप्यस्तीति ॥ २१ ॥

સૂ૦—તેમાં પણ અવિરોધ [ છે. ] ૨૧

વિ૦ —દુ ખનો સબંધ અને તેનો વિયોગ એ બને પુરુષમા કલ્પિત છે, પરતુ પ્રતિબિંબરૂપ દુઃખનો ભોગ અને પ્રતિબિંબરૂપ દુ ખની નિવૃત્તિ એ પુરુષમા કલ્પિત નથી, માટે ત્રિવિધ દુ ખોના પ્રતિબિંબરૂપ ભોગની અત્યંતનિવૃત્તિરૂપ મોક્ષ વ્યવહારપક્ષે યથાર્થજ છે, ને તેથી તેમા પુરુષાર્થપણાની હાનિ પ્રાપ્ત થતી નથી ૨૧

મોક્ષશાસ્ત્રનુ શ્રવણ, મનન ને નિદિધ્યાસન એ ત્રણે બધા અધિકારી પુરુષોમાટે સાધારણ છે કે નહિ એમ આશકા થાય તો તે આશંકાની નિવૃત્તિ કરે છેઃ—

## अधिकारित्रैविध्यान्न नियमः ॥ २२ ॥

त्रिविधास्त्वधिकारिणो मृदुमध्याधिमात्राः । अधिमात्रस्य श्रवणमात्रान्मुक्तिः, मध्यमस्य द्वाभ्यां, मंदस्य त्रिभिः । न सर्वं सर्वस्य ॥ २२ ॥

સૂ૦—અધિકારીના ત્રણ પ્રકારપણાથી નિયમ નથી. ૨૨

વિ૦ —મોક્ષ મેળવવા ઇચ્છનારા અધિકારીના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકાર છે, માટે જ્ઞાનપ્રાપ્તિસારુ મોક્ષશાસ્ત્રના શ્રવણ, મનન ને નિદિધ્યાસનના સંબંધમા કોઇ પણ પ્રકારનો ચોકસ નિયમ નથી. ઉત્તમાધિકારીને મોક્ષશાસ્ત્રના શ્રવણમાત્રથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, મધ્યમાધિકારીને તેના શ્રવણમનનથી આત્મસ્વરૂપનો

સાક્ષાત્કાર થાય છે, અને કનિષ્ઠાધિકારીને તેના શ્રવણ, મનન, ને નિદિધ્યાસનથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ૨૨

તેમા બીજો પક્ષ કહે છે—

## दाढ्यार्थमुत्तरेषाम् ॥ २३ ॥

उत्तरेषां मंदानां दार्ढ्यार्थं साधनत्रयमुक्तम्। श्रुतिरपि "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्य-श्च" ति ॥ २३ ॥

સૂ૦—પછીનાઓનો દૃઢપણામાટે [ નિયમ છે. ] ૨૩

વિ૦—અથવા પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનને દૃઢ કરવામાટે મોક્ષ મેળવવા ઇચ્છનારા બધા અધિકારી પુરુષોએ શ્રવણ કર્યા પછી બહુધા મનન તથા નિદિધ્યાસન પણ કરવા જોઇએ ૨૩

યોગશાસ્ત્રોમાં કહેલા સ્વસ્તિકાદિ આસનોમાંથી કયા આસનનું મુમુક્ષુએ અનુષ્ઠાન કરવુ જોઇએ એમ જાણવાની ઇચ્છા થાય તો તેનુ સમાધાન કરે છે —

## स्थिरसुखमासनमिति न नियमः ॥ २४ ॥

स्थैर्यार्थं सुखार्थं चासनानुष्ठानं, तदेवास्तु व्यापक-त्वादिति ॥ २४ ॥

સૂ૦—સ્થિરસુખ [ તે ] આસન [ છે, ] તેથી નિયમ નથી. ૨૪

વિ૦—યોગશાસ્ત્રોમા કહેલા સ્વસ્તિકાદિ આસનોમાંથી મુમુક્ષુએ અમુક આસનનુંજ અનુષ્ઠાન કરવુ જોઇએ એવો નિયમ નથી, પરંતુ જે આસનવડે મુમુક્ષુનું શરીર સ્થિર રહે,-ડોલે નહિ, અને જે આસન

તેના મનને સુખજનક હોય, દુઃખ ઉપજાવનારું ન હોય, તેજ આસનનો તેણે અભ્યાસ કરવો જોઇએ. ૨૪

હવે જ્ઞાનના મુખ્ય સાધન ધ્યાનનું પ્રતિપાદન કરે છેઃ–

## ध्यानं निर्विषयं मनः ॥ २५ ॥

समाधावत्र ध्यानशब्द इति ॥ २५ ॥

સૂ૦:— વિષયરહિત મન [ તે ] ધ્યાન [ છે. ] ૨૫

વિ૦:—મુમુક્ષુ પુરુષે પોતાના મનને શબ્દાદિ વિષયોના તથા તેનાં સાધનોના ચિંતનથી રહિત કરવું એ ધ્યાન કહેવાય છે. તે ધ્યાન ચિત્તની એકાગ્રતારૂપ હોવાથી વિવેકજ્ઞાનનું મુખ્ય સાધન ગણાય છે. ૨૫

સુષુપ્તિમાં તથા સમાધિમાં વૃત્તિના નિરોધનું સમાનપણું છે, તો પહેલી અવસ્થાથી બીજી અવસ્થામાં શું વિશેષપણું છે એમ સંદેહ કરી તેનું નિવારણ કરે છેઃ—

## उभयथाऽप्यविशेषश्चेन्नैवमुपरागनिरोधाद्विशेषः२६

उपरागो विषयवासना। तन्निरोधः समाधाविति शेषः॥२६॥

સૂ૦:—બંને પ્રકારે પણ સમાન [ છે એમ જો કહો ] તો એમ નથી, સંબંધના નિરોધથી વિશેષ [છે.] ૨૬

વિ૦:—સુષુપ્તિમાં જોકે જાગ્રત્માં તથા સ્વપ્નમાં ઊઠતી ચિત્તની વૃત્તિઓ રુંધાયલી રહે છે, તોપણ તેમાં ( સુષુપ્તિમાં ) ઉપરાગની ( તમોગુણના ને વાસનાના સંબંધની ) નિવૃત્તિ થતી નથી, અને સમાધિમાં ઉપરાગની નિવૃત્તિ થાય છે, એટલી સુષુપ્તિથી સમાધિમાં વિશેષતા છે. તાત્પર્ય કે સુષુપ્તિમાં મન તમોગુણનું અવલંબન કરીને

સાક્ષાત્કાર થાય છે, અને કનિષ્ઠાધિકારીને તેના શ્રવણ, મનન, ને નિદિધ્યાસનથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ૨૨

તેમા બીજો પક્ષ કહે છે—

## दार्ढ्यार्थमुत्तरेषाम् ॥ २३ ॥

उत्तरेषां मंदानां दार्ढ्यार्थं साधनत्रयमुक्तम्। श्रुतिरपि "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यश्चे" ति ॥ २३ ॥

સૂ૦—પછીનાઓનો દૃઢપણામાટે [ નિયમ છે. ] ૨૩

વિ૦—અથવા પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનને દૃઢ કરવામાટે મોક્ષ મેળવના ઇચ્છનારા બધા અધિકારી પુરુષોએ શ્રવણ કર્યા પછી બહુધા મનન તથા નિદિધ્યાસન પણ કરવા જોઇએ ૨૩

યોગશાસ્ત્રોમા કહેલા સ્વસ્તિકાદિ આસનોમાથી કયા આસનનુ મુમુક્ષુએ અનુષ્ઠાન કરવુ જોઇએ એમ જાણવાની ઇચ્છા થાય તો તેનુ સમાધાન કરે છે —

## स्थिरसुखमासनमिति न नियमः ॥ २४ ॥

स्थैर्यार्थं सुखार्थं चासनानुष्ठानं, तदेवास्तु व्यापकत्वादिति ॥ २४ ॥

સૂ૦—સ્થિરસુખ [ તે ] આસન [ છે, ] તેથી નિયમ નથી. ૨૪

વિ૦—યોગશાસ્ત્રોમા કહેલા સ્વસ્તિકાદિ આસનોમાંથી મુમુક્ષુએ અમુક આસનનુંજ અનુષ્ઠાન કરવુ જોઇએ એવો નિયમ નથી, પરંતુ જે આસનવડે મુમુક્ષુનું શરીર સ્થિર રહે,-ડોલે નહિ, અને જે આસન

તેના મનને સુખજનક હોય દુઃખ ઉપજાવનારુ ન હોય, તેજ આસનનો તેણે અભ્યાસ કરવો જોઈએ ૨૪

હવે જ્ઞાનના મુખ્ય સાધન ધ્યાનનુ પ્રતિપાદન કરે છે –

## ध्यानं निर्विषयं मनः ॥ २५ ॥

समाधावत्र ध्यानशब्द इति ॥ २५ ॥

સૂ૦—વિષયરહિત મન [ તે ] ધ્યાન [ છે ] ૨૫

વિ૦—મુમુક્ષુ પુરુષે પોતાના મનને શબ્દાદિ વિષયોના તથા તેના સાધનોના ચિંતનથી રહિત કરવુ એ ધ્યાન કહેવાય છે તે ધ્યાન ચિત્તની એકાગ્રતારૂપ હોવાથી વિવેકજ્ઞાનનું મુખ્ય સાધન ગણાય છે ૨૫

સુષુપ્તિમા તથા સમાધિમા વૃત્તિના નિરોધનુ સમાનપણુ છે, તો પહેલી અવસ્થાથી બીજી અવસ્થામા શુ વિશેષપણુ છે એમ સદેહ કરી તેનુ નિવારણ કરે છે —

## उभयथाऽप्यविशेषश्चेन्नैवमुपरागनिरोधाद्विशेषः२६

उपरागो विषयवासना। तन्निरोधः समाधाविति शेषः॥२६॥

સૂ૦—બને પ્રકારે પણ સમાન [ છે એમ જો કહો ] તો એમ નથી, સબધના નિરોધથી વિશેષ [છે] ૨૬

વિ૦.—સુષુપ્તિમા જોકે જાગ્રતમા તથા સ્વપ્નમા ઊઠતી ચિત્તની વૃત્તિઓ રૂધાયલી રહે છે, તોપણ તેમાં ( સુષુપ્તિમા ) ઉપરાગની ( તમોગુણના ને વાસનાના સબધની ) નિવૃત્તિ થતી નથી, અને સમાધિમા ઉપરાગની નિવૃત્તિ થાય છે, એટલી સુષુપ્તિથી સમાધિમાં વિશેષતા છે તાત્પર્ય કે સુષુપ્તિમા મન તમોગુણનુ અવલબન કરીને

વિષયવાસનાનાં બીજોસહિત રહે છે, અને સમાધિમાં મન શુદ્ધ- સત્ત્વગુણનું ઉપાધિરૂપે અવલંબન કરીને નિર્બીજ ( અજ્ઞાનરહિત ) સ્થિતિમાં રહે છે. ૨૬

અસંગ આત્મામાં તમોગુણના ને વિષયવાસનાઓના સંબંધની પ્રાપ્તિ શાથી થાય છે તે કહે છેઃ—

## निःसंगेऽप्युपरागोऽविवेकात् ॥ २७ ॥

प्रकृतिपुरुषाविवेकात्प्रकृत्युपरागेणात्मोपराग इत्यभिमानः ॥ २७ ॥

સૂ૦ઃ—અસંગમાં પણ અવિવેકથી સંબંધ [છે.] ૨૭

વિ૦ઃ—આત્મા અસંગસ્વભાવવાળો છતાં પણ પ્રકૃતિપુરુષના અવિવેકને લીધે તે ઉપરાગ પામેલાના જેવો પ્રતીત થાય છે. ચિત્તની વૃત્તિઓના તથા વાસનાઓના પુરુષમાં પડતા પ્રતિબિંબને ઉપરાગ કહે છે. ૨૭

પુરુષમાં એ ઉપરાગ વાસ્તવિક નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## जपास्फटिकयोरिव नोपरागः किंत्वभिमानः॥२८॥

तयोः संसर्गादुपरागो युक्तः। आत्मनस्त्वसंसर्गान्नोपरागः, किंत्वभिमानः आत्मन्यहंकाराध्यासादुपरागाध्यासः ॥ २८ ॥

સૂ૦ઃ—જાસુદી ને સ્ફટિકની પેઠે સંબંધ નથી, કિંતુ અભિમાન [ છે. ] ૨૮

વિ૦ઃ—તે ઉપરાગ જાસુદીના પુષ્પ તથા સ્ફટિકની પેઠે ચિત્તના ને પુરુષના સંસર્ગથી ઉત્પન્ન થયો નથી, કિંતુ તે ઉપરાગ પુરુષમાં

ઉપજેલું માત્ર એક પ્રકારનું અભિમાનજ છે. તાત્પર્ય કે જાસુદીના પુષ્પનો સ્ફટિકની સાથે પ્રકાશવડે ને સમીપપણાવડે સંબંધ થવાથી તે સ્થલે સ્ફટિકમાં જાસુદીના પુષ્પનો વાસ્તવિક ઉપરાગ થઇ શકે છે, કિંતુ આત્મા તો અસઙ્ગસ્વભાવવાળો છે, માટે તેમાં ચિત્તના ધર્મોનો વાસ્તવિક ઉપરાગ થવાનો સર્વથા અસંભવ છે તેથીજ કહેવામાં આવ્યું કે તે ઉપરાગ વાસ્તવિક નથી, કિંતુ માત્ર અભિમાનજ છે. ૨૮

તે અભિમાનનો નાશ શી રીતે થાય છે તે કહે છેઃ—

## ध्यानधारणाभ्यासवैराग्यादिभिस्तन्निरोधः॥२९॥

आदिशब्दात्समाधिग्रहणम् ॥ २९ ॥

સૂ૦ઃ—ધ્યાન, ધારણા, અભ્યાસ ને વૈરાગ્યાદિથી તેનો નિરોધ [ થાય છે. ] ૨૯

વિ૦ઃ—સમ્પ્રજ્ઞાતસમાધિદ્વારા પુરપતુ ધ્યાન એ અસંપ્રજ્ઞાત-સમાધિનું કારણ છે. તે ધ્યાનની સિદ્ધિ ધારણાદ્વારા થાય છે પોતાના યોગવિત્ સમર્થ સદ્ગુરુએ ઉપદેશ કરેલાં યોગસાધનોનું આદરપૂર્વક પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવારૂપ અભ્યાસથી ધારણાની સિદ્ધિ થાય છે. ચિત્તને એકાગ્ર કરવાના અભ્યાસની સુસ્થિરતા વિષયવૈરાગ્યવડે થાય છે, અને વિષયોમાં કરેલું સુદૃઢ દોષદર્શન તથા યમનિયમાદિ એ વિષય-વૈરાગ્યમાં હેતુ થાય છે આવી રીતે ક્રમથી અસંપ્રજ્ઞાતસમાધિદ્વારા તે ઉપરાગનો નિરોધ થાય છે. ૨૯

ઉપર જણાવેલા અર્થમાં પૂર્વાચાર્યોની સમ્મતિ છે એમ જણાવે છે—

## लयविक्षेपयोर्व्यावृत्त्येत्याचार्याः ॥ ३० ॥

लयः सुषुप्तिः, विक्षेपो जागरितम् । तयोर्व्यावृत्त्याहंमान-विनाशः ॥ ३० ॥

સૂ૦ —લયની ને વિક્ષેપની નિવૃત્તિવડે [ સબંધ દૂર થાય છે ] એમ આચાર્યો [ કહે છે ] ૩૦

વિ૦—આ સાંખ્યશાસ્ત્રના પૂર્વાચાર્યોએ કહ્યુ છે કે લયનો ( નિદ્રાવૃત્તિનો ) અને વિક્ષેપનો ( પ્રમાણાદિ જાગ્રતની વૃત્તિઓનો ) ચિત્તને સ્થિર કરવાના અભ્યાસવડે તથા વૈરાગ્યવડે નિરોધ કરવાથી પુરુષમા પ્રતીત થતા ઉપરાગની નિવૃત્તિ થાય છે. ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના ઉપાયોનુ વિશેષ નિરૂપણ શ્રીપાતજલયોગદર્શનની રહસ્યદીપિકા-ટીકામા કરવામા આવ્યુ છે ૩૦

ધ્યાનાદિનો અભ્યાસ કરવામા ગુહાદિ સ્થાનોનો નિયમ નથી એમ નિરૂપણ કરે છે —

## न स्थाननियमश्चित्तप्रसादात् ॥ ३१ ॥

यत्र चित्तप्रसादो न भवति, तत्र न कर्तव्यमनुष्ठानम् ॥३१॥

સૂ૦ —ચિત્તની પ્રસન્નતાથી સ્થાનનો નિયમ નથી ૩૧

વિ૦.—જે પવિત્ર ને એકાત સ્થાનમા યોગાભ્યાસીનુ ચિત્ત પ્રસન્ન રહે તે પવિત્ર ને એકાત સ્થાનમા તેણે આત્મધ્યાનનો અભ્યાસ કરવો યોગાભ્યાસીના ચિત્તની પ્રસન્નતા જળવાય એવા સ્થાનમાંજ ધ્યાનાદિક સુસિદ્ધ થઈ શકે, માટે ગુહાદિક સ્થાનોમાજ ધ્યાનાદિ કરવા જોઇએ એવો નિયમ નથી. પવિત્ર નિર્જન તથા નિરુપાધિક સ્થાન યોગાભ્યાસીના ચિત્તને પ્રસન્ન રાખે છે, માટેજ યોગશાસ્ત્રોમા પવિત્ર ને જતુઓરહિત ગુહાદિ સ્થાનોને આત્મધ્યાનાદિમાટે ઉપયોગી માન્યાં છે, છતા તેવા ગુહાદિ સ્થાનની કોઈ યોગાભ્યાસીને અપ્રાપ્તિ હોય, કિંવા ત્યા તેના ચિત્તની પ્રસન્નતા ન રહેતી હોય, તો તેણે કોઇ અન્ય સ્થલે જ્યા પોતાના ચિત્તની પ્રસન્નતા રહેવાનો સભવ જણાય ત્યા રહી આત્મધ્યાનાદિનો અભ્યાસ કરવો ૩૧

અહંકારાદિ તત્ત્વો આ જગત્‌નું ઉપાદાનકારણ સંભવે છે, પણ પ્રકૃતિ આ જગત્‌નું ઉપાદાનકારણ સંભવે નહિ, એમ શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છેઃ—

## प्रकृतेराद्योपादानताऽन्येषां कार्यत्वश्रुतेः ॥ ३२ ॥

अहंकारादीनां कार्यत्वश्रुतेः तेषामपि कारणं प्रकृतिरित्यसकृदावेदितम् ॥ ३२ ॥

સૂ૦ઃ—અન્યોના કાર્યપણાની શ્રુતિથી પ્રકૃતિનું પ્રથમ ઉપાદાનપણું [ છે. ] ૩૨

વિ૦ઃ—પ્રકૃતિમાજ આ પ્રતીત થતા જગત્‌નું આદિ ઉપાદાનકારણપણું છે, કારણકે પ્રકૃતિથી ભિન્ન અહંકારાદિક સર્વનું કાર્યપણું " महतो वै अहङ्कारस्तस्मादेवाहङ्कारात्पंचतन्मात्राणि " ( એ મહત્તત્ત્વથી અહંકાર ને તે અહંકારથી પાંચ તન્માત્રાઓ ઉપજી, ) એ શ્રુતિમાં જણાવ્યું છે ૩૨

પુરુષ કોઈ પણ કાર્યનું ઉપાદાનકારણ નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## नित्यत्वेऽपि नात्मनो योग्यत्वाभावात् ॥ ३३ ॥

गुणवत्त्वसंसर्गित्वे कारणयोग्यता, सा चात्मनि नास्तीति प्रकृतिः कारणम् ॥ ३३ ॥

સૂ૦ઃ—નિત્યપણામાં પણ આત્માના યોગ્યપણાના અભાવથી [ તેમાં ઉપાદાનકારણપણું ] નથી. ૩૩

વિ૦ઃ—ગુણવાળામા અને સંસર્ગવાળામા આ જગત્‌ના ઉપા-

દાનકારણપણાની યોગ્યતા છે. પુરુષ નિત્ય છતાં પણ તેમાં આ જગતના ઉપાદાનકારણપણાની યોગ્યતા નથી, કારણકે તે નિર્ગુણ અને અસંગ છે, માટે પુરુષ આ જગતનું ઉપાદાનકારણ નથી, પણ પ્રકૃતિ આ જગતનું ઉપાદાનકારણ છે. ૩૩

પુરુષ ચેતનરૂપ હોવાથી તેમાં જેમ ભોક્તાપણું છે, ને જડસ્વભાવવાળી પ્રકૃતિમાં ભોક્તાપણું નથી, તેમ જગત્ની ઉપાદાનકારણતા પણ પુરુષમાંજ જોઇએ, પ્રકૃતિમાં તે ન જોઇએ, એમ શંકા થાય તો તે શંકાનું સમાધાન કરે છેઃ—

## श्रुतिविरोधान्न कुतर्कापसदस्यात्मलाभः ॥ ३४ ॥

व्यक्तम् ॥ ३४ ॥

સૂ૦ઃ—શ્રુતિના વિરોધથી કુતર્કવાળાને આત્મલાભ [ થતો ] નથી. ૩૪

વિ૦ઃ—પુરુષની અસંગતાનું ને નિર્ગુણતાનું પ્રતિપાદન કરનારી " असंगो ह्ययं पुरुषः " ( આ આત્મા અસંગજ છે, ) ને " केवलो निर्गुणश्च " ( આત્મા કેવલ નિર્ગુણ છે, ) એ શ્રુતિઓની સાથે પુરુષને આ જગતનું ઉપાદાનકારણ માનવાના તર્કનો વિરોધ થવાથી કુત્સિત તર્ક કરનાર વાદીઓને આત્માના વાસ્તવિકસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે નહિ, કારણકે અતીંદ્રિય વિષયમાં તર્કનું સ્થિરપણું નથી; માટે શ્રુતિસિદ્ધ વાતમાં વિવેકી મનુષ્યે કુતર્ક ન કરવો જોઇએ. શ્રુતિએ પ્રતિપાદન કરેલા અર્થને સમજવામાટે જિજ્ઞાસુએ શ્રુતિને અનુસરતા સુતર્કોનો આશ્રય કરવો જોઇએ. ૩૪

શબ્દાદિ પાંચ તન્માત્રાઓમાંથી આકાશાદિ પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે, તો તેમાં પ્રકૃતિનું કારણપણું

શી રીતે છે એમ સંદેહ થાય તો તે સંદેહનુ નિવારણ કરે છેઃ—

## पारंपर्येऽपि प्रधानानुवृत्तिरणुवत् ॥ ३५ ॥

यथा घटादेर्मृत्पिडकार्यत्वेऽपि पारंपर्येण परमाणूपादानत्वं, तथात्रापीति ॥ ३५ ॥

સૂ૦:—પરંપરામાં પણ અણુની પેઠે પ્રધાનનું અનુગમન ( કારણરૂપે આવવું ) [ છે. ] ૩૫

વિ૦ —જેમ ઘડાનું સાક્ષાત્ ઉપાદાનકારણ માટી છતા પણ તાર્કિકો તે ઘડાને પરમાણુનું કાર્ય માને છે તેમ અમારા સાંખ્યમતમા મહત્તત્ત્વાદિદ્વારા પરંપરાએ પ્રકૃતિને આકાશાદિભૂતોનું કારણ માનવામા આવે છે પ્રકૃતિના સર્વ કાર્યોમા પ્રકૃતિ કારણરૂપે પરોવાઇને રહેલી છે, માટે તે પોતાના સર્વ કાર્યોના કારણરૂપ ગણાય છે ૩૫

હવે પ્રકૃતિનુ વ્યાપકપણુ કહે છેઃ—

## सर्वत्र कार्यदर्शनाद्विभुत्वम् ॥ ३६ ॥

स्पष्टम् ॥ ३६ ॥

સૂ૦.—સર્વત્ર કાર્યના દર્શનથી [ પ્રકૃતિનું ] વ્યાપકપણુ [ છે ] ૩૬

વિ૦:—આ જગત્મા સર્વત્ર પ્રકૃતિના કાર્યોની પ્રતીતિ થવાથી પ્રકૃતિનું વ્યાપકપણુ સિદ્ધ થાય છે. જો તે પરિચ્છિન્ન હોય તો તેના કાર્યો સર્વત્ર જોવામા આવે નહિ. ૩૬

પ્રકૃતિ પરિચ્છિન્ન હોય તોપણ જ્યાં કાર્ય ઉત્પન્ન કરવુ હોય ત્યા તે પ્રકૃતિનુ ગમન થવાથી કાર્યસિદ્ધિ થઈ

શકે છે એમ જો શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છે —

## गतियोगेऽप्याद्यकारणताहानिरणुवत् ॥ ३७ ॥

गतिः क्रिया । तद्योगो यस्यास्ति तदव्यापकम् । प्रकृतेर्गतिमत्त्वे कार्यत्वं परमाणुवत्, न त्वाद्यकारणता ॥ ३७ ॥

સૂ૦ —ગતિના સ્વીકારમાં પણ મૂલકારણપણાની અણુની પેઠે હાનિ [ થાય છે ] ૩૭

વિ૦ —જે વસ્તુમાં ગતિ અથવા ક્રિયા રહે તે વસ્તુ અવ્યાપક હોય છે પ્રકૃતિમાં ક્રિયા માનવાથી તે પરમાણુની પેઠે અવ્યાપક-પરિચ્છિન્ન-થાય, ને તેથી તેને કાર્યપણાની પ્રાપ્તિ થાય અને તેમ થવાથી તેના આદિકારણપણાને હાનિ પહોચે અથવા જેમ તાર્કિકોના મતમાં પરમાણુઓમાં ક્રિયા થતા છતા પણ તેના આદિકારણપણાને હાનિ પહોચતી નથી તેમ વ્યાપક પ્રકૃતિમાં જગત્‌ની ઉત્પત્તિના હેતુરૂપ ક્ષોભનામની ક્રિયા થતા છતા પણ પ્રકૃતિના મૂલકારણપણાને હાનિ પહોચતી નથી ૩૭

જો અહીં પૃથ્વી આદિ નવ દ્રવ્યોજ જોવામાં આવે છે તો પૃથ્વીપણાદિથી રહિત પ્રકૃતિ દ્રવ્ય છે એમ કેમ કહેવાય એમ કોઇ શંકા કરે તો તે શંકાનું ઉત્તર આપે છે —

## प्रसिद्धाधिक्यं प्रधानस्य न नियमः ॥ ३८ ॥

प्रसिद्धद्रव्येभ्योऽधिकं प्रधान, अनियतत्वात्पदार्थस्य । उपादानकारणता च न समवायिकारणता, किंतु प्रधानता, वैशेषिकसमवायस्यानभ्युपगमात् ॥ ३८ ॥

સૂ૦—પ્રધાનનું પ્રસિદ્ધથી અધિકપણું [ છે, માટે નવ એવો ] નિયમ નથી. ૩૮

વિ૦—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા ને મન આ પ્રસિદ્ધ નવ દ્રવ્યોથી પ્રકૃતિ ભિન્ન હોવાથી દ્રવ્યના નવજ પ્રકાર છે એવો નિયમ સમજી શકતો નથી પ્રકૃતિ સંયોગ, વિભાગ ને પરિણામાદિક ગુણવાળી હોવાથી તે પણ દ્રવ્યજ છે ૩૮

પ્રકૃતિ ત્રણ ગુણરૂપ છે કે ત્રણ ગુણરૂપ ધર્મવાળી છે એમ સંદેહ થાય તો તે સંદેહનું નિવારણ કરે છે—

## सत्त्वादीनामतद्धर्मत्वं तद्रूपत्वात् ॥ ३९ ॥

तादात्म्यात् ॥ ३९ ॥

સૂ૦—સત્વાદિને તેનુ ( પ્રકૃતિનુ ) ધર્મપણુ નથી, તદ્રૂપપણાથી. ૩૯

વિ૦—સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણો પ્રકૃતિના ધર્મો નથી, કિંતુ એ ત્રણ ગુણરૂપજ પ્રકૃતિ છે તે પ્રકૃતિરૂપ દ્રવ્યમા પરિણામીપણુ આદિ ગુણો રહેલા છે ૩૯

પ્રકૃતિની પ્રવૃત્તિનું પ્રયોજન કહે છે—

## अनुपभोगेऽपि पुमर्थ सृष्टिः प्रधानस्योष्ट्रकुंकुमवहनवत् ॥ ४० ॥

कृतव्याख्यानमेतत्तृतीयेऽध्याये'प्रधाने'त्यादिसूत्रे ॥४०॥

સૂ૦—ઊંટના કેસરના વહનની પેઠે ઉપભોગવિના પણ પુરુષમાટે પ્રધાનની સૃષ્ટિ [ છે. ] ૪૦

વિ૦—મહદાદિરૂપે પરિણામ પામવામાં પોતાને સુખાદિરૂપ

ઉપભોગની પ્રાપ્તિ નહિ થતાં છતાં પણ તે પ્રકૃતિ પુરુષના ભોગમોક્ષમાટે મહદાદિરૂપે પરિણામ પામી આ જગતની ઉત્પત્તિમા હેતુરૂપ થાય છે. જેમ કેસરનો ભાર ઉઠાવવામાં ઊંટની કેવલ પોતાના સ્વામીમાટે પ્રવૃત્તિ થાય છે તેમ આ જગત્ રચવામાં પ્રકૃતિની માત્ર પુરુષના ભોગમોક્ષ-માટે પ્રવૃત્તિ થાય છે. ૪૦

પ્રકૃતિ એક છતાં તેમાથી આ વિચિત્ર સૃષ્ટિ કયા કારણથી થાય છે તે કહે છે:—

## कर्मवैचित्र्यात्सृष्टिवैचित्र्यम् ॥ ४१ ॥

उपादानाभेदेऽपि निमित्तभेदेन भेदः, यथा सुवर्णाभेदेऽपि मुकुटग्रैवेयकादिभेदः ॥ ४१ ॥

સૂ૦:—કર્મના વિચિત્રપણાથી સૃષ્ટિનું વિચિત્રપણું [ છે. ] ૪૧

વિ૦ —ઉપાદાનકારણરૂપ પ્રકૃતિ એક છતા પણ તેના કાર્યરૂપ ચિત્તમા રહેલા ધર્માધર્મરૂપ કર્મના સંસ્કારોના ભેદરૂપ નિમિત્તકારણથી ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિવાળી આ વિચિત્ર સૃષ્ટિ ઉપજે છે. ૪૧

હવે પ્રલયનુ કારણ કહે છે:—

## साम्यवैषम्याभ्यां कार्यद्वयम् ॥ ४२ ॥

साम्यात्प्रकृतेः सदृशपरिणामात् प्रलयः । वैषम्यात्प्रकृते-र्महदादिभावेन निसदृशपरिणामात्सृष्टिः ॥ ४२ ॥

સૂ૦:—સમપણાથી અને વિષમપણાથી બે કાર્ય [ છે. ] ૪૨

વિ૦:—સત્ત્વાદિ ત્રણ ગુણોની ન્યૂનાધિકતારૂપ વિષમતાથી

આ જગતની ઉત્પત્તિ થાય છે, અને તે ત્રણ ગુણોની સામ્યાવસ્થાથી ( સમાનતાથી—ન્યૂનાધિકતાના અભાવથી ) આ જગતનો પ્રલય થાય છે. તાત્પર્ય કે પ્રકૃતિના સમપણારૂપ અને વિષમપણારૂપ પરિણામવડે ક્રમથી આ જગતનો પ્રલય તથા આ જગતની ઉત્પત્તિ થાય છે. ૪૨

જગતને ઉત્પન્ન કરવુ એ પ્રધાનનો સ્વભાવ હોવાથી તે પ્રધાન પુરુષને વિવેકજ્ઞાન થયા પછી પણ તે પુરુષ-ને સંસારી કેમ નહિ કરે એમ શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છેઃ—

## विमुक्तबोधान्न सृष्टिःप्रधानस्य लोकवत् ॥ ४३ ॥

यथा लोको बन्धमोक्षार्थं यतते, मुक्तबन्धश्च कृतार्थत्वा-दुदास्ते, तथा प्रधानमपि ॥ ४३ ॥

સૂ०—[ કૃતાર્થપણાથી ] વિમુક્તપ્રતિ જ્ઞાનથી પ્રધાનની સૃષ્ટિ નથી, લોકની પેઠે. ૪૩

વિ૦:—જેમ લોકમા સેવકાદિ પોતાના સ્વામી આદિના કાર્યને સમાપ્ત કરીને પછી તે કાર્યથી નિવૃત્ત થાય છે તેમ પ્રકૃતિ પણ મુક્ત પુરુષના ભોગમોક્ષરૂપ કાર્યની સમાપ્તિ કરીને પછી તે મુક્તપુરુષમાટે પુન પ્રવૃત્ત થતી નથી. ૪૩

## नान्योपसर्पणेऽपि मुक्तोपभोगो निमित्ताभावात् ॥ ४४ ॥

भवेदेवं, यद्यन्यस्य प्रधानस्य उपसर्पणमात्रमुपभोग-निमित्तं स्यात् । न चैवं किंतूपभोग्यनिमित्तं उपभोगः । स च मोक्षे नास्तीति ॥ ४४ ॥

સૂ૦:—[ પ્રકૃતિની ] અન્યપ્રતિ ગતિમાં પણ નિમિત્તના અભાવથી મુક્તને ઉપભોગ નથી ૪૪

વિ૦:—પ્રકૃતિ પોતાના સંબંધવાળા પુરુષના અવિવેકરૂપ નિમિત્તથી અવિવેકી એટલે બદ્ધપુરુષોભણી તેમના ભોગમોક્ષમાટે પ્રવૃત્ત થાય છે. મુક્તપુરુષમાં અવિવેકરૂપ નિમિત્તનો અભાવ છે, માટે તેને તે દુઃખના સંબંધરૂપ બંધની પ્રાપ્તિ કરે નહિ. ૪૪

બંધમોક્ષાદિની વ્યવસ્થામાટે પુરુષોનું બહુપણું સિદ્ધ કરે છેઃ—

## पुरुषबहुत्वं व्यवस्थातः ॥ ४५ ॥

एतत्प्रथमाध्याये जन्मादिसूत्रे वर्णितम् । तथा च "अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः । अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः" ॥ ४५ ॥

સૂ૦—[ જન્માદિની ] વ્યવસ્થાથી પુરુષનું બહુપણું [ છે. ] ૪૫

વિ૦:—આ જગતમા પુરુષોનાં જન્મમરણ તથા બંધમોક્ષાદિની જે વ્યવસ્થા જોવામા આવે છે તે વ્યવસ્થાની સિદ્ધિમાટે પુરુષોનુ બહુપણુ માનવું યોગ્ય છે. જો ઘણા પુરુષો ન માનીએ તો અમુકનો જન્મ થયો, અમુકનું મરણ થયુ, અમુક બદ્ધ છે, અમુક મુક્ત થયો, અમુક સુખી છે, ને અમુક દુઃખી છે, આવો લોકપ્રસિદ્ધ વ્યવહાર સભવી શકે નહિ ૪૫

અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી પણ એ વ્યવસ્થા સભવતી નથી એમ જણાવે છેઃ—

## उपाधिश्चेत्तत्सिद्धौ पुनर्द्वैतम् ॥ ४६ ॥

तत्सिद्धौ भेदसिद्धौ । उपाधिमिथ्यात्वे कुतो भेदसिद्धिः । सत्यत्वे तु तेनैव पुनर्द्वैतम् ॥ ४६ ॥

સૂ૦:—[જો] ઉપાધિ [ સ્વીકારો ] તો તેની સિદ્ધિમાં પુનઃ દ્વૈત [ થાય છે. ] ૪૬

વિ૦:—જો આત્માથી ભિન્ન અંતઃકરણરૂપ ઉપાધિને તમે સત્ય માનશો તો તે ઉપાધિને લઇને તમારા અદ્વૈતમતમાં પુનઃ દ્વૈતની પ્રાપ્તિ થશે. ૪૬

અંતઃકરણરૂપ ઉપાધિઓ અવિદ્યાજન્ય હોવાથી અમારા મતમાં દ્વૈતની પ્રાપ્તિ થતી નથી એમ જો અદ્વૈતવાદી કહે તો તેનું ખંડન કરે છેઃ—

## द्वाभ्यामपि प्रमाणविरोधः ॥ ४७ ॥

सत्यासत्याभ्याम् । सत्यत्वेऽद्वैतसिद्धांतहानिः । असत्यत्वे कुतो नानात्वव्यवस्था ॥ ४७ ॥

સૂ૦:—બેથી પણ પ્રમાણનો વિરોધ [ આવે છે. ] ૪૭

વિ૦:—જો તમે અંતઃકરણોના કારણરૂપ અવિદ્યાને સત્ય માનશો તો અવિદ્યા અને બ્રહ્મ એ બેનો સ્વીકાર કરવાથી તમારા મતમાં અદ્વૈતશ્રુતિરૂપ પ્રમાણનો વિરોધ આવે છે. ૪૭

વળી તેમાં બીજુ દૂષણ જણાવે છેઃ—

## द्वाभ्यामप्यविरोधान्न पूर्वमुत्तरं च साधका-भावात् ॥ ४८ ॥

अद्वैतश्रुतेः सामान्यपरत्वात्प्रशंसापरत्वाद्वान्यार्थत्वे न विरोधः । उपाधिसत्यत्वे च न द्वैतहानिरिति नास्ति विरोधः । तस्मान्न पूर्वमात्मैकत्वं नोत्तरं च श्रुतिविरोधः । अद्वैतत्वे प्रमाणासत्त्वात् न तत्सिद्धिरिति भिन्नोऽस्तीत्यर्थः ॥ ४८ ॥

સૂ૦—એવડે પણુ અવિરોધથી પૂર્વપક્ષ અને ઉત્તર પક્ષ નથી, સાધકના અભાવથી ૪૮

વિ૦—જો તમે અવિદ્યા અને બ્રહ્મ એ બેને સ્વીકાર કરો તો તમારો અમારી સાથે વિવાદજ સભવતો નથી કેમકે અમે પણુ પ્રકૃતિ અને પુરુષ એ બેનો સ્વીકાર કરીએ છીએ અદ્વૈતશ્રુતિનું જાતિપર અથવા પ્રશસાપર કથન માનવાથી અદ્વૈતશ્રુતિનો અને દ્વૈત-સિદ્ધાતનો વિરોધ રહેતો નથી ૪૮

સ્વપ્રકાશ હોવાથી પ્રમાણુવિનાજ અદ્વૈત આત્માની સિદ્ધિ થાય છે એ પૂર્વપક્ષ કહી તેનુ સમાધાન કરે છે—

## प्रकाशतस्तत्सिद्धौ कर्मकर्तृविरोधः ॥ ४९ ॥

व्यक्तम् ॥ ४९ ॥

સૂ૦—જ્ઞાનથી તેની સિદ્ધિમા કર્મકર્તૃવિરોધ [ આવે છે ] ૪૯

વિ૦—પોતાના ચૈતન્યરૂપ પ્રકાશદ્વારા આત્મરૂપ ચૈતન્યની સિદ્ધિ થાય છે એમ જો તમે કહેશો તો તેમા કર્મકર્તૃવિરોધ આવશે પોતાનાથી ભિન્ન ઘટાદિ પ્રકાશ્ય વસ્તુની સાથે સબધ પામીને પ્રકાશ સ્વભાવવાળા સૂર્યાદિક તેમને પ્રકાશે છે એટલે તેમા પ્રકાશ કરનાર અને પ્રકાશવાનો વિષય ભિન્ન જોવામા આવે છે તેથી તેમા કર્મકર્તૃ વિરોધ આવતો નથી અને આમાં તે બને એક હોવાથી તે દોષ

આવે છે, અર્થાત્ પ્રકાસ્ય અને પ્રકાશક એકજ આત્મા થવાથી તેમા કર્મ અને કર્તા એ બે એક થવાનો દોષ આવે છે અમારા સાંખ્યમતમા તો બુદ્ધિની વૃત્તિરૂપ પ્રમાણ આત્મામા અંગીકાર કરેલું છે, તેથી જેમ જલદ્વારા પ્રતિબિંબરૂપ સૂર્યનો બિંબરૂપ સૂર્યથી સંબંધ થાય છે તેમ વૃત્તિદ્વારા પ્રતિબિંબરૂપ પુરુષનો બિંબરૂપ પુરુષમા—પોતાના સ્વરૂપમા-સબંધ બનવે છે આત્માનુ સ્વપ્રકાશપણુ પ્રતિપાદન કરનાર શ્રુતિનુ, બીજાના પ્રકાશથી આત્માનો પ્રકાશ થતો નથી, એ અર્થ જણાવવામાં તાત્પર્ય છે. ૪૯

જેમ તાર્કિકોના મતમા પોતાનામાં ઉપજતા જ્ઞાન-ગુણદ્વારા આત્મા પોતેજ પોતાનો વિષય થાય છે એમ માનેલુ છે તેમ આત્મા પોતાનામા રહેલા જ્ઞાનધર્મદ્વારા પોતેજ પોતાને વિષય કરે છે એમ માનવાથી તેમા કર્મ કર્તૃવિરોધ નહિ આવે એમ વાદી શકા કરે તો તે શકાનુ નિરાકરણ કરે છે —

## जडव्यावृत्तो जडं प्रकाशयति चिद्रूपः ॥ ५० ॥

जडादन्यश्चिद्रूपो जडं प्रकाशयति । जडव्यावृत्तत्वेन प्रकाशरूपत्वं, न तु प्रकाशधर्मत्वमुक्तम् । अत एव "स एष नेति नेती" त्युच्यते, न तु विधिमुखतयेति ॥ अथालौकिकप्रकाशरूपत्वम् । तत्र व्याप्तिग्रहणाभावाद्दृष्टान्ताभावः॥ अथ योगिगम्यं तत् । असंप्रज्ञातयोगिनो ज्ञानचेष्टाभावाल्लिंगं नास्ति। संप्रज्ञातयोगिनश्च वचनचेष्टादिर्लिंगं, तेन च लौकिक एवार्थोऽनुमीयते। न च सोऽप्यनुभवरूपं चैतन्य प्रतिपादयितुं शक्नोति । तथा च "इक्षुक्षीरगुडादीनां माधुर्यस्यान्तरं महत्।

तथापि न तदाख्यातुं सरस्वत्यापि शक्यते ॥" एवमचेतनव्यावृत्तत्वाच्चेतन इत्युच्यते, न तु चितिसमवायश्चैतन्यरूपत्वं वा, असंप्रज्ञातावस्थायां निरुद्धवृत्तिर्घेनापि "अलौकिकचैतन्यमि" ति व्यवहारान्यथासिद्धेः । संप्रज्ञातावस्थाया तु वृत्तिज्ञानेनैव "चैतन्यमि"ति व्यपदेशः। एवं दुःखनिवृत्तावानंदरूपत्वमिति प्रयोगः । यदि भावात्मकमानंदरूपत्वं, तर्कि सुखमात्रे प्रयोगः । तथा सत्यज्ञातस्य सुखस्यादर्शनात्सुखं तज्ज्ञानं ज्ञाता चेति कुतोऽद्वैतम् । अथ सुखविशेषे आनंदव्यपदेशः । सुखं च चैतन्यरूपं चेति न दृष्टम् । अविवेचकानामेवैतत् । विवेचकास्त्वेवं मन्यते, दृष्टेनैव व्यावृत्तिरूपत्वेनोपपत्तावदृष्टालौकिककल्पना गुर्वीति ॥ यदि चैतन्यं न स्यात्, वस्तुसंवेदनमेव न स्यात् । मैवम् । यथालाबुवेणुतन्तूनां तथाविधसंयोगविशेषः शब्दकारण, न तु त्रयाणा संयोगादतिरिक्तं किंचिदस्ति, तथा पाञ्चभौतिकत्वाविशेषेऽपि जन्तुरूपेण परिणतानां पिंडानां तथाविधात्संबंधाच्चैतन्यमिति । प्रकाशत्वे चात्मनोऽप्यंशत्वेन जडत्वमिति ॥ ५० ॥

સૂ૦ —[જે] જડથી ભિન્ન જડને પ્રકાશે છે [તે] ચૈતન્યરૂપ [છે.] ૫૦

વિ૦:—જે જડ પદાર્થોથી ભિન્ન હોઇને જડ પદાર્થોને પ્રકાશે છે તે ચેતનરૂપ આત્મા છે, તે આત્મા સૂર્યાદિની પેઠે પ્રકાશધર્મવાળો નથી, પરંતુ પ્રકાશરૂપ છે, માટેજ " स एष नेति नेति " ( તે આ આત્મા આ નહિ, આ નહિ, ) ઇત્યાદિ શ્રુતિઓમાં નિષેધમુખે આત્માનું સ્વરૂપ પ્રતિપાદન કરી તેમાં સર્વ ધર્મોનો અભાવ કહેલો છે.૫૦

હવે અદ્વૈતનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓની વ્યવસ્થા કરે છેઃ—

## न श्रुतिविरोधो रागिणां वैराग्याय तत्सिद्धेः ॥ ५१ ॥

जडस्य त्रिगुणात्मकत्वेन रागहेतुत्वात्प्रमाणादयश्च त्रिगुणत्वेन हेया इति। रागोच्छित्तिश्च कर्तव्येति। तत्सिद्धेः स्वप्रकाशश्रुतेरन्यथासिद्धेः ॥ ५१ ॥

સૂ૦:—રાગીઓના વૈરાગ્યમાટે તેની ( અદ્વૈતશ્રુતિની) સિદ્ધિથી [ અદ્વૈત ]શ્રુતિનો વિરોધ નથી. ૫૧

વિ૦:—વિષયાનુરાગી પુરુષોને ચેતનરૂપઆત્માથી ભિન્ન પદાર્થોમાં વૈરાગ્ય ઉપજાવવામાટે શ્રુતિમાં અદ્વૈતનું પ્રતિપાદન કરેલું છે, તેથી અદ્વૈતનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓનો અમારા મતની સાથે વિરોધ આવતો નથી. ૫૧

પ્રતીત થતું જગત્ અત્યંત અસત્ નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

## जगत्सत्यत्वमदुष्टकारणजन्यत्वाद्बाधकाभावात् ॥ ५२ ॥

दुष्टकारणजन्यं यथा पीतशंखज्ञानम्। बाधकं च “ नेदं रजतमि ”ति ज्ञानम्। न चेदं तथा, प्रकृत्यादीनामदुष्टत्वात्। “नेदं जगदि”ति प्रत्ययाभावाद्बाधकं च नास्ति॥ संक्षेपाज्जगदुच्यते। ऊर्ध्वं भूर्भुवः स्वर्महर्जनस्तपः सत्यमिति। अधो

महातलरसातलतलातलपातालसुतलवितलातला इति । मध्ये जम्बुद्वीपः । तन्मध्ये सुमेरुः । तत्पूर्वादिचतुर्दिक्षु मन्दरगन्धमादनविपुलसुपार्श्वनामानो विष्टंभपर्वताः । मेरुदक्षिणे भारतवर्षहिमालयपर्वतकिंपुरुषवर्षहेमकूटपर्वतहरिवर्षनिषधपर्वताः । मेरोरुत्तरे कुरुवर्षशृंगिपर्वतहिरण्यकवर्षश्वेतपर्वतरम्यकवर्षनीलपर्वताः । मेरुपूर्वे भद्राश्ववर्षमाल्यवत्पर्वतः । मेरुपश्चिमे केतुमालवर्षगन्धमादनपर्वतः मेरोरध इलावृतवर्षः । लक्षयोजनो जम्बुद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यो लवणसमुद्रः । तद्वेष्टनेन तद्द्विगुणः शाकद्वीपः । तद्वेष्टनेन तत्तुल्य इक्षुरससमुद्रः । तद्वेष्टनेन तद्द्विगुणः कुशद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यः सुरासमुद्रः । तद्वेष्टनेन तद्द्विगुणः क्रौंचद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यो घृतसमुद्रः । तद्वेष्टनेन तद्द्विगुणः शाल्मलिद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यो दधिसमुद्रः । तद्वेष्टनेन तद्द्विगुणः प्लक्षद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यो दुग्धसमुद्रः। तद्वेष्टनेन तद्द्विगुणः पुष्करद्वीपः । तद्वेष्टनेन तत्तुल्यः स्वादूदकसमुद्रः । लोकालोकपर्वतवेष्टनेन ब्रह्माण्डकटाहेन सर्वतः परिवृत्तं जगदिति ॥ ५२ ॥

સૂ૦—અદુષ્ટ કારણથી ઉપજેલપણાથી [ ને ] બાધકના અભાવથી જગતનું સત્યપણું [છે] ૫૨

વિ૦—પ્રતીત થતું આ જગત્ સત્ય છે, મિથ્યા નથી, કેમકે તે દોષવાળા કારણથી ઉપજેલું નથી, અને તેની સત્યતાને મિથ્યા જણાવનારું કોઈ યોગ્ય પ્રમાણ પણ નથી. સ્વપ્નમાં દેખાયેલી વસ્તુઓ જેમ નિદ્રાદિ દોષવડે ઉપજેલી હોવાથી જાગ્રત્માં મિથ્યા થાય છે, અને જેમ પ્રત્યક્ષપ્રમાણથી દોરડીના સત્યતાનો નિશ્ચય થતા

સર્પ મિથ્યા થાય છે, તેમ આ જગતના સબધમા થતુ નથી. માત્ર વિવેકિપુરુષોને પોતાની પુરુષનિષ્ઠતાને લીધે તેનું અદર્શન થાય છે, તેથી જગત્ મિથ્યા નથી, પણ સત્ય છે. ૫૨

ઉત્પત્તિની પહેલા પણ જગત્ અવ્યક્તરૂપે હોય છે એમ કહે છે—

## प्रकारांतरासंभवात्सदुत्पत्तिः ॥ ५३ ॥

प्रकारांतरं च पूर्वमेव दूषितम् ॥ ५३ ॥

સૂ૦—અન્ય પ્રકારના અસભવથી સતની ઉત્પત્તિ [ થાય છે. ] ૫૩

વિ૦—આગળ કહેવામા આવેલી યુક્તિઓથી અસત્ જગતની ઉત્પત્તિ સભવી શકતી નથી, માટે ઉત્પત્તિની ( અભિવ્યક્તિની ) પહેલા પણ જગત્ પોતાના કારણમા સદ્રૂપે હોય છે. ૫૩

અહકારશબ્દથી આત્માનુ જ્ઞાન થાય છે, માટે આત્મા-જ કર્તા છે, એમ કોઇ શકા કરે તો તે શકાનુ સમાધાન કરે છે—

## अहंकारः कर्ता न पुरुषः ॥ ५४ ॥

पुरुषस्यापरिणामित्वात् । कृतिचैतन्ययोः सामानाधिकरण्यं च " वृक्षस्तिष्ठती"त्यादौ व्यभिचरति ॥ ५४ ॥

સૂ૦—અહકાર કર્તા [ છે, ] પુરુષ [ કર્તા ] નથી ૫૪

વિ૦:—અહવૃત્તિનો વિષય જે આત્મા તે અહકાર નથી, પણ અભિમાનવૃત્તિવાળું જે અતકરણ તે અહકાર છે, અને તેજ સર્વ

કર્મનો કર્તા છે અભિમાનવૃત્તિ ઉપજ્યા પછીજ સર્વ પુરુષોની કર્મમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે, તેથી અભિમાનરૂપ વૃત્તિવાળો અહંકાર કર્મનો કર્તા છે, અપરિણામી હોવાથી પુરુષ કોઇ કર્મનો કર્તા નથી ૫૪

જો પુરુષ કર્મ કરનારો નથી, તો તે તેના ફલનો ભોક્તા કેમ સિદ્ધ થઈ શકશે એમ શંકા થાય તો તે શંકાનું નિવારણ કરે છે—

## चिदवसाना भुक्तिस्तत्कर्मार्जितत्वात् ॥ ५५ ॥

अविवेकात्कर्मार्जनं, तेन च भुक्तिरिति । चिदवसाना आत्मज्ञानावसाना । विवेकोत्पत्तौ क्वापरकर्मार्जनं, तदभावात् क्वोपभोगः । कृतकर्मणो ज्ञानादेव नाशः । तथा च " यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन । ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथे"ति ॥ ५५ ॥

સૂ૦—ભોગ પુરુષમાં અંતવાળો [ છે, ] તેના કર્મવડે સંપાદન કરેલપણાથી ૫૫

વિ૦:—ઇંદ્રિયાદિ અન્યની સાથે મળીને કામ કરનાર હોવાથી અહંકારનું પરાર્થપણું (પુરુષને માટે કર્મ કરનારપણું) સિદ્ધ થાય છે. પરાર્થપણાને લીધે તે ભોક્તા નથી, કિંતુ તેનો સ્વામી પુરુષજ તેણે કરેલા કર્મનો ભોક્તા થાય છે જે અહંકાર જે પુરુષમાં અહંતા મમતાના અભિમાનને સંપાદન કરે છે તે અહંકારના કર્મથી તે પુરુષને તેના ફલનો ભોગ થાય છે, આવો નિયમ માનવાથી અન્યના કર્મથી અન્યને તેના ફલભોગની પ્રાપ્તિ થવાનો દોષ આવતો નથી પુરુષનો પોતાનો ઉપાધિ જે અહંકાર તે અહંકારની સાથે કલ્પિત અભિમાન થવાથી તે અહંકારના જે કર્મ તે કર્મ એ પુરુષનાં કહેવાય છે. ૫૫

સ્વર્ગલોકની પ્રાપ્તિ થવાથી પુરુષને કૃતાર્થપણું નહિ થવાનો હેતુ કહે છે —

## चंद्रादिलोकेऽप्यावृत्तिर्निमित्तसद्भावात् ॥ ५६ ॥

आदिशब्दाद्ब्रह्मलोकादयो ग्राह्याः ॥ ५६ ॥

સૂ૦:—નિમિત્તના સદ્ભાવથી ચંદ્રાદિ લોકમાંથી પણ આવૃત્તિ [ થાય છે. ] ૫૬

વિ૦:—પુરુષની પુનરાવૃત્તિનાં કારણો જે અવિવેકાદિ, તે રહેવાથી ચંદ્રાદિ લોકમા ગયેલા પુરુષનું પણ તે લોકમાથી પુન ભૂરાદિ લોકમાં આગમન થાય છે. ૫૬

સદ્ગુરુની પ્રાપ્તિ થયા પછી માત્ર તેમના ઉપદેશના શ્રવણથીજ મોક્ષ થશે, માટે મનનાદિનું શુ પ્રયોજન છે એમ શકા થાય તો તે શકાનું ઉત્તર આપે છે.—

## लोकस्य नोपदेशात्सिद्धिः पूर्ववत् ॥५७॥

पूर्वोक्तमेवोक्तम् । मंदानां न श्रवणमात्रान्मुक्तिः, किंतु मननादिना । अनेन यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधय उपलक्षणीयाः ॥ ५७ ॥

સૂ૦:—લોકને [ માત્ર ] ઉપદેશથી સિદ્ધિ [ થતી ] નથી, પૂર્વની પેઠે. ૫૭

વિ૦:—શ્રીસદ્ગુરુના ઉપદેશનું મનન તથા નિદિધ્યાસન કર્યાવિના કેવલ તેમના ઉપદેશમાત્રથી મદ ને મધ્યમ અધિકારવાળા લોકોને આગળ કહેલી રીતે આત્મતત્ત્વના સાક્ષાત્કારની સિદ્ધિ થઈ શકતી નથી. ૫૭

ત્યારે કોઈ શ્રુતિમા શ્રીમદ્ગુરુના ઉપદેશમાત્રથી શ્રોત પુરુષને મુક્તિ થાય છે એમ કેમ કહ્યુ છે એમ સદેહ થાય તો તે સદેહનુ સમાધાન કરે છે —

**पारंपर्येण तत्सिद्धौ विमुक्तिश्रुतिः ॥५८॥**

प्रथमभावित्वाच्छ्रवणस्य पारंपर्येण कारणत्वसिद्धौ विमुक्तिश्रुतिः ॥ ५८ ॥

સૂ૦ —પરપરાવડે તેની સિદ્ધિમા [ શ્રવણથી ] મુક્તિની શ્રુતિ [છે] ૫૮

વિ૦:—પ્રથમ શ્રીસદ્ગુરુના ઉપદેશનુ શ્રવણ, પછી તેનુ મનન અને ત્યારપછી તેનુ નિદિધ્યાસન એવી રીતે પરપરાવડે શ્રવણથી વિવેકજ્ઞાનની સિદ્ધિ મદ ને મધ્યમ અધિકારી પુરુષોને થાય છે માટે પોતાના શ્રીસદ્ગુરુના ઉપદેશના શ્રવણદ્વારા પુરુષને મુક્તિ થાય છે એમ કોઈ શ્રુતિમા કહ્યુ છે ઉત્તમ અધિકારીને મનનનિદિધ્યાસન નામમાત્ર કરવા પડે છે. ૫૮

વ્યાપક આત્માની લોકાંતરમા ગતિ અને ભોગની સિદ્ધિ કેવી રીતે થાય છે તે કહે છે —

**गतिश्रुतेश्च व्यापकत्वेऽप्युपाधियोगाद्भोगदेश-काललाभो व्योमवत् ॥ ५९ ॥**

यथा घटाद्युपाधियोगात् घटे गच्छति 'घटाकाशं गच्छ ती'ति ज्ञानं, तथा देहावच्छेदेन तद्गत्यात्मगतिरिति । कर्मवशा-द्यत्र देशे उपभोगस्तत्र देहगमनादात्मनो भोगलाभः ॥ यथात्मा व्यापकश्चिद्रूपः, सर्वदा सर्वत्र सर्वार्थेषु समकालं ज्ञानं

प्रसज्येत, न चैवं दृश्यते । तन्न । भवेदेवं, यद्यात्मा व्यापकस्वरूपेण वृत्तिज्ञानं जनयति । न चैवं, किंतु देहादिपरिच्छिन्न एव । यथा सूर्यः प्रकाशस्वभावोऽपि मेरोर्दक्षिणस्थो नोत्तरभागं प्रकाशयति, उत्तरस्थो न दक्षिणभागं, अव्यापकत्वात् ॥ यदा तु ज्ञानादिना दग्धकर्माशयत्वेन नष्टदेहादिसंघातो नीरजस्तमस्को व्यापको भवति, न तदा वृत्तिज्ञानं जनयत्यविकारित्वात्, किंतु स्वयमेव जगत्प्रकाशस्वरूपः ॥ यथा चाकाशं व्यापकं प्रादेशिकधूमादिसंबंधेन न मलिनं भवति किंतु घटाद्यवच्छिन्नं सत् घटाद्युदरवर्ति सर्वं मलिनमित्यनुमन्यते । तत्रापि नाकाशं मलिनं, तस्य लेपाभावात्, किंत्वविवेचकानां मिथ्याभिमानमात्रं, घटभंगे तथाऽदर्शनात् । तथात्मा व्यापको, नास्य धर्मादिसंबंधो, नापि ज्ञानं, किंतु शरीरावच्छेदेन मरुद्वह्नियोगवज्जीवसंबंधेन मनोयोगाज्जीवात्मेत्युच्यते । 'मनसाऽविनाभूता प्रकृतिरिति प्राकृतधर्माधर्मज्ञानाज्ञानसुखदुःखाद्यहंकारेंद्रियतद्विषयजन्मादिमानिव लक्ष्यते । सात्त्विकांशेन प्रकृतेः स्वच्छत्वात् तत्प्रतिबिम्बित आत्मा प्रकृतिकर्तृत्वादिकमात्मन्यभिमन्यते । मिथ्याभिमानोऽपि प्रकृतिप्रतिबिंबिते आत्मनि, न त्वात्मनि, यथा निष्कम्पोऽपि चन्द्रो जलप्रतिबिंबितो जलकम्पात्कम्पत इति मिथ्याप्रत्ययः, यथा वा मुखं निर्मलमपि मलिनदर्पणे प्रतिबिंबितं मलिनमित्यभिमन्यते ॥ विवेककारस्तु कैवल्यदर्शिन "आत्मनोऽपरिणामादसंगत्वाच्च कर्तृत्वादिकं मिथ्ये" ति पश्यन्ति । यदा तु

ध्यानपरिपाकवशाद्वासनाह्रासक्रमेण मनोलयाद्वामनानाशाद्देहभंगेऽन्यदेहानुत्पादः, तदा जीवात्मनोऽपि परमात्मना सहैकत्वेन व्यापकत्वात् क्व धर्माधर्मयोगः कर्तृत्वादिकं वा । किन्तु वाग्गोचरत्वेऽपरोक्षबोधानंदरूपत्वमिति भण्यते, अन्यथा प्रतिपादयितुमशक्यत्वादिति ॥ ५९ ॥

સૂ૦ —[ આત્માના ] વ્યાપકપણામાં પણ ગતિની શ્રુતિથી ને ઉપાધિના યોગથી [ તેને ] ભોગને, દેશનો ને કાલનો લાભ આકાશની પેઠે [ થાય છે ] ૫૯

વિ૦ —આત્મા વ્યાપક છે પરંતુ ગતિની શ્રુતિથી ને આકાશની પેઠે ઉપાધિના સબંધથી તેને ભોગનો, દેશનો ને કાલનો લાભ થઈ શકે છે જેમ ઘડારૂપ ઉપાધિના સબંધથી ને ઘડાની ગતિથી આકાશની એટલે ઘટાકાશની ગતિ કલ્પાય છે તેમ સૂક્ષ્મદેહની લોકાંતરમાં થતી ગતિથી વ્યાપક આત્માની ગતિ પણ કલ્પાય છે પુરુષના શુભાશુભ કર્મપ્રમાણે તેના સૂક્ષ્મશરીરની જે સમયમાં જે ઠેકાણે ગતિ થાય તે સમયે તે ઠેકાણે તે સૂક્ષ્મશરીરરૂપ ઉપાધિવાળા પુરુષને પોતાના કર્મના ફલભૂત સુખદુઃખરૂપ ભોગ થાય છે ૫૯

પુરુષરૂપ અધિષ્ઠાનથી સ્થૂલશરીરની રચના થાય છે એવું જે પૂર્વે પ્રતિપાદન કર્યું છે તેનો વિસ્તાર કરે છે —

## अनधिष्ठितस्य पूतिभावप्रसंगान्न तत्सिद्धिः ॥ ६० ॥

व्यापकस्य नित्यस्य पूर्वपश्चाद्भावायोगाद्देहोत्पत्तिसमकालमेवाधिष्ठानान्न तत्सिद्धिः नानधिष्ठानसिद्धिः । ततश्च न पूतिभाव इति ॥ ६० ॥

સૂ૦:—અધિષ્ઠાતાવિનાના [ શુક્રાદિને ] દુર્ગંધપણાના પ્રસંગથી તેની ( શરીરની ) સિદ્ધિ નહિ [ થાય. ] ૬૦

વિ૦:—ગર્ભાશયમાં રહેલા શુક્રમા તથા લોહીમાં જો ભોક્તારૂપ પુરુષનું અધિષ્ઠાનપણું અંગીકાર કરવામા નહિ આવે તો તે શુક્રમાં તથા લોહીમા સડો તથા દુર્ગંધ ઉપજવાથી ત્યાં સ્થૂલશરીરની વૃદ્ધિની સિદ્ધિ નહિ થાય. ૬૦

તે પુરુષના અદૃષ્ટને લીધે ત્યાં સડો તથા દુર્ગંધ નહિ ઉપજે એમ કોઈ શંકા કરે તો તે શંકાનું નિવારણ કરે છે:—

## अदृष्टद्वारा चेदसंबद्धस्य तदसंभवाज्जला-दिवदंकुरे ॥ ६१ ॥

निराश्रयस्यादृष्टस्यासामर्थ्याद्देहासंबद्धत्वेन न कार्यकरणं, यथा जलस्य नांकुरजनकत्वम्। आदिशब्दादग्नेर्ग्रहणम् ॥६१॥

સૂ૦:—અદૃષ્ટદ્વારા [ એમ જો કહો ] તો અસબંધવાળાને તેના અસંભવથી, અંકુરમાં જલાદિની પેઠે [ થાય. ] ૬૧

વિ૦:—શુક્રની ને રુધિરની સાથે સંબંધરહિત પુરુષના સસ્કાર-રૂપ અદૃષ્ટથી તે સ્થૂલશરીરનું જીવન ને વૃદ્ધિ સભવે નહિ માટે જેમ જલાદિકથી બીજાદિદ્વારા અંકુરાદિકની ઉત્પત્તિ થાય છે તેમ સ્વાશ્રય-સંયોગસબંધવડે તે શુક્રાદિમા અદૃષ્ટની સ્થિતિ માનવી પડશે, ને એમ થવાથી અદૃષ્ટવાળા આત્માના સંબંધથીજ શરીરાદિની ઉત્પત્તિ સિદ્ધ થાય છે. ઉક્ત કારણથી ભોક્તારૂપ પુરુષના અધિષ્ઠાનની અવશ્ય અપેક્ષા રહે છે. ૬૧

કહેલા અદૃષ્ટનો આશ્રય કોણ છે તે જણાવે છે:—

## निर्गुणत्वात्तदसंभवादहंकारधर्मा ह्येते ॥ ६२ ॥

निर्गुणत्वादात्मनस्तद्धर्मत्वासंभवादेते धर्मादयोऽहंकारधर्माः । कार्यकारणयोरभेदाद्बुद्धिधर्मा एवाहंकारधर्मा इत्युक्तम् ॥ ६२ ॥

સૂ૦—નિર્ગુણપણાથી તેના (આત્માના) [ધર્મના] અસભવથી, તેઓ (ધર્માધર્મ) અહકારનાજ ધર્મો [છે] ૬૨

વિ૦—ધર્માધર્મના સસ્કારો એ અહકારના ધર્મો છે, અસગ આત્માના તે ધર્મો નથી, કેમકે આત્મા નિર્ગુણ હોવાથી તેના કોઈ ગુણો કે કોઇ ધર્મો સભવતા નથી ૬૨

આત્માને સ્વરૂપથીજ જીવપણુ છે કે તેને બીજી રીતે જીવપણું છે એમ શકા થાય તો તેનુ ઉત્તર આપે છે—

## विशिष्टस्य जीवत्वमन्वयव्यतिरेकात् ॥ ६३ ॥

स्वरूपेण जीवत्वे कर्तृत्वाद्भोक्तृत्वात्कौटस्थ्यहानि । अन्वयव्यतिरेकाच्च । देहानच्छेदेन वाग्नग्निसयोगादिन्द्रियसंयोगेन विशिष्टस्य जीवत्वम् ॥ ६३ ॥

સૂ૦—અન્વય ને વ્યતિરેકથી વિશિષ્ટનુ જીવપણું [છે] ૬૩

વિ૦—અન્વય તથા વ્યતિરેક એ બે પ્રકારની યુક્તિવડે વિચારતા સિદ્ધ થાય છે કે અસગ ને વ્યાપક આત્મા સ્વરૂપથી જીવ નથી પ્રાણોના ધારણ કરનારને જીવ કહે છે પ્રાણોને ધારણ કરવાપણારૂપ જે જીવપણુ તે અત કરણવિશિષ્ટચેતનમાજ સભવે છે,

તેથી અંતઃકરણરૂપ ઉપાધિથીજ આત્માને પરિચ્છિન્નપણું પ્રાપ્ત થાય છે. અંતઃકરણના ન હોવાથી આત્માના જીવભાવનું હોવું તે અન્વય ને અંતઃકરણના ન હોવાથી આત્માના જીવભાવનું ન હોવું તે વ્યતિરેક કહેવાય છે. ૬૩

ક્રમથી ત્રણ પ્રકારના અંતઃકરણના કાર્યને કહે છે:—

## अहंकारकर्त्रधीना कार्यसिद्धिर्नेश्वराधीना प्रमाणाभावात् ॥ ६४ ॥

प्रमाणाभावादिति जगदुपादानज्ञानाभावात्। अव्यापकत्वादनेकेश्वरकल्पनापि स्यात् ॥ ६४ ॥

સૂ૦:—પ્રમાણના અભાવથી અહંકારરૂપ કર્તાને અધીન કાર્યસિદ્ધિ [ છે, ] ઈશ્વરને અધીન નથી. ૬૪

વિ૦—જીવોના કર્મપ્રમાણે આ જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્માનો અને જીવોના કર્મપ્રમાણે આ જગતનો પ્રલય કરનાર રુદ્રનો જે અહંકાર છે તે અહંકારરૂપ કર્તાથી આ જગતની ઉત્પત્તિરૂપ તથા લયરૂપ કાર્યની સિદ્ધિ થાય છે અહંકારથી રહિત ઈશ્વરથી ઉત્પત્તિપ્રલયરૂપ કાર્યની સિદ્ધિ થવાનું કોઈ પ્રમાણ નથી, તેમજ ઈશ્વરના સદ્ભાવનું પણ કોઈ પ્રમાણ નથી ૬૪

હવે અહંકારના કાર્યમાં નિમિત્ત કહે છે:—

## अदृष्टोद्भूतिवत्समानत्वम् ॥ ६५ ॥

अदृष्टोद्भूतिवदकर्तृकत्वात्। तस्यापि सकर्तृकत्वेऽदृष्टोद्भूत्यन्तरस्य सहकारित्वं, तस्यास्तस्या अप्यन्यस्या इत्यनवस्था। सादित्वाच्च संसारस्य नानादितापरिहारः ॥ ६५ ॥

સૂ૦ —અદષ્ટની અભિવ્યક્તિની પેઠે સમાનપણું [ છે. ] ૬૫

વિ૦ —જેમ સર્ગના ( આ જગતની ઉત્પત્તિના ) આદિકાલમાં પ્રકૃતિમાં મહત્તત્ત્વાદિરૂપે પરિણામ પામવારૂપ ક્રિયાની અભિવ્યક્તિ જીવોના સસ્કારોના ઉદ્ભવરૂપ કાલવિશેષથી થાય છે, તેમ શ્રીબ્રહ્માનો ને શ્રીરુદ્રનો અહકાર પણ જીવોના તેવા તેવા સસ્કારોના ઉદ્ભવરૂપ કાલવિશેષથીજ થાય છે ૬૫

## महतोऽन्यत् ॥ ६६ ॥

न स्वस्य कारणं कार्यं भवति ॥ ६६ ॥

સૂ૦ —બીજુ મહત્તત્ત્વથી [ થાય છે ] ૬૬

વિ૦ —આ જગતની ઉત્પત્તિથી અને આ જગતના પ્રલયથી ભિન્ન જે આ જગતનુ પાલન કરવારૂપ કાર્ય છે તે વિશુદ્ધસત્ત્વરૂપ ( મહત્તત્ત્વરૂપ ) ઉપાધિવાળા શ્રીવિષ્ણુથી થાય છે, તેઓમા વિષયાનુરાગ કે અભિમાનાદિ દોષ નથી જીવોપરના રાગદ્વેષરહિત અનુગ્રહથી તેઓ સર્વ જીવોનુ પાલન કરે છે ૬૬

પ્રકૃતિપુરુષનો જે સ્વસ્વામિભાવ સબધ છે તે સ્વાભાવિક છે કે કોઈ નિમિત્તથી ઉપજેલો છે? જો તે સ્વાભાવિક હોય તો સ્વભાવનો નાશ થવાનો અસભવ હોવાથી પુરુષને મોક્ષની પ્રાપ્તિ નહિ થાય એમ શકા થાય તો તે શકાનુ સમાધાન કરે છે —

## कर्मनिमित्तः प्रकृतेः स्वस्वामिभावोऽप्यना- दिर्बीजांकुरवत् ॥ ६७ ॥

प्रकृतेरित्युपलक्षण, पुरुषस्येत्यपि द्रष्टव्यम् । कर्मणश्च

स्वस्वामिसंबंधकारणत्वे, विवेकात्कर्मक्षये स्वस्वामिभावसंबंधाभावान्मुक्तिः ! अनित्यस्य सादित्वेन नानादितापरिहारो, नित्यस्य पुनरस्तीति, अनादिरित्युक्तम् ॥ ६७ ॥

સૂ૦:—પ્રકૃતિનો [ ને પુરુષનો ] સ્વસ્વામિભાવ કર્મરૂપ નિમિત્તવાળો [ છતાં ] પણ બીજની ને અંકુરની પેઠે અનાદિ [ છે. ] ૬૭

વિ૦:—પ્રકૃતિપુરુષનો સ્વસ્વામિભાવસંબધ પુરુષોના કર્મરૂપ નિમિત્તવાળો છતા પણ બીજની ને અંકુરની પેઠે અનાદિ છે. પુરુષના બધમાં તે સબંધ નિમિત્તરૂપ છે. તે સંબંધમાં પુરુષોના કર્મો નિમિત્ત છતા પણ તે સબધ બીજની તથા અકુરની પેઠે અનાદિ છે, આદિવાળો નથી તે સબધ ઉપર કહેલી રીતે નિમિત્તવાળો છે, સ્વાભાવિક નથી, તેથી તેની વિવેકવડે નિવૃત્તિ પણ થઈ શકે છે. ૬૭

તેના સંબંધમાં શ્રીપંચશિખાચાર્યનો મત કહે છે:—

## अविवेकनिमित्तको वा पंचशिखः ॥ ६८ ॥

स्वस्वामिभाव इत्यनुवर्तते ॥ ६८ ॥

સૂ૦:—અથવા [ તે ] અવિવેકરૂપ નિમિત્તવાળો [ છે એમ ] પંચશિખ [ આચાર્ય કહે છે. ] ૬૮

વિ૦:—શ્રીપંચશિખાચાર્ય કહે છે કે પ્રકૃતિપુરુષનો એ સ્વસ્વામિભાવસમ્બધ પ્રકૃતિપુરુષના અવિવેકથી ઉપજેલો છે, અને જ્યાંસુધી પુરુષમા તે અવિવેક રહે ત્યાંસુધી તે સબધ રહે છે. તેમના મતમા પણ તે સબધ નિમિત્તવાળો ને અનાદિ ( અમુક સમયે ઉપજ્યો એમ ન કહેવાય એવો ) છે, સ્વાભાવિક નથી ૬૮

તેના સબધમા શ્રીસનંદનાચાર્યનો મત કહે છે:—

## लिंगशरीरनिमित्तक इति सनंदनाचार्यः ॥ ६९॥

लयनाल्लिंगमिति सूक्ष्ममातिवाहिकशरीरम् । यावत्स्थूलशरीरे सूक्ष्मशरीरस्य गमनमस्ति, तावत्स्वस्वामिसंबंधाद्बद्ध इत्युच्यते ॥ ६९ ॥

સૂ૦:—લિંગશરીરરૂપ નિમિત્તવાળો [ છે એમ ] સનંદનાચાર્ય [ કહે છે ] ૬૯

વિ૦:—શ્રીસનંદનનામના કોઇ સાંખ્યાચાર્ય કહે છે કે તે સંબંધમાં લિંગશરીર નિમિત્ત છે, અને જેટલો કાલ લિંગશરીર હોય છે અથવા રહે છે, તેટલો કાલ પ્રકૃતિપુરુષનો તે સ્વસ્વામિભાવસંબંધ હોય છે, અથવા રહે છે તેમના મતમાં પણ તે સંબંધ નિમિત્તવાળો ને અનાદિ છે, સ્વાભાવિક નથી ૬૯

હવે આ સાંખ્યશાસ્ત્રના અર્થની સમાપ્તિ કરે છે:—

## यद्वा तद्वा तदुच्छित्तिः पुरुषार्थस्तदुच्छित्तिः पुरुषार्थः ॥ ७० ॥

इति श्रीकपिलभगवत्प्रणीते श्रीसांख्यप्रवचने षष्ठस्तन्त्रार्थसंक्षेपाध्यायः ॥ ६ ॥

यद्वा तद्वेति कर्मक्षयाद्वा ज्ञानाद्वान्यतो वेति, स्वस्वामिसंबंधोच्छित्त्या संसारोच्छित्तिः पुरुषार्थः ॥ तदुच्छित्तिः पुरुषार्थ इति वीप्साध्यायपरिसमाप्तौ ॥ ७० ॥

इति श्रीमदनिरुद्धभट्टेन विरचितायां श्रीकापिलसांख्यप्रवचनसूत्रवृत्तौ तंत्रार्थसंक्षेपाध्यायः षष्ठः ॥ ६ ॥

**સૂ૦:**—યદ્વાતદ્વા ( ગમે તેમ હોય પણ ) તેનો નાશ [ એ ] પુરુષાર્થ [ છે, ] તેનો નાશ [ એ ] પુરુષાર્થ [ છે. ] ૭૦

વિ૦:—પ્રકૃતિપુરુષનો તે સ્વસ્વામિભાવસંબંધ પુરુષના કર્મરૂપ નિમિત્તથી હોય, કિંવા અવિવેકરૂપ નિમિત્તથી હોય, અથવા લિંગ-શરીરરૂપ નિમિત્તથી હોય, સર્વ પ્રકારથી તેને નિમિત્તવાળાપણું ને અનાદિપણું છે, અને વિવેકજ્ઞાનવડે તે સંબંધનો ઉચ્છેદજ ( અત્યંત-નિવૃત્તિજ ) પુરુષાર્થ છે. મૂલમાં " तदुच्छित्तिः पुरुषार्थः " એ પદોનું બે વાર કથન આ સાંખ્યપ્રવચનની સમાપ્તિ જણાવવા માટેનું છે. ૭૦

इति श्रीमन्नथुरामशर्मणा विरचितायां श्रीसांख्यतात्पर्यबोधिन्याख्यायां गुर्जरभाषाटीकायां षष्ठस्तंत्रार्थसंक्षेपाध्यायः ॥ ६ ॥

## ॥ श्रीसांख्यप्रवचननां सूत्रोनी वर्णानुक्रमणिका ॥

## आ



## इ

## क



## ग

## ल



## व